નવા ધોરણ પ્રમાણે તૈયાર કરેલ.

# નિબંધ રિપોર્ટ સંગ્રહ


રચનાર

**મોરારજી વલ્લભભાઈ મહેતા,—મુ. સુરત.**

( સુધારો વધારો કરનાર )

ડા. મગનલાલ મથુરદાસ [illegible]

એલ. એમ. એસ. (કલકત્તા)



**જયન્તીલાલ નારણલાલ મોતીલાલ શાહ.**

બુકસેલર એન્ડ પબ્લીશર.

રીચીરોડ—**અમદાવાદ.**

તથા

બુકસેલર **લલ્લુભાઈ અમુલખદાસ શાહ**

માણેકચોક—**અમદાવાદ.**





આવૃત્તિ ૯મી ( નવા વધારા સહિત )

સંવત ૧૯૮[illegible] | પ્રત ૩૦૦૦ | સન

**કીંમત ૧૨ આના.**

નવાં ધોરણ પ્રમાણે તૈયાર કરેલ.

# નિબંધ રિપોર્ટ સંગ્રહ.




રચનાર,

**મોરારજી વલ્લભભાઈ મહેતા,—અમદાવાદ.**

( સુધારો વધારો કરનાર. )

ડૉ. મગનલાલ મથુરદાસ સારડા.

એલ. એચ. એમ. એસ. (કલકત્તા).


—— (૦) ——


છપાવી પ્રસિદ્ધ કરનાર,

**જયંતી નારણલાલ મોતીલાલ શાહ.**

બુકસેલર એન્ડ પબ્લિશર.

રીચીરોડ—અમદાવાદ.

તથા

**બુકસેલર ચીમનલાલ લલ્લુભાઈ**

ઠે, માણેકચોક—અમદાવાદ.







આવૃત્તિ ૯ મી. ( સુધારા વધારા સહિત. )

સંવત ૧૯૮૬ ] પ્રત ૩૦૦૦ [ સને ૧૯૩૦

કીમત ૧૨ આના.

# રાવ બહાદુર નંદશંકર તુળજાશંકરનો
# આ પુસ્તક વિષે મત.

---

નિબંધ તથા રિપોર્ટ સંગ્રહ સમજુતીના નમુના સાથેનું પુસ્તક; મોરારજી વલ્લભભાઇ મહેતા સુરતની એક મ્યુનિસિપલ સ્કુલના હેડ માસ્તરે રચેલું. તેમાંનો ભાગ મારી આગળ ગ્રંથકર્ત્તાએ વાંચી સંભળાવ્યો; તે ઉપરથી મને લાગે છે કે જે છોકરાઓ પબ્લિક સર્વિસ પરીક્ષામાં અથવા છઠ્ઠા ધોરણની પરીક્ષામાં જાય, તેઓને એ પુસ્તક ઘણું ઉપયોગી થઈ પડશે. નિબંધના કેવી રીતે ભાગ પાડવા તથા સરળ સૂચનાઓ ગ્રંથમાં દર્શાવેલી છે. તથા તેવા કેટલાક પ્રકારના નિબંધના નમુના આપેલા છે, તે ઉપરથી છોકરાને એવા અથવા એને લગતા વિષયો ઉપર નિબંધો લખવાનું સહેલું પડે એમ લાગે છે. એજ પ્રમાણે રિપોર્ટો તથા અરજીઓ જુદા જુદા વિષયો ઉપર જુદા જુદા અમલદારોને કેવી રીતે કરવા તેની સમજુતીના નમુના સાથે આપ્યા છે નિબંધો તથા અરજીઓમાં ભાષા વાપરી છે, તે સહેલી ચાલુ વહીવટ પ્રમાણે છે. એ પ્રમાણે સઘળી રીતે જોતાં એ પુસ્તક વિદ્યાર્થીઓને ઘણું ઉપયોગી થઇ પડે એવું લાગે છે, માટે મારી એવી ભલામણ છે કે કેળવણી ખાતાના અધિકારીઓએ એ પુસ્તક ઇનામમાં આપવા તથા સ્કુલ લાઇબ્રેરીઓમાં રાખવા યોગ્ય ઠેરવવું જોઇએ. એ પુસ્તક રચવાની મહેનત સફળ થાય એવું હું અંતઃકરણથી ઇચ્છું છું.

---

# પ્રસ્તાવના.

---

નિબંધ, રિપોર્ટ અરજી, ચિઠ્ઠી, કાગળ અને દસ્તાવેજ વગેરેનો વિષય [illegible] નિશાળોના ઉપલાં ધોરણોમાં દાખલ છે, એ વિષય શીખનાર શીખવનારને યથાયોગ્ય ઉપયોગમાં થઈ પડે એવું પુસ્તક ન હોવાથી આ ચોપડી બહાર પાડવાની અમને જરૂર જણાય છે.

મરહૂમ રા. રા. કરસનદાસ કૃત "નિબંધ માળા" નામે પુસ્તક પ્રગટ થયેલું છે. નિબંધ માળાના ઘણા નિબંધો મોટા ઉમ્મરના માણસોને ઉપયોગના છે; એટલે એ પુસ્તક વિદ્યાર્થીને ઉપયોગી થઈ પડયું જણાતું નથી.

"નિબંધ રીતી" નામે નાનું પુસ્તક ગુજરાતી ભાષાના સાક્ષર વિદ્વાન મરહૂમ રા. રા. નવલરામ લક્ષ્મીરામ તરફથી બહાર પડેલું છે, નિબંધ રીતીમાં નિબંધના વિષયના મુદ્દા લખ્યાં છે; અને વિસ્તાર કરવાનું વાંચનારની બુદ્ધિપર રાખ્યું છે. શીખનારને આ પુસ્તક ગોખણરૂપ ન થાય અને પોતાની બુદ્ધિ ખીલવવાનું સાધન મળે એ હેતુ રાખેલો જણાય છે. પેટા વિસ્તાર કરવાને બીજાં પુસ્તક જોવાં જોઈએ તેથી એ પુસ્તક પણ શાળાઓના વિદ્યાર્થીને રુચિકર ન થઈ પડે એ સ્વાભાવિક છે.

આ વિષય ઉપર ત્રીજું પુસ્તક "નિબંધ સંગ્રહ" નામે બહાર પડયું છે, તેમાં તો ફક્ત નિબંધો જ આપેલા છે. તેથી એ પુસ્તક વડે વાંચનારની બુદ્ધિ ખીલવવાને બદલે એકલું ગોખણ વધે

આ પુસ્તક તૈયાર કરવાની વધારે જરૂર તો એટલાજ માટે લાગી કે નવાં ધોરણોમાં વાક્ય રચતાં શીખ્યા પછી વાર્તાનો સાર, નાના નાના નિબંધો, ચિઠ્ઠીઓ, કાગળ, દસ્તાવેજો, રિપોર્ટ, અરજીઓ અને છેવટ મોટા નિબંધો દાખલ કર્યા છે, અને ઉપરનાં પુસ્તકોમાં એ સંબંધી બીલકુલ ઇસારો સરખોએ નથી, માટે નવાં ધોરણોને અનુકુળ થાય એવા હેતુથી, આ પુસ્તક એક અનુભવી વિદ્વાન અને ચાલાક શિક્ષકને હાથે તૈયાર કરાવવામાં આવ્યું છે.

આ પુસ્તક તૈયાર કરવામાં કાળજીપૂર્વક કામ કરવામાં આવ્યું છે કે વિદ્યાર્થીની તર્કશક્તિ ખીલે; અને તેથી કેટલાક નિબંધો, અને કેટલાંક નિબંધનાં નામજ આપેલાં છે. અરજીઓમાં પણ તેમજ કરવામાં આવ્યું છે. તથા મનાયતો આ[illegible] શકાશે ને છોકરાંની બુદ્ધિ ખીલશે.



# નવમી આવૃત્તિની પ્રસ્તાવના.



આ પુસ્તકનાં અત્યંત ઉપયોગીપણાને લઈ તેનો બહોળો ઉઠાવ થવાથી સાતમી આવૃત્તિ સુધારા વધારા સિવાય પ્રસિદ્ધ કરવા અમોને ફરજ પડી હતી, તેમજ તેની છપામણીમાં પણ તાકીદ કરવાની જરૂર પડવાથી પ્રેસની કેટલીએક ભૂલે જેમની તેમ રહી ગયેલ હતી; છતાં તે આવૃત્તિ એકદમ ખપી જવાથી આ આઠમી આવૃત્તિ સુધારા વધારા સહિત પ્રસિદ્ધ કરવા અમોને આનંદ થાય છે. અને આશા છે કે આ પુસ્તક વધારે ને વધારે લોકપ્રિય નિવડી તરતમાં નવમી આવૃત્તિ તેવીજ રીતે છપાવવા ઉત્તેજન મળશે. આ નવી આવૃત્તિમાં જામનગર સ્ટેટનાં મજી મામલતદાર તથા હરદ્વાર ગુરૂકુલ કોલેજનાં માજી કૃષિ પ્રોફેસર ડૉ. મગનલાલ મથુરદાસ સારડાએ પ્રેસનાં પ્રુફો વિગેરે તપાસી ખાસ સુધારો કરી નવા દશ બોધદાયક નિબંધો વધારેલા છે. જેથી વિદ્યાર્થી વર્ગને તેમજ શિક્ષક વર્ગને આ પુસ્તક પોતાના ઉપયોગીપણા માટે અતિ પ્રિય થશે એવી આશા છે. એજ **સુજ્ઞેષુ કિં બહુના.**

અમદાવાદ.
તા. ૨૦ ડીસેમ્બર સને ૧૯૨૫.

પ્રસિદ્ધ કર્ત્તા.

# શિક્ષકને સૂચના.

---

આ પુસ્તકના પહેલા પ્રકરણમાં વાક્ય રચનાનો વિષય રાખવામાં આવ્યો છે; માટે કર્ત્તા, કર્મ અને ક્રિયાપદના વધારાનાં વાક્યો બરાબર પાકાં આવડયા પછી આગળ ચાલવું. બીજાં પ્રકરણમાં નાની નાની રસીક વાતો આપેલી છે તેમાં વાકય રચના, અક્ષર જોડણી સુધારવાનો હેતુ સમાવેલો છે; માટે તેવી બીજી વાતો લખાવી વાકય રચના અને જોડણી સુધારતા રહેવું. ત્રીજા પ્રકરણમાં પેહેલી નાની ચિઠ્ઠીઓ અને પછી કાગળ આપેલા છે, તેથી જણાશે કે વાતો કરતાં એક પગથીયું વધારે છે. પછી નાના નિબંધો શરૂ કરવાનું રાખ્યું છે કે જેથી નાનાં નાનાં પેટાં પાડતાં તથા બે બે કે ત્રણ ત્રણ વાકયો જોડીને લખતાં આવડે. છેવટના ભાગમાં મોટા નિબંધો અરજીઓ અને રિપોર્ટ આપવામાં આવેલાં છે. દસ્તાવેજ ઘણાજ મુદ્દાના ગણાય છે કે છેક છેલ્લે આપેલા છે. આ પુસ્તકમાં દરેક વિષય કેમ શીખવવો તે, વિષયની સાથેજ આપવામાં આવ્યું છે; તે વાંચી દરેક વિષય શરૂ કરવો. પણ એટલું યાદ રાખવું કે દરેક વિષય પાકો થયા સિવાય આગળ ચાલવું નહિ.

---

# સાંકળીયું.

## ભાગ ૧ લો.

## પ્રકરણ ૩ જું. (ચિઠ્ઠીઓ અને કાગળ વિષે.)



## પ્રકરણ ૪ થું. (નાના નિબંધ).

પ્રકરણ ૫ મું. (વિસ્તારથી નિબંધો વિષે).

પ્રકરણ ૬ ઠું



પ્રકરણ ૭ મું.—( રિપોર્ટ અરજીના નમુનાઓ. )

પ્રકરણ ૮ મું. દસ્તાવેજો વિષે સૂચનાઓ.



પ્રકરણ ૯ મું (દસ્તાવેજના નમુના)

॥ શ્રી ગણેશાયનમઃ ॥

# निबंध संबंधी सामान्य सूचना.

## પ્રકરણ ૧ લું.

૧. હરકોઇ મુકરર વિષયની ઇમારત ગોઠવી તે સંબંધી વર્ણન કરવું તેનું નામ નિબંધ. સાધારણ રીતે કાયદાસર યથા-યોગ્ય પૂર્ણ કરેલા હરકોઇ પ્રબંધ-ગ્રંથ કરતાં તે વધારે ટુંકા ને વધારે ઓછો પદ્ધતિસર લખવામાં આવે છે.

૨. નિબંધમાં વિષયનો સાર અને વિષયની ભાષા એ બાબત મુખ્ય છે.

## નિબંધનો સાર.

૩. વિષયનો સાર જેમાં યથાસ્થિત લખ્યો હોય, એટલે તેમાં જોઇતી બાબત બરાબર લંબાવી,-ખપતી રહી ગઇ ન હોય, અને જરૂર વગરની વર્ણવી ન હોય, તે નિબંધ સારો કહેવાય. જે બાબત સંબંધી નિબંધ લખવા બેઠા હોઇએ, તે વિષેનો વિચાર જેમ સંપૂર્ણ-પણે દર્શાવાય, તેમ તે નિબંધ શ્રેષ્ઠપણે લખ્યો કહેવાય. નિબંધ લખતાં શીખવવાનો મૂળ સબંધ એજ છે. એથી કાગળ લખતાં, અરજીઓ કરતાં, ચર્ચાપત્ર લખતાં, અને છેવટ ગ્રંથ લખતાં આવડે

છે, કહેવત છે કે "જ્યાં ન પહોંચે રવિ, ત્યાં પહોંચે કવિ" તે મુજબ લખનાર જે વિષયનો નિબંધ લખતો હોય તે વિષે સંપૂર્ણ વિચાર પોતાની બુદ્ધિ લંબાવીને કે તે બાબતમાં પૂર્વના થઈ ગએલા વિદ્વાનોના વિચાર ટાંકીને કે ઇતિહાસિક દૃષ્ટાન્ત આપીને કે બીજી કોઈ રીતે તેનું પૂર્ણ સ્ફોટન કરે ત્યારે તે નિબંધ સારો લખ્યો કહેવાય; એટલું ચોકસ છે કે જેમ સાર ટુંકામાં પણ સ્પષ્ટ હોય તેમ તે નિબંધ સારો, માટે અગત્યના વિચાર રહી ન જાય, ને વગર મહત્વના લંબાય નહિ તેટલું ધ્યાનમાં રાખવું. કુવામાંના કાચબાની માફક ઘણી વખત વિદ્યાર્થીઓ પોતાની ન્યાત, જાત, ધર્મ ગામ, શેરી કે શહેરમાં તે સંબંધી જે કાંઈ હરકત હોય તેટલી લખી મૂકે છે, પણ તેમણે યાદ રાખવાનું છે કે સ્થાનિક નિબંધ લખવાનો કહ્યો ન હોય ત્યારે આપણે આખી દુનિઆનો વિચાર લઈ નિબંધ લખીએ છીએ, માટે બહોળા વિચાર ચલાવી નિબંધ લખવો.

૪. હરકોઈ બાબતનો નિબંધ આપણે લખવા માંડીએ તે પહેલાં તે બાબતના કેટલા મુદ્દા છે તે પ્રથમ વિચારપૂર્વક મુકરર કરવા. નિબંધ સંબંધી સંપૂર્ણ વિચાર કરી રહ્યા બાદ તેના ચોકસ મુદ્દામાં ભાગ પાડવા, મુદ્દા ગોઠવતા પહેલાં જે વિષયનો નિબંધ લખતાં હોઈએ તે સંબંધી જે માહીતી આપણને હોય તેનું સ્મરણ કરી નોંધરૂપે કાગળ કે સ્લેટ પર લખી કાઢવું; આપણા વાંચવા કે સાંભળવામાં તે વિષેનું જ્ઞાન અમુક પુસ્તકમાં છે એમ હોય તો તે પુસ્તક મેળવી વાંચી જવું, અને તેમાંથી અગત્યની નોંધ કરતા જવું; વળી કોઈ વિદ્વાન તે સંબંધી જ્ઞાન ધરાવનાર આપણા જાણ્યા મુજબ નજીકમાં હોય તો બનતાં સુધી તેનો સમાગમ કરી તેની પાસેથી

યોગ્ય હકીકત મેળવી લેવી—એટલું કર્યા પછીજ આપણી કરી રાખેલી ટુંક નોંધને આધારે નિબંધના મુદ્દા એટલે પેટા મુકરર કરવાં. દરેક મુદ્દે મુદ્દે લખતાં પેરેગ્રાફ (પરિલેખ) બદલવો, અને તે બદલતાં મથાળે કે હાંસીઆમાં પ્રથમ મુદ્દાનું નામ મોટે અક્ષરે લખવું, બાદ તેનો વિચાર તે નીચે યોગ્ય રૂપમાં લખવો. છેલ્લે સાર પાછો ટુંકમાં વર્ણવી જવો, અને તે પરથી બોધ લખવાનો હોય તો, તે રસીલી ને સરળ ભાષામાં લખવો.

મુદ્દા પાડી નિબંધ લખવાનો મહાવરો પડ્યા પછી લખનારને આગળ જતાં સ્વતઃ મુદ્દા પોતાની મેળે મનોમય ગોઠવાઇ જશે. અને તે આધારે તે સ્વાભાવિક પ્રેરણાથી લખ્યો જશે; નિબંધ લખશે એટલુંજ નહિ પણ એ મુજબ પેટાને બદલે પ્રકરણમાં ભાગ પાડી આખો ગ્રંથ લખી શકશે. કોર્ટમાં અરજી દાખલ કર્યા પછી દાખલ કરનાર અરજી આપનાર વાદીનો પુરાવો પ્રથમ લે છે બાદ પ્રતિવાદી તે વિષે જવાબ લેશે. પછી વાદી પ્રતિવાદીના વકીલો સમક્ષ કોર્ટ તે દાવાના મુદ્દા ( issues ) મુકરર કરે છે, અને તે મુદ્દા સંબંધીજ પુરાવો લઇ પડેલા પુરાવાને આધારેજ તે દરેક મુદ્દા બાબતમાં પોતાનો અભિપ્રાય કારણ સહિત લખતા જાય છે. ન્યાયાધીશ ફેંસલો કરે છે, કે જેથી ઉપલી કોર્ટમાં જતાં પણ વાંચનાર તેનો અગત્યનો ભાગ ઝટ ખ્યાલમાં લઇ શકે; તે મુજબ નિબંધ લખનારાના મુદ્દાની માફક તે નિબંધનો વાંચનાર ઝટ ધ્યાનમાં લઇ તેનું તોલ કરી તેનો આબેહુબ વિચાર લઇ શકે. એટલુંજ નહિ. પણ વાંચનાર તે વિચારને મળતો થાય, ત્યારેજ નિબંધ વાસ્તવિક લખાયો કહેવાય. નવા લખનાર પાસે એટલી આશા રાખી

ન શકાય, છતાં પહેલેથીજ પેટા પાડી નિબંધ લખતાં શીખવવાની જરૂર છે; છેવટ એની જરૂર નથી. સહેલી નજીવી બાબતના નિબંધમાં પેટાં પાડવાની જરૂર નથી. પેટાંથી નિબંધ ક્રમ પ્રમાણે લખી શકાય છે, અને અગત્યની બાબત રહી જતી નથી.

૫. નિબંધ લખવાનાં ત્રણ રૂપ છે; **વર્ણન, કથન,** અને **વિવેચન.** હરકોઇ પ્રાણી, પદાર્થ ગામ કે શહેરનું વર્ણન તાદૃશ ચિતાર આપે એ રીતે રસમય ભાષામાં લખ્યું હોય, ત્યારે તે વર્ણનરૂપ નિબંધ કહેવાય. વર્ણનરૂપ નિબંધ એ ખરૂં જોતાં અક્ષરોના સમૂહવાળું તેનું ચિત્રજ છે. તેના દરેક અવયવ પૃથક્ પૃથક્ લઇ વર્ણવ્યા હોય, તેથી નિબંધ પુરો થતાં વાંચનારને ચિત્રની માફક આબેહુબ મનોમય આકૃતિ ખડી થાય, તેથી અક્ષરોના સમુહવાળું ચિત્રજ કહેવાય.

હરકોઇ બાબત સંબંધી તેનો આગલો પાછલો ઇતિહાસ વર્ષના ક્રમવાર લખ્યો હોય, ત્યારે તે કથનરૂપ એટલે તે કથા-વાર્તારૂપ નિબંધ કહેવાય. દુકાળ, વીમા ફંડ, રેલવે છાપખાનું ઇત્યાદિ બાબતના નિબંધો કથનરૂપ લખી શકાય.

હરકોઇ વિષયના ફાયદા ગેરફાયદા પ્રમાણ સહિત લખીએ ત્યારે વિવેચનરૂપ નિબંધ કહેવાય. સત્ય, સભ્યતા, પરોપકાર, અહિંસા, લાંચ, ચોરી, બાળલગ્ન, ન્યાતવરો ઇત્યાદિ ઘણાક વિષયના નિબંધ આ રૂપે લખી શકાય.

હરકોઇ નિબંધ લખવામાં એ ત્રણમાંનુ એકજ રૂપ આવે એવો કાંઇ મેળ નથી; ત્રણે રૂપની હકીકત આવે છે, પણ જેવો વિષય તે પ્રમાણે, તેનું પ્રાધાન્યરૂપ આવવું જોઇએ.

વર્ણનરૂપ નિબંધ લખવા સહેલા છે, માટે નવા શિખનારને આરંભમાં તેવાજ વિષયો શીખવવા.

---

## નિબંધની ભાષા.

૧. નિબંધની ભાષા શુદ્ધ, સરળ, રસમય, ઉંચી ઢબની અને નાગરી હોવી જોઇએ.

૨. નિબંધમાં પ્રાંતભેદના, ગામડીઆ કે રૂડ શબ્દો મૂકવા નહિ.

૩. ભાષાના પેટામાં સારા અક્ષર, શુદ્ધ જોડણી, નિયમસર વાક્ય રચના; અને યોગ્ય સ્થળે વિરામચિન્હો મૂકવાં, એ સઘળાંનો સમાસ થાય છે.

૪. કોપીની માફક ચોપી ચીપીને અક્ષર નિબંધમાં લખવાની જરૂર નથી. છતાં પાકા અને લાંબા મરોડદાર અક્ષર લખવા; તેમ શબ્દે શબ્દ છુટા લખવા.

૫. શુદ્ધ જોડણી લખવામાં ઘણો વિચાર કરવાનો છે. એ સંબંધી નિયમો આગળ આપ્યા છે. તે પરથી વિચાર કરી તેમજ સાક્ષર વર્ગમાં વિદ્વાનો ગણાતા હોય. તેમને પગલે ચાલી જોડણી લખવી; જોડણીના શુદ્ધપણા માટે સર્વ વિદ્વાનો હજુ એક મત પર આવ્યા નથી, એ દીલગીરી ભરેલું છે; આપણી ભાષાનું ખેડાણ હવે દિન પરદિન સારૂં થવા લાગ્યું છે, માટે ભાષાનો એક સંપુર્ણ કોષ તૈયાર કરે, અને ઇંગ્રેજીની માફક દરેક શબ્દની જોડણી સ્થાપિત કરી દે, ત્યારે લખનારની વિટંબણા દૂર થાય એમ છે. સાધારણ લખનારે પણ જોડણીની મોટી ભૂલો નજ કરવી. માત્રા રહી જવાથી અજમેર ગયા ને બદલે અજમર ગયા તેમજ અનુસ્વાર રહી જવાથી કુંર્તાને

બદલે કુત્તી થઇ જાયે છે, માટે એવી ન સહન કરી શકાય એવી મોટી ખામી તો દૂરજ થવી જોઇએ.

૭. વિરામચિન્હો એટલે ટાંપો બરાબર મુકવી જોઇએ, આગળ વિરામચિન્હો વિષે ટુંકામાં હકીકત છે, તે પરથી વિચાર કરી ટાંપ મૂકવી. અલ્પવિરામ, અને પૂર્ણવિરામ એ બે મુખ્ય ટાંપની ભૂલ તો નજ થવી જોઇએ. ચોરી કરૂં નહિ, કરૂં તો સરકારનો ગુન્હેગાર થાઉં; એ વાક્યમાં નહિ આગળ અલ્પવિરામ વગર કેટલો ખોટો અર્થ નીકળે તેનો વાંચનારે વિચાર કરવો.

(क) કોઇ નામને છઠ્ઠી વિભક્તિનો ના પ્રત્યય લાગ્યો હોય, અને તેની પછીનું નામ નાન્યતરજાતિના બહુવચનમાં આવે ત્યારેજ તેના પર અનુસ્વાર આવે છે; જેમ ઘરનાં માણુસ, શહેરનાં ઘર વગેરે.

(ख) સારૂ શબ્દયોગી અવયય હોય, ત્યારે તેપર અનુસ્વાર આવતું નથી, પણ તે વિશેષણ હોય ત્યારે આવે છે; જેમ આ ઘોડાને સારૂ સારૂં ઘાસ લાવ.

(ग) મા એટલે જનેતા—જન્મ આપનારી એવો અર્થ હોય, ત્યારે તે પર અનુસ્વાર આવતું નથી, પણ માએ સાતમી વિભક્તિનો પ્રત્યય હોય, અગર 'મા' નો અર્થ નહિ એવો થાય, ત્યારે તે પર અનુસ્વાર જોઇએજ.

(घ) ઘણુંાખરાં નાન્યતરજાતિનાં હ્રસ્વ ઉકારાંત નામના છેવટ ઉપર; તેમજ ક્રિયાપદનાં ઉં છેડાપર અનુસ્વાર આવે છે: જેમ બકરૂં કુતરૂં, કરવું ૪૦ એ વગેરે અનુસ્વારના કેટલાક ધોરી નિયમ શીખવવા.

૮. પેરેગ્રાફ જરૂર હોય ત્યાં બદલવા જોઇએ. લખતાં લખતાં વિષયનું રૂપ બદલાય. એટલે તે લીટી છોડી દઇ બીજી લીટીના આરંભથી સહેજ જગ્યા પડતી મૂકી લખવું, તેનું નામ પેરેગ્રાફ. પેરેગ્રાફ ઇંગ્રેજી ભાષાનો શબ્દ છે. સંસ્કૃત 'પરિલેખ' શબ્દ એને બદલે મૂકીએ તો ચાલે. તેજ વિષયસંબંધી વિચારની સંકળના પરિલેખથી બદલાય છે.

૯. નિબંધના માંહેનું લખાણ વગર લીટીનું હોય તો મથાળું લીટીબંધ મોટા અક્ષરથી અગર લીટીબંધ અંદરનું લખાણ હોય તો મથાળું બાળબોધ અક્ષરથી જુદુંજ માલમ પડી આવે એમ લખવું. તેમજ લખતાં ચેતાવવા લાયક ખાસ બોલ અગર વ્યાખ્યા આવે તો તે સાધારણ લખાણથી મોટા અક્ષરે લખવાં.

૧૦. કવિતા, કહેવત કે બીજામાંથી ઉતારેલું લખાણ આવે, ત્યારે ત્યાં અવતરણ ચિન્હ આરંભમાં ને પૂરૂં થતાં મૂકવું. તેમજ જરૂર હોય તો બીજી લીટીથી પેરેગ્રાફ જુદો પાડી લખવું. કવિતા લખીએ ત્યારે સાધારણ ગદ્ય લખાણની માફક લીટીબંધ લખી ન જવી, પણ છંદના માપસર જુદી જુદી લીટીઓ તેના પ્રાસ પ્રમાણે માલમ પડે તે ઢબે લખવી.

૧૧. સંસ્કૃત શ્લોક આવે, ત્યારે તે બાળબોધમાં શુદ્ધ અસલરૂપે લખવો; અને બને ત્યાં સુધી તેનો અર્થ તે નીચે ગુજરાતીમાં જણાવવો.

૧૨. નાણાં, તોલ, માપ ઇ૦ કોષ્ટકનાં નામ આવે ત્યારે તે વહીવટ પ્રમાણે લખવાં, સંખ્યા આવે ત્યારે અક્ષરને બદલે બનતાં સુધી અંકસ્થાનમાંજ જણાવવી.

૧૩. એકજ વિષયની પેટા બાબત આવે. ત્યારે તે દરેક નીચે પેરેગ્રાફથી બદલી (ક) (ખ), (ગ), (ઘ), વગેરે અક્ષરોથી તે દરેક જુદી પાડવી.

૧૪. નિબંધના દરેક પેટે પેરેગ્રાફ બદલવો. અને દરેક પેટું ટુંકામાં હાંસીઆમાં કે પેરેગ્રાફના મથાળે લખવું. અને તેનો વિસ્તાર માહેલા ભાગમાં કે તે તળે લખવો. પેટાં પાડયા વગર વાચનમાળાની ચોપડીઓમાંના પાઠોની માફક નિબંધ લખીએ, ત્યારે પણ તમામ લખાણ જરૂર લાગે ત્યાં પેરેગ્રાફ બદલતા જઇ યોગ્ય ઢબે ક્રમ મુજબ સાંકળાઇ ગયેલું લખવું.

૧૫. વાકયરચના નિયમસર જોઇએ. અશુદ્ધ વાકય કદી ન લખવું. એ સંબંધી થોડી સૂચના નીચે મુજબ લખી છે.

क. છઠ્ઠી વિભક્તિનો સંબંધ બેવડાવવો નહિ. જેમ આ ચોપડીના માલિક દાદાભાઈ નવરોજજીની છે એમ કદી ન લખવું. આ ચોપડીના માલિક દાદાભાઇ નવરોજજી છે, અગર આ ચોપડી દાદાભાઇ નવરોજજીની છે. એમાંથી ગમે તે એક રીતે લખવું.

ख. વચ્ચે કૃદંત અવ્યય રાખીને અગર કૃદંતને ક્રિયાપદનું રૂપ આપીએ તો આગલાં પાછલાં એકજ કાળ, પુરૂષ, વચનમાં આવે તે રીતે જુદાં પાડીને લાંબું વાકય હોય તો લખવું,—જેમ તે ઉઠીને આવ્યો અગર તે ઉઠયો ને આવ્યો; ને ખાઇ સુઇ ગયો, અગર તેણે ખાધું ને સુઇ ગયો.

ग. મૂળભેદ અગર શકયભેદ બેમાંથી ગમે તે ઢબે વાકય લખવું. જેમ મેં કામ કર્યું, અગર મારાથી કામ કરાયું; મેં ખાધું, અગર મારાથી ખવાયું. શકયભેદમાં ક્રિયાપદનો કાળ, વચન હોય, તેમ મૂળભેદમાં લખવાં.

ઘ. કર્મને છૂટું પાડવું, અથવા બને તો ક્રિયાપદમાં ભેળી દેવું. જેમ તે ગાયન કરે છે, તેને બદલે તે ગાય છે, તે રંગ ચડાવે છે, તેને બદલે તે રંગે છે. ઇત્યાદિ.

૧૬. નિબંધ કે રિપોર્ટનો સાર અધુરો રહી જાય, એમ ટુંકામાં ન પતવતાં સંપૂર્ણ રીતે દર્શાવાય એમ અનેક ટુંકાં ટુંકાં વાકયોથી આરંભમાં લખવું. પાછળથી લખતાં લખતાં ભાષાનું પ્રૌઢપણું પ્રાપ્ત થાય. તેમ વાકયનો વિવિધ રીતે વધારો કરી લંબાણ ઢબથી લખવું. વાકયનો વધારો એક અર્થના શબ્દોથી, ગુણ વિશેષણથી, છઠ્ઠી વિભક્તિથી, અને ક્રિયા વિશેષણથી એમ અનેક રીતે થાય છે; તેમાંથી હરેક રીતે વાકયો લંબાવતાં જઇ વિષયનું સ્પષ્ટિકરણ જેમ ખુલાસાબંધ થાય તેમ કરતા જવું, કે જેથી નિબંધ લખનાર આગળ જતાં ગ્રંથકર્ત્તા થઇ શકે. જરૂરી લખાણજ શોભે, માટે અનુચિત સ્થળે વધારો ન કરવો.

૧૭. આગળ આપેલો વાકયરચનાનો ભાગ પાકો શીખવવો, કે નિબંધ લખતાં તેવી ભૂલો ન થાય. જેમ એક સાધારણ નિયમ લઇ એક વિશેષ્યની જાતિ, વચન, વિશેષણને લાગે, હવે વાકય ઘણું લાંબું હોય, ને વિશેષ્ય ને વિશેષણ દૂર દૂર રહ્યાં હોય, ત્યારે આ નિયમથી ઉલટા પ્રકારની ભૂલ થયાનો સંભવ હોય છે; પણ સંભાળ રાખે તો તેવી ભૂલો ન થાય.

૧૮. વાકય લખી રહ્યા પછી બનતાં સુધી ફરી વાંચી વિચાર કરવો કે એમાંના શબ્દો બરાબર ગોઠવ્યા છે કે નહિ. એકનો એક શબ્દ જુદે જુદે સ્થળે લખવાથી અર્થમાં ઘણો ફેર પડી જાય છે, જેમ તેણે સારૂં કામ કર્યું, કામ સારૂં કર્યું; અને સારૂં કામ તેણે

કર્યું; એ ત્રણે વાક્યોમાં "સારૂં" શબ્દનું સ્થળ ફેરવવાથી અર્થનો ફેર પડે છે.

૧૯. બનતા સુધી નિબંધમાં ત્રીજોજ પુરુષ વપરાય, એવી ભાષાની ઢબ રાખવી, કે જેથી તે એકમાર્ગી ન થતાં સર્વમાન્ય થાય.

---

## જોડણીના નિયમો કેળવણી ખાતાએ મંજુર કરેલા.

૧ શુદ્ધ સંસ્કૃત શબ્દોની જોડણી મૂળ પ્રમાણે કાયમ રાખવી, પણ તેમાં નીચેના ફેરફારો કરવા.—

(અ) અનુનાસિક અક્ષરોને સ્થળે અનુસ્વાર વાપરવું, જેમકે— સંબંધ, અંગ, અંક, વગેરે અન્ન, સન્મતિ, ઉન્માદ અને એવા બીજા શબ્દો અપવાદ રૂપ છે.

(બ) હ્રસ્વ ઇકારાંત સંસ્કૃત શબ્દોનાં બનેલાં સ્ત્રીઓનાં વિશેષ નામો દીર્ઘઇથી લખવાં; જેમકે હરી, મણી, શાંતી, વગેરે.

(ક) અકસ્માત્ એવા શબ્દો, જે વ્યંજનાંત છે અને જેને ગુજરાતી પ્રત્યયો લાગી શકે છે, તેમને અંતમાં અ છે એમ ગણીને લખવા.

૨. જે ઇંગ્રેજી શબ્દો ગુજરાતીમાં રૂઢ થએલા નથી, તેમના ઉચ્ચારો તેટલી ચોકસાઇથી સાચવીને ગુજરાતી જોડણીથી દર્શાવવા, પણ તેમ કરવામાં કોઈ નવી નિશાની ન દાખલ કરવાની કાળજી રાખવી. '૧' નો ઉચ્ચાર હ્રસ્વ ઇથી દર્શાવવો.

૩. સંસ્કૃત ઇંગ્રેજી કે બીજી પરભાષાના જે શબ્દોમાં કે તેમના કોઈ પણ ભાગમાં જરાપણ ફેરફાર થયો હોય, તેવા બધા શબ્દોને અસલ શબ્દો ઉપરથી અપભ્રષ્ટ થએલા ગુજરાતી શબ્દો ગણવા.

ફારસી અને અરબી શબ્દોના ઉચ્ચારો ગુજરાતી અસલ પ્રમાણે શુદ્ધ હોય કે તેમાં ફેરફાર થએલો હોય, તો પણ તેમને અપભ્રંટ ગુજરાતી શબ્દો ગણવા આ પ્રમાણે વરસ, શુકન, ઈન્સાફ મૃગશર, મારગ, ખેતર, ઇશક, ઇજનેર; અંગ્રેજ, વગેરે શબ્દોને ગુજરાતી અથવા અપભ્રંટ શબ્દો ગણવાના છે.

સુચના—જોડણીમાં મતભેદ થાય છે, તેવા ગુજરાતી અથવા અપભ્રષ્ટ શબ્દને માટે નીચેના નિયમો છે.

૪. જ્યાં કોઇ શબ્દનો જુદા જુદા પ્રાન્તોમાં જુદો જુદો ઉચ્ચાર થાય છે. પણ તેમાંનો એક, સાક્ષર વર્ગના લખાણના લાંબા રૂઢ થએલા પ્રચારની જોડણીને માટે લાંબા વખતથી સ્વીકારએલો છે, ત્યાં તે શબ્દની તેજ જોડણી કાયમ રાખવી; જેમકે—આંખ, લાવ, શું, કહીશું, બેસ, બેસી (બેશી' નહિ), પીરસ, પીરસ્યું ('પીરશ્યું' નહિ) પીરસી ( ' પીરશી નહિ ' ) ડોસો, ડોસી ( ' ડોશી ' નહિ, ) વગેરે.

૫. શબ્દોના ઉચ્ચારમાં 'હ' નો અવાજ મળેલો હોય, ત્યાં હાલ જેમ લખાય છે તેમ લખવાનું જારી રાખવું.

(અ) રહે, કહે, પહોંચવું, વહેચવું, રાખવું.

(ક) સોઢું, મોઢું, ચઢવું.

(ડ) નાનો, મોટો, મારો, અમારો, મોં (ચહેરો) અને બીક (બીવું)

૬. જોડાક્ષરનો પહેલો અક્ષર અનુનાસિક હોય ત્યાં બધા શબ્દોમાં તેને બદલે અનુસ્વાર લખવું; જેમકે—અંગારો; ઉંમર, કિંમત, વગેરે.

અનુસ્વારસહિત કે અનુસ્વારરહિત ઇ કે ઈ અથવા ઉ કે ઊ નિયમો ( નિયમ ૭ થી ૯ સુધી )

૭. (૧) શબ્દના અંત્ય કે ઉપાંત્ય એકાચ્માં, અથવા બંનેમાં ઇ નો ઉચ્ચાર દીર્ઘ છે, અને તે દીર્ઘ ઇથી દર્શાવવો. જેમકે ગી, ચી, કડી, ભીખ, શીખ, કીડી, અહીં, ઢીંડ, વસીલો, દરીઓ, વગેરે.

(૨) અંત્ય કે ઉપાંત્ય, સિવાયના એકાચ્માં આવનાર ઇની પછી હ્રસ્વ એકાચ્ આવે તો તેનો ઉચ્ચાર દીર્ઘ દીર્ઘ એકાચ્ આવે તો તેને ઉચ્ચાર હ્રસ્વ છે માટે તે પ્રમાણે, લખવા-માં (દીર્ઘ) ઇ કે (હ્રસ્વ) ઇ થી દર્શાવવું. જેમકે-બિલાડી, ખીચડી, ખીસકોલી, નાળિએર, ઘડિઆળ, વગેરે. પણ જોડાક્ષરની પહેલાં આવનાર ઇ હમેશ હ્રસ્વ જોઇએ; જેમકે-હિસ્સો, ચિઠ્ઠી, ગિલ્લી, વગેરે; હિંદુ, સિંધ, વગેરે શબ્દોમાં પણ તેમજ સમજવું.

૮.

(૧) સૂ, જૂ, લૂ, રૂ, વગેરે જેવા એકાચ્ શબ્દો સિવાય જ્યાં ચૂક, મૂક, સૂંઢ, વગેરે જેવા દ્વિસ્વર શબ્દો સિવાય જ્યાં જ્યાં ઉ આવે તે સઘળે ઠેકાણે ઉ નો ઉચ્ચાર હ્રસ્વ છે અને તે હ્રસ્વ ઉ થી દર્શાવવો; જેમકે-હું, છું, લીંબુ, લાડુ કુવો, બુંદ, પુરૂં, જુનું, જુદું, કરવું સુધી, સુરજ, વસુલ, ખેડુત, વસુલાત અઠવાડીઉં, વગેરે.

(૨) જૂઓ, જુઓ, જુવો, (જોવું); ધૂએ ધુએ ધુવે, કૂઓ કુએ કુવો: વગેરે વિકલ્પે લખાતાં રૂપોમાં બંનેં એટલે જુઓ,

---

* જેમાં એક અચ (સ્વર આવ્યો હોય તેવા અક્ષરો, જેમકે "કડી"માં 'કે' અને 'ડી' એ બે જુદા એકાચ છે.

ધુએ, અને કુઓ એ રૂપો સ્વીકારવાં.

૯. જે શબ્દોમાં ઇ, ઈ કે ઉ, ઊ, આવતા હોય, તેમને સક્રમેદ કે પ્રેરક ભેદ સિવાયના ક્રિયાપદનાં રૂપાખ્યાનના, તથા વિભક્તિના તમામ પ્રત્યયો પહેલાં, અને તે શબ્દોનો અંત્ય એકાદમાં ન મળી જાય તેવા બીજા પ્રત્યયો પહેલાં, તે શબ્દોનો મૂળ ઇ, ઇ, કે ઉ, ઊ માં ફેરફાર કરવો નહિ સક્ર કે પ્રેરકભેદના, અને શબ્દોના છેલ્લા પદમાં મળી જાય એવા પ્રત્યયો પહેલાં ઇ ને માટે ૭ માનો (૨). અને ઉ ને માટે ૮ માનો (૧) નિયમ લાગુ કરવો; જેમકે–ધીએ, કડીમાં, જૂઓ ( વાળની ), દૂધે, કડીઓ, નદીઓ, પીએ, મૂકે, મૂકશે, મૂકવું, લૂટે, લૂટવું, સૂએ, ધીવાળો, ખુબીદાર હાથીખાનું, મૂકનાર, દૂધવાળો; વગેરે પણ—

પિવાડ, શિખાડ, શિખામણ,
પિવાય શિખાય, રિસાળ.
સુવાય, સુવાડ, દુધાળો, લુટારો.

૧૦. ગોળ ( ખાવાનો ) ગોળ ( વર્તુળ ) કેરી, કેળ જેવા શબ્દો હાલ લખાય છે તેમજ લખવાના છે.

૧૧. સામાસિક શબ્દોમાં મૂળ શબ્દોની જોડણી કાયમ રહે છે; દૂધભાઇ, ચિઠ્ઠીચપાટી.

૧૨. નીચે લખેલા શબ્દો, જેવા શબ્દો જે જુદી જુદી રીતે બોલાય છે, અને ઘણું કરીને જુદી જુદી રીતે લખાય છે, તે નીચે પ્રમાણે લખવા:—

નહિ, રાયતું, પૌંઆ, બાઇડી, લડ, લડાઇ, દુઃખ (પણ 'દુખે' ચોટું, ચંપેલી, ગળણી.

૧૩. (અ) સંયુક્ત ક્રિયાપદોમાં અવયવો છુટા લખવા; જેમકે—ફૂટી પડે છે.

(બ) સામાસિક નામો એકઠાં લખવાં, પરંતુ બાળકોના ઉપયોગ માટે લખેલાં શરૂઆતનાં પુસ્તકોમાં મૂળ શબ્દો છુટા પાડવા; જેમકે—કચરો પુંજો, વાસણ કુસણ, મા બાપ.

(ક) શબ્દયોગી અવ્યયુ, જે નામને લાગેલા હોય, તેમનાથી છુટા લખવા.

(ડ) એ (ત્રીજી વિભક્તિના 'એ'ની પછી ન આવતો હોય તેવો). જ. ('કેમકે'માં) કે, ઓ ('તોપણ'માં) પણ, જે શબ્દોને લાગેલા હોય તે શબ્દો સાથેજ લખવા.

૧૪. બે મહાપ્રાણ વ્યંજન જોડાયલા હોય તો પહેલો અલ્પપ્રાણ અને બીજો મહાપ્રાણ લખવો; જેમકે—પત્થર, બુદ્ધા, ચિઠ્ઠી.

૧૫. ફારસી અને અરબી મૂળના શબ્દો અને ગુજરાતી શબ્દો જુદી જુદી રીતે બોલાય છે અને લખાય છે તે, ત્યાર પછીના આધુનિક સર્વમાન્ય પ્રમાણભૂત કોષને એટલે કે, નર્મકોષ પ્રમાણે લખવા, પણ તેમાં ઉપરના નિયમોનું ઉલ્લંઘન થવું ન જોઇએ ઉ. 'અજમાશ' લખવું, 'અજમાએશ' અથવા 'અજમાઇશ' નહિ, પણ 'હુકમ' લખવું, અને 'હુકમ' કે 'હૂકૂમ' નહિ.

---

# ૧૫

## વાક્યરચના.

" એક છોકરો બહુ રિસાળ હતો."
" એક દહાડો એને રીસ ચઢી "
" તે એક ખુણે જઇ બેઠો "
" ત્યાં તેને વીંછી કરડયો "

આ દરેકને વાકય કહે છે, તેમાં 'એક' 'છોકરો' " બહુ " "રિસાળ" "હતો" વગેરેને શબ્દ કહે છે. શબ્દો મળીને વાકય બને છે. એક અથવા વધારે શબ્દો મેળવી મનમાં ધારેલો પૂરો વિચાર જણાવાય ત્યારે વાકય બન્યું એમ કહેવાય.

ઉપર આપેલા પહેલા વાકયમાં આપણે છોકરા વિષે વાત કરીએ છીએ, અને તે બહુ રિસાળ હતો એમ કહીએ છીએ. એટલે એમાં બે વાનાં આવે છે.

(૧) જેની વાત કરીએ છીએ તે, (૨) તેને વિષે જે વાત કરીએ છીએ તે, આ રીતે દરેક વાકયમાં ઓછામાં ઓછા બે વાનાં હોવાં જોઇએ, પહેલાને એટલે જેની જે વાત કરતા હોઇએ અથવા જે કામ કરે વ તેને કર્ત્તા કે કર્ત્તૃપક્ષ કહે છે. કર્ત્તા વિષે જે બોલવામાં આવે છે તેને વિધાનપક્ષ કહે છે. " છોકરો જાય છે " એ વાકયમાં " કર્ત્તૃપક્ષ અને " જાય છે " " એ વિધાનપક્ષ છે." " તું જા " એમાં " તું " કર્ત્તૃપક્ષ, અને " જા " વિધાનપક્ષ છે. કોઇ વખત " અધ્યાહાર રહે છે. અને " જા " એટલુંજ બોલીએ છીએ; છતાં ત્યાં પણ " તું " એ કર્ત્તૃપક્ષ છે. ઉપર જોવામાં આવ્યું કે કર્ત્તૃપક્ષ અને વિધાનપક્ષ એ બે વિના પૂરૂં વાકય બને નહિ, માટે

દરેક વાક્ય તપાસતાં જોવું કે એ બન્ને છે કે નહિ. તેમાંથી, એક હાજર ન હોય અથવા તેનો અધ્યાહાર ન હોય તો જાણવું કે વાક્ય અધુરૂ છે. વાક્યમાં ઘણું કરીને પહેલો કર્ત્તા, અને પછી વિધાનપક્ષ ગોઠવવામાં આવે છે.

વિધાનપક્ષમાં ક્રિયાપદ હોય છે. તેથી તેને **ક્રિયાપક્ષ** પણ કહે છે. ક્રિયાપક્ષ જ્યારે સકર્મક હોય છે ત્યારે તેની સાથે કર્મ આવીને ક્રિયાપદનો અર્થ પુરો કરે છે.

" છોકરો ચોપડી વાંચે છે " એમાં "છોકરો" એ કર્ત્તા, "ચોપડી" એ કર્મ. " વાંચે છે " એ ક્રિયાપદ, સાધારણ રીતે વાક્યમાં પહેલો કર્ત્તા પછી કર્મ અને પછી ક્રિયાપદ એમ ગોઠવવામાં આવે છે, "મણીલાલ રોટલી ખાય છે " એમાં મણીલાલ " કર્ત્તા છે " રોટલી કર્મ છે, અને " ખાય છે " એ ક્રિયાપદ છે.

## વાક્યપૃથક્કરણ અને રચના.

આસુગી વાક્યના ત્રણ ભાગની વાત કરવામાં આવી, કર્ત્તા, કર્મ અને ક્રિયાપદ. આખા વાક્યના ભાગ જૂદા કરી તેમનો એક બીજા વચ્ચે સંબંધ બતાવવો તેને વાક્યનું પૃથક્કરણ કહે છે. " બુલાખી ચોપડી લાવશે " એ વાક્યમાં " બુલાખી " કર્ત્તા, " ચોપડી " કર્મ, "લાવશે" ક્રિયાપદ છે. એમ ભાગ કરી જુદું બતાવવું તેને **વાક્યનું પૃથક્કરણ** કર્યું કહે છે.

" છોકરો " " ઘોડો " " દોડાવે છે " એવા છુટા ભાગો એકઠા કરી " છોકરો ઘોડો દોડાવે છે " એમ આખું વાક્ય બનાવીએ તેને **વાક્યરચના** કહે છે.

## કર્ત્તાનો વધારો.

ઘણી વખત કર્ત્તા વિષે કંઇ વધારે કહેવાની જરૂર પડે છે, ઘોડો દોડયો. આ વાકયમાં "કયો ઘોડો" એ સવાલ ઊઠે છે, ત્યારે ઘોડાને ઓળખાવવાને "કાળો ઘોડો દોડયો," એમ કહેવાની જરૂર પડે છે. એજ રીતે નીચેના વાકયોમાં થાય છે.

એક છોકરો બેઠો.
આ ગાડું આવે છે.
પેલી બાઇએ કાગળ આપ્યો.
એ છોકરે માને છેતરી, ઇત્યાદિ.

આ વાકયોમાં એક, આ, પેલી, એ, શબ્દો છોકરો, ગાડું, બાઇએ, છોકરે, એ કર્ત્તાઓને ઓળખાવે છે, તેમના અર્થમાં વધારો કરે છે. માટે તેમને કર્ત્તાનો વધારો કહે છે.

વાકયની રચનામાં પહેલો કર્તાનો વધારો અને પછી કર્તા ગોઠવવામાં આવે છે.

---

## કર્મનો વધારો.

જેમ કર્ત્તા ઓળખાવવાનો અથવા તેના અર્થમાં કાંઇ વિશેષ-પણું બતાવવાને તેનો વધારો કરવો પડે છે, તેમ કર્મનો વધારો કરવાની પણ જરૂર પડે છે; જેમકે,

વાઘરી બે બચ્ચાં લઇ ગયો.
પોપટ ભુંડી ગાળો દેવા લાગ્યો, વગેરે.

પહેલા વાક્યમાં "કેટલાં બચ્ચાં" એવો સવાલ થાય છે ત્યારે "બે" એમ કહીએ છીએ. બીજા વાક્યમાં "કેવી ગાળો" એ જાણવા માટે "ભુંડી ગાળો" એમ કહેવામાં આવે છે. એજ પ્રમાણે નીચેનાં વાક્યોમાં થાય છે.

ભેંસો ઘણું દુધ દે છે.
લલ્લુએ મોટી પાઘડી દીઠી.
હું એક કૂકડી લઇશ.
ગાય બહુ દૂધ દેશે.
હું ઘણા રૂપીયા કમાઇશ, વગેરે.

આ વાક્યોમાં ઘણું, મોટી, એક, બહુ, ઘણા. એ કર્મનો વધારો કરે છે. વાક્યમાં કર્મનો વધારો સાધારણ રીતે કર્મની પહેલાં મુકવામાં આવે છે.

---

## ક્રિયાપદનો વધારો.

જેમ કર્ત્તા અને કર્મના અર્થમાં વધારો કરવામાં આવે છે, તેમ ક્રિયાપદના અર્થમાં પણ વધારો થઇ શકે છે.

"છોકરો ગયો."

એ વાક્યમાં "ક્યાં ગયો," "ક્યારે ગયો," "કેવી રીતે ગયો." ઇત્યાદિ સવાલો ઉઠે છે. ત્યારે આપણે કહીએ છીએ કે,

છોકરો ગામમાં ગયો,
છોકરો ત્યાં ગયો,

છોકરો **હમણાં** ગયો,
છોકરો **સવારે** ગયો,
છોકરો હીંડીને ગયો,
છોકરો **જલદી** ગયો, વગેરે.

આ વાક્યોમાં, **ગામમાં, ત્યાં, હમણાં, સવારે, હીંડીને, જલદી,** એ શબ્દો થયા એ ક્રિયાપદના અર્થમાં વધારો કરે છે, તેથી તેમને **ક્રિયાપદનો વધારો** કહે છે.

ઘણું કરીને વાક્યની રચનામાં ક્રિયાપદનો વધારો પહેલો આવે છે. અને પછી ક્રિયાપદ આવે છે.

એ રીતે વાક્યમાં વધારેમાં વધારે છ ભાગ હોઇ શકે છે, જેમકે,

કર્ત્તા,
કર્મ,
ક્રિયાપદ,
કર્ત્તાનો વધારો,
કર્મનો વધારો,
ક્રિયાપદનો વધારો,

નીચેનાં વાક્યોમાં છએ ભાગ જોવામાં આવે છે.

બે બિલાડીઓ ત્યાંથી એક રોટલો લાવી.
ડાહ્યા છોકરો આજ ઊની રોટલી ખાય છે.

કેટલાંક ક્રિયાપદની સાથે બે કર્મો આવે છે. જેમકે—

હું છોકરાને ચોપડી આપું છું.

રાજાએ સિપાઇને હુકમ કર્યો,
સિપાઇ ચોરને લાકડી મારે છે, વગેરે.

પહેલા વાકયમાં "હું" કર્તા છે, "આપું છું" વિધાનપક્ષ છે. અને "છોકરાને" તથા "ચોપડી" એવાં બે કર્મ છે. "ચોપડી" ઉપસ્થ (એટલે પાસનું-મુખ્ય) કર્મ કહેવાય છે, અને "છોકરાને" એ **અનુપ્રસ્થ** (દૂરનું) કર્મ કહેવાય છે. ક્રિયાપદની જેના ઉપર પ્રત્યક્ષ ક્રિયા ચાલે છે, અને તેનો અર્થ પૂરો કરવાને જેની ખાસ જરૂર છે, તેને ઉપસ્થ કર્મ અને જેના ઉપર ક્રિયાપદની અસર નજીકની તેને અનુપસ્થ કર્મ કહે છે.

ઉપસ્થકર્મ પ્રત્યય વિનાની બીજી વિભક્તિમાં આવે છે; અનુપસ્થ કર્મ પુરૂષવાચક હોય છે, અને તે, ને પ્રત્યયવાળી ચોથી વિભક્તિમાં આવે છે. ક્રિયાપદને શકયભેદમાં મૂકતાં ઉપસ્થ કર્મ કર્તા બને છે, અને અનુપસ્થકર્મ એમનું એમ કાયમ રહે છે, જેમકે,

મ્હારાથી છોકરાને ચોપડી અપાય છે,
સિપાઇથી ચોરને લાકડા મરાય છે, વગેરે.

વાકયની રચનામાં સાધારણુ રીતે પહેલો કર્તા, પછી અનુપસ્થ કર્મ પછી ઉપસ્થકર્મ, અને છેલ્લું વિધાનપક્ષ આવે છે. એમાંથી કોઇનો વધારો સાથે હોય તો એ વધારો તેની પહેલાં મૂકાય છે.

**(૧) નામ (૨) નામની પેઠે વપરાતા શબ્દો** (જેવાકે સર્વનામ, વિશેષણુ અને કૃદંત) કર્તા કે કર્મ થઇ શકે છે.

છોકરો જાય છે.
છોકરો લાકડા મારે છે.

હું આવું છું.
અમે તેને તેડીએ છીએ.
ગાંડીઓ બકે છે.
તેણે આંધળાને દોર્યો.
તરવું સ્હેલું છે.
તે માબાપનું કહ્યું કરે છે, એ વગેરે.

---

## વિરામ ચિહ્નો.

ચાર મુખ્ય ચિન્હો છે, અલ્પવિરામ, અર્ધવિરામ, વૃદ્ધવિરામ, ને પૂર્ણવિરામ.

વાકયમાં થોડું સહેજ અટકવાનું આવે ત્યાં અલ્પવિરામ, તેથી સહેજ વધારે અટકવાનું આવે ત્યાં અર્ધવિરામ, અને તેથી સહેજ વધારે અટકવાનું હોય ત્યાં વૃદ્ધવિરામ, અને વાકય સંપૂર્ણ થતાં ઘણું અટકવાનું થાય ત્યાં પૂર્ણવિરામ મૂકવામાં આવે છે.

અલ્પવિરામ તે ( , ) આવી સાતડા જેવી ટાંપ છે, અર્ધ વિરામ તે ( ; ) આવી મીડું ને નીચે સાતડો, વૃદ્ધવિરામ તે બે બિંદુ ( : ) અને પૂર્ણવિરામ તે ફક્ત ( . ) એક બિંદુ છે.

૧. અલ્પવિરામ કયાં મૂકવું તે વિષે:—

( क ) એકાદિ વાકય ઘણુંજ લાંબુ થાય, ત્યારે વચલા ભાગે અલ્પવિરામ આવે છે. જેમકે પોતાના દેશનું ભલું ઇચ્છનાર બધા સજ્જનોએ, આ દેશમાં બનતીજ બધી ચીજો વાપરવી જોઇએ.

( ख ) એકજ પ્રકારના બે કે વધારે શબ્દો જોડે આવે; ત્યારે દરેક શબ્દ પાછળ અલ્પવિરામ મૂકવું; જેમ મારા હાથી, ઘોડા અને રથ હાજર છે. એ શાસ્ત્રી વિદ્વાન, વિવેકી અને વિખ્યાત, થએલો છે.

( ग ) ઉભયાન્વયી અવ્યય જ્યારે બે શબ્દનેજ જોડે, અને તેવા કેટલાક જથા સાથે આવે, ત્યારે જથે જથે અલ્પવિરામ આવે છે; જેમ રાજા અને પ્રજા, નાના અને મોટા, મૂર્ખ અને જ્ઞાની, ગુરૂ અને ચેલો બધા એવાજ છે.

( घ ) સમાન અર્થના શબ્દ સાથે વપરાય, ત્યારે તેમની વચ્ચે અને છેલ્લાને છેડે અલ્પવિરામ આવે છે; જેમ દલપતરામ કવીશ્વર, અમદાવાદના વાશી અત્રે પધાર્યા.

( ङ ) ઇત્યાદિ, વગેરે એ શબ્દોની પહેલાં અલ્પવિરામ લખાય છે; જેમ કામ, ક્રોધ, મોહ, મદ, ઇત્યાદિ દુર્ગુણો છે. આંખ, કાન, વગેરે પાંચ જ્ઞાનેન્દ્રિયો, અને વાચા, હાથ, પગ, વગેરે પાંચ કર્મેન્દ્રિયો એઓ મળીને દશ પ્રકારની ઇંદ્રિયો છે.

( च ) સંબોધન એટલે કોઇનું નામ દઇ બોલાવીએ, ને તે નામ વાક્યને આરંભે હોય તો તેને અલ્પવિરામ જોઇએ; જેમ દીકરા, એવું કરીશ અલ્પવિરામને કોઇ લઘુવિરામ પણ કહે છે.

૨. વાક્યના બે કે વધારે ભાગોમાં અર્થનું જુદાપણું બહુ હોય, અને અલ્પવિરામ કરતાં ત્યાં સહેજ વધારે અટકવાનું હોય તો તેવે સ્થળે અર્ધવિરામ આવે છે. જેમ તેઓનામાં હઠ નથી; તેઓના

ગુરૂને જતિ કહે છે; તેઓનો પોશાકથી જુદો; પણ કેટલેક દરજ્જે સરખો હોય છે. ૪૦

અર્ધવિરામને કોઇ ગુરૂવિરામ કહે છે.

૩. વાકયના ખંડખંડની આગળ અલ્પવિરામ કે અર્ધવિરામ વાપરવામાં આવ્યા પછી વાકય સંપૂર્ણ થયું ન હોય, અને તેમાં કાંઇ વધારો કરીએ તો એ વધેલા ખંડની પહેલાં વૃદ્ધવિરામ મૂકવું જોઇએ જેમ ઘાસ ઉગતું નથી દેખાતું પણ ઉગેલું જણાય છે; છાયા ફરતી નથી દેખાતી પણ ફરેલી દેખાય છે; તેમ આપણી બુદ્ધિ થોડે થોડે પરાતાં વધી ગયા પછીજ પ્રગટ થાય છે.

૪. પૂર્ણવિરામ વાકયને છેડે આવે છે; જેમ રણછોડદાસ ગયા. શબ્દના એક બે અક્ષર લખીને બીજાને રહેવા દઇએ તો કોઇક વેળા પૂર્ણવિરામની સંજ્ઞા વપરાય છે. પણ એનું ચિન્હ૦ મીડું છે—મી૦, નાન્ય.

પૂર્ણવિરામને કોઇ અત્યંવિરામ પણ કહે છે.

૫. એ ઉપરાંત પ્રશ્નાર્થ ( ? ) ઉદ્ગાર ચિન્હ ( ! ) કાશ ( ) [ ], અવતરણ ચિન્હ " " સમાન ચિન્હ=, ગુરૂ કે લઘુ રેખા–, વગેરે ચિન્હો છે; તે કોઇ કોઇ સ્થળે જવલ્લે વપરાય છે.

(અ) પ્રશ્ન એટલે સવાલ દેખાડનારૂં વાકય હોય, તો તેને છેડે પ્રશ્નાર્થ ચિન્હ મૂકવું; જેમ રેશમનો તાર એક કીડો ઉત્પન્ન કરે છે ? હા.

(બ) પ્રશ્નાર્થ વાકયની માંહે મનનો ઉભરો બતાવવાનો ભાર હોય તો ત્યાં ઉદ્ગાર ચિન્હ મૂકવું; જેમ ઇશ્વરની લીલા કેવી અગાધ

છે ! કેમકે સુખ, દુ:ખ, આશ્ચર્ય, ધિક્કારાદિક મનના ઉભરાની છેલ્લે. અરે ! હાય હાય ! ઈ૦

(च) કોઇ શબ્દ કે વાક્યનો અર્થ જણાવવો હોય, ત્યારે તે કૌંશમાં લખાય છે; જેમ વડોદરાના અધિરાજા ( મહારાજા ) પધાર્યા હતા.

(छ) કહેવત અથવા કોઇના કહેલા કે લખેલા બોલ ઉતારી લઇએ ત્યારે આરંભે " એવું, અને અંતે " આવું ચિન્હ કરીએ. તેને આવતરણ ચિન્હ કહે છે; જેમ "ફરીથી કરો" એ બોલ હરઘડીએ યાદ રાખવા જોગ છે. ઉતારી લીધેલા બોલ ઘણા લાંબા હોય, અને તેની માંહે કોઈ બીજા કે ત્રીજાનું કહેલું આવે, ત્યારે ત્યાં એકવડું અવતરણ ચિન્હ આવે છે.

(ज) એક શબ્દ કે વાક્યનો અર્થ બીજાના જેવોજ છે; એવુ જણાવવાનું હોય તો સમાન ચિન્હ વપરાય છે; જેમ રવિ=સૂરજ.

(फ) વાક્યમાં કોઇ શબ્દ કે નાનું વાક્ય આગળ આવ્યું હોય અને પછી તેજ અર્થનો શબ્દ કે નાનું વાક્ય તેના વિશેષ ખુલાસામાં લખવું પડે, ત્યારે ગુરૂરેખા વપરાય છે. જેમ હિંદુમાં બધી વર્ણો છે—બ્રાહ્મણ ક્ષત્રી, વૈશ્ય શૂદ્ર.

(ग) છાપતાં લીટીનો છેલ્લો શબ્દ અધુરો રહે, ત્યારે પહેલી લીટીના છેડે નાની લીટી આવે. તેને લઘુરેખા કહે છે.

(ह) કોઇ અક્ષર રહી જાય તો જે બેની વચ્ચે રહી જાય, ત્યાં નીચે આવું ફાંકીઉં વાંચનારને ઝટ સમજણ પડવા માટે કરવામાં આવે તે પણ એક ચિન્હ છે.

---

# નિબંધ લખવા માંડવા પહેલાં સ્મરણમાં રાખવા યોગ્ય અમુલ્ય શિખામણો.

(૧) લખવા માંડવા પહેલાં વિચાર કરો.

(૨) નિબંધના વિષય પર જેટલું કહેવું હોય, તેની ટુંક નોંધ પ્રથમ કરી લેવી; બાદ સ્વભાવિક રીતમાં વિચારોને ગોઠવવા.

(૩) નિબંધ લખવા જેટલો વખત આપ્યો હોય, તેટલા વખતમાં દરેક પેટા બાબત કેટલી લંબાવી શકાશે, તેનો વિચાર કરી તેટલો વખત પુરો થવા પહેલાં દરેક બાબતને તે પ્રમાણમાં લંબાવી નિબંધ યથાયોગ્ય પુરો કરવો.

(૪) છેવટ, લખેલો નિબંધ ફરી વાંચી જોવો; અને જોડણી વિરામચિન્હને વ્યાકરણ દોષ એકની એક બાબતનું પુનરાવર્તન થયું હોય તે, અને અપ્રસિદ્ધ વાકયો જે લખાયાં હોય તે તમામમાં ઘટતો સુધારો કરવો.

"લખવા માંડવા પહેલાં વિચાર કરો" એ નિબંધ યોજવામાં પ્રથમ ઘણી જરૂરની બાબત છે. છતાં સાધારણ નિયમ એ પડી ગયો છે કે ઘણાક લખનાર એ બાબત તદન ભૂલી જાય છે. કાંઇ વિચાર કરતા નથી, ને આપેલા વખતમાં પોતાનું કામ પુરૂં કરવાનું છે, એમ સમજી પોતાના નિબંધના વચલા અને છેવટના ભાગમાં શું લખવાનું છે, તેનો વિચાર કરવા પહેલાં આરંભનું વાક્ય લખવા મંડી પડે છે. આવી વગર વિચારની ઉતાવળનું પરિણામ એ થાય છે કે લખવાનું હોય તે, વખતે તેઓ આરંભમાં લખે છે અને

આરંભમાં લખવાનું હોય તે છેવટ લખે છે. નિબંધ લખવામાં આવી ભૂલો મોટી ભયંકર કહેવાય, સબબ "લખવા માંડવા પહેલાં વિચાર કરો" એ આરંભમાં કહ્યું. તે બહુજ જરૂરનું છે. વળી એ સાથે એ પણ તેટલું જરૂરનું છે કે જે વિચાર કરીએ, તેની ટુંક નોધ લખતા જવી. અને તે પરથી નિબંધનું ખોખું તૈયાર કરવું; બાદ લખવો શરૂ કરવો. આથી આપણા વિચારો સંબંધપૂર્વક નિયમાનુસાર ગોઠવાશે. એક વાર નિબંધ લખી કાઢ્યા પછી તે રદ કરી ફરી લખવાનું ભાગ્યેજ બની શકે છે, માટે પ્રથમથીજ એ રીતે વર્તવું. આપેલા વખતમાં નિબંધ લખી કાઢવાનો છે, માટે ખોખાપરથી વિચાર કરી લેવો કે વખતના પ્રમાણમાં એમાંની કયી પેટા બાબત લંબાવવી જરૂરની છે, અને કયી બાબત ટુંકમાં પતવી કાઢતાં નભે એમ છે; તેનો વિચાર કરો વખત પુરો થવા પહેલાં તે મુજબ લખી કાઢવું. ફરી વાંચી જોતાં તેમાં વાક્યરચનામાં શું ખામી છે, તથા વ્યાકરણદોષ શું છે, તથા શબ્દ યોજવામાં કાંઇ ભૂલો થઇ છે કે નહિ તેનો વિચાર કરી સુધારવું, વળી બોલવાની ઢબની વિરૂદ્ધ વાક્ય લખાયું હોય, કે નિરક્ષર વર્ગના લોકો બોલતા હોય, તેવો શબ્દ અણઘટતો મૂકાયો હોય તે સુધારવું. શુદ્ધ ને સરળ ભાષામાંજ નિબંધ લખવો, પાંડિત્ય બતાવવા શબ્દો વધારવા જરૂરનું નથી. લખનાર કોઇ ગુચવણીઉં વાક્ય લખે તે પોતે તેનો અર્થ તે સ્થળે સમજતો હોય, એ વાત સાચી, પણ વાંચનારને તેમાં ગુંચવણજ ઉત્પન્ન થશે. તેટલા માટે એવાં જે વાક્યો લખાયાં હોય, તે સંપૂર્ણપણે કાળજીથી સરળ ભાષામાં બરાબર સમજાય એટલે સુધી સુધરવાં. જોડણી અને વિરામચિન્હોની ભૂલો સુધારવા પણ એ ફરી વાચન વખતે

ખુબ ખંત રાખવી. કોઇ વિદ્યાર્થી ઉપરની શીખામણો ધ્યાનમાં રાખશે, અને વ્યાકરણ તથા શબ્દજ્ઞાનનો ભંડોળ ધરાવતો હશે, તો જરૂર ખુબીદાર નિબંધ લખી શકશે.

---

## પ્રકરણ ૨ જું.

નિબંધ લખતાં શીખવા આરંભમાં શિક્ષક મોઢે અથવા ચોપડીમાંથી મનોરંજક વાતો વર્ગનાં બાળકોને કહી જાય અથવા વાંચી સંભળાવે અને બીજે દિવસે તે સાંભળેલી વાત ઉપરથી પોતાને સ્મરણ હોય તેટલું બાળકો પોતાની ભાષામાં ઘેરથી કાગળ પર સારા અક્ષરે લખી લાવે, અને તે લખેલામાંથી શિક્ષકે જોડણીની, વિરામચિન્હોની કે વાકયરચના વગેરેની જે ખામી હોય તે રાતી શાહીએ સુધારવી; એમ મહાવરો કરાવવાથી આગળ જતાં નિબંધ સારા લખી શકે, એમ ધારી ઇસુપનીતિની વાતોમાંના ફક્ત ૧૦ નમુના આપ્યા છે. તેજ મુજબ બોધકથા, ડાડસ્લીની વાતો, પંચોપાખ્યાન વગેરે અનેક પુસ્તકો શિક્ષકે વાંચી રમુજી વાતો કહેવી જોઇએ.

---

## વાતો.

### અરણ્ય અને લાકડાં વાઢનારો.

એક લાકડાં વાઢનારો એક દહાડો રાનમાં ફરતાં ફરતાં આસપાસ જોઇને શોક કરવા લાગ્યો. ત્યારે ઝાડોએ તેને પૂછયું કે તારે

શું જોઇએ છે! તેણે જવાબ દીધો કે મારી કુહાડીનો હાથો નથી, તે માટે એક નાનો સરખો લાકડાનો કટકો, તે કાળે બધાં ઝાડોએ મળીને વિચાર કર્યો, અને તે માણસને સારો ચીકણો આમલીના લાકડાનો એક કટકો આપ્યો. લાકડાં વાઢનારે તે કુહાડીમાં ઘાલીને નાનાં મોટાં ઝાડો અરણ્યમાં હતાં તે સઘળાં વાઢી નાખ્યાં, તેવારે સાગનું ઝાડ બીજાં ઝાડોને કહે છે, યારો! આપણે આપણા હાથે પોતાનો નાશ કરાવ્યો, એમાં બીજા કોઇનો વાંક નથી.

## સાર.

શત્રુની દયા જાણીને વગર વિચારે જે તેને સહાયતા કરે છે. તે અંતે પશ્ચાતાપ પામે છે. શત્રુ ઉપર ઉપકાર કરવો, તેના અન્યાયની ક્ષમા કરવી એમાં મોટાઇ છે; પણ જેણે કરીને તે બળવાન થાય અને ઉલટો આપણને ઉપદ્રવ કરી શકે, તેમ કરવું એ મૂર્ખાઇ છે.

---

# ખાલી ઘોડો અને લાદેલો ગધેડો.

એક ખાલી ઘોડો અને એક ભાર લાદેલો ગધેડો, બેઉ માર્ગે ચાલતા હતા; તેઓની પાછળ તેઓનો ધણી પણ તેમને હાંકતો જતો હતો જ્યારે ગધેડાને બોજાનો ભાર લાગ્યો, અને તેને ઘુંટણીઆ ટેકવવાનો વખત આવ્યો, ત્યારે તેણે ઘોડાને ઘણી વિનંતિ કરી કે દાદા, મારી પીઠ ઉપરનો થોડો ભાર લઇને મને સહાય કરો, મને ઘણું સંકટ છે. ઘોડો નિર્દય, તેથી તેણે તેનું સાંભળ્યું નહિ. આગળ ચાલતાં તે ગધેડો અર્ધ રસ્તેજ ઠેકર ખાઇને

નીચે પડયો; તે ઉઠે નહિ; તે સમયે તેના ધણીએ તેનો તંગ ઢીલો કર્યો અને બીજા ઘણા ઉપાય કર્યા પણ તે મૂઓ તે કેમ ઉઠે! પછી ધણીએ તેના ઉપરનો ભાર તથા તેનું ચામડું ઉતારી લીધાં, અને તે સઘળું ઘેડાની પીઠ પર લાધ્યું. એ પ્રમાણે તે ઘોડાએ થોડો ઉપકાર ન કર્યો માટે તેને પોતાને વધારે શ્રમમાં પડવું પડયું.

## સાર.

આપણે એક બીજાને કામ ન આવીએ તો તેમાં બન્નેને નુકશાન થાય છે. બારીક નજરે જોતાં માંહોમાંહે એક બીજાને સહાય કરીએ છીએ, તેથીજ સૃષ્ટિનો વહેવાર ચાલે છે. માટે એ વાત જ્યાં જ્યાં થતી નથી, ત્યાં ત્યાં સઘળાનો સ્વાર્થ બગડે છે.

---

## છોકરાં રાખનારી અને વરૂ.

એક દહાડે રાત્રે, એક ન્હાનું છોકરૂં રડી રડીને ભારે કંકાસ કરતું હતું: તેને છાનું રાખવા માટે છોકરાં રાખનારીએ ઘણે પ્રકારે સમજાવ્યું પણ તે સમજ્યું નહિ. છેહલે તેણીએ તેને કહ્યું કે, જો તું છાનું રહીશ નહિ તો તને બારણે વરૂ આવ્યું છે; તેને આપી દઈશ. તે વખતે એક વરૂ બારણે ખરેખરૂં આવ્યું હતું, તેણે તે બોલ સાભળ્યા, અને તે બાયડી કહ્યા પ્રમાણે કરશે એ ભરોંસે વાટ જોતું ઘણીવાર બેસી રહ્યું. અને છોકરૂં રડી રડીને થાકયું. ત્યારે ઉંઘી ગયું; અને બાપડા વરૂને ભૂખ્યું પાછું જંગલમાં જવું પડયું, તેને રસ્તામાં

શિઆળ મળ્યું, તેને પૂછ્યુ, ભાઇ; તારી શી ખબર છે? આજ તારા પગ કેમ ઉપડતા નથી? વારૂ ઉત્તર દે છે, યાર તે વાત કાંઇ પુછીશ નહિ; હું ઘેલું, તેથી એક બાયડીનું બોલવું ખરૂં માનીને ઠગાયું.

## સાર.

ઘણું કરીને માણુસની ચાલ એવી છે કે, મનમાં કંઇ કરવાનું ન હોય તો પણ અમથુંજ મોઢે બોલ્યા કરે છે, માટે કેવળ એવા બોલવા ઉપર ડાહ્યાએ વિશ્વાસ રાખવો નહિ; બોલ્યા પ્રમાણે કરશે કે નહિ, એનો વિચાર કરીને વિશ્વાસ રાખવો હોય તો રાખવો.

---

## બાજ અને બુલબુલ.

એક બુલબુલ પંખી તમામ વૃક્ષ ઉપર બેસીને સારે સ્વરે ગાયન કરતું હતું, તે નાદે કરીને સઘળું જંગલ નાદયુક્ત થઇ ગયું. તેનો નાદ સાંભળીને ત્યાં પાસેજ એક ભૂખ્યો બાજ ફરતો હતો, તેણે તે પક્ષી ઉપર ઝડપ મારી પોતાના પગના નખમાં પકડ્યું. પછી તેને ખાઇ જવાની તૈયારીમાં હતો એટલામાં તે પક્ષી તેને કહે છે, અરેરે, મારા પર દયા કર! આ નઠારૂ કર્મ તારે કરવા જોગ નથી; જો મેં તારૂં કંઈ બગાડ્યું નથી, મને ખાધાથી તારા પેટમાં એક કોળીઓ પણ અવવાનો નથી, જાઇએ તો કોઇ મોટું પક્ષી માર, તેમાં તારી વડાઇ થશે, અને પેટ પણ ભરાશે. મને ગરીબને જવા દે. બાજ તેને કહે છે, હાહા ભાઈ! તું તારે ગમે તેટલું બોલ હું આજ આખા દહાડાનો ભૂખ્યો છું, અને દૈવજોગે તું મારા હાથ લાગ્યું છે. તું કહે

છે મને મેલી દે. અને બીજા કોઇ મોટા પક્ષીને માર! જો હું તેમ કરૂં તો લોક ઘેલો કોને કહેશે વારૂ?

## સાર.

ઉદ્યોગી પુરુષ છે તે ઓછા કે અધિક લાભ સામું જોતા નથી, જે સ્હેજમાં મળ્યું તેનો અંગીકાર કરે છે. કાગની ગતિ સમજાતી નથી. હજાર પ્રકારનાં વિઘ્નો વચ્ચે આવી પડે છે; માણસની બુદ્ધિ ચંચળ. દેહ ક્ષણભંગુર, એવી અડચણો જોઇને જે હાથમાં આવેલો લાભ મૂકીને, આગળ ઉપર મોટો લાભ થવા ભરોસો રાખે છે, તે મૂર્ખ જાણવો, અંતે તેને પસ્તાવો થાય છે.

---

# ભરવાડ વેપારી થયો હતો.

એક ભરવાડ એક દહાડો દરીઆ કિનારે ઘેટાં ચારતાં મેલીને પોતે એક શિલા ઉપર શીતળમંદ વાયુ ખાતો બેઠો હતો; દરીઆનું પાણી હાલતું નહોતું તે દેખી તેને આનંદ થયો, અને ઇચ્છા ઉત્પન્ન થઇ કે, આપણે વેપારી થઇએ, તે બોલ્યો; અરે હું જે ઘેટાં ચરાવતો અહિંઆં નકામો બેસી રહું છું, તે કરતાં એક સાજું વહાણ વેચાતું લઇને જો દરીએ જાઉં તો કેવો માતબર થાઉં? દૂર દેશમાં માલ લઇ જાઉં તો મને કેટલો બધો લાભ થાય! પૈસા અને માતબરી મેળવવાને આ રસ્તો કેવો સુલભ છે! એવી કલ્પના કરીને ત્યાંથી જઇને તેણે પોતાનાં સર્વ ઘેટાં બજારમાં વેચ્યાં, બીજું પણ જે કાંઇ હતું તે સર્વે વેચીને, તેનું એક વહાણ વેચાતું લીધું, તેમાં માલ

તથા ખલાસી માણુસો ભરી હંકારીને થોડેક દૂર ગયો તેટલામાં તોફાનનો આરંભ થયો; મોટી મોટી છોળો, ઉછળવા માંડી; દિશાઓ ખાવા ધાઇ; વહાણ ડુબવા લાગ્યું. પછી ભાર હલકો કરવા સારૂ તેણે માંહેનો માલ સઘળો પાણીમાં નાખ્યો. તેમ કરતાંજ વહાણ વાયરાથી હઠી ગયું, તે એક ખડક ઉપર અથડાયું, અને તેના કડકે કડકા થઇ ગયા; ખલાસી સર્વ ડૂબી મુઆ; તેજ એકલો ડૂબતો ડૂબતો મહા મહેનતે તેડે આવ્યો. પછી અગાઉ જેને ઘેટાં વેચ્યાં હતાં તેને ત્યાં ચાકર રહેવાને ગયો તેણે મને તેનાંજ ઘેટાં ચરાવવાને રાખ્યો. ત્યારે ફરીને એક દહાડો દરીઆ કિનારે શિલા ઉપર બેઠો હતો, તે વેળા સમુદ્રને નિશ્ચલ જોઇને કહે છે. " અરે ઠગ, વળી તું મને બીજીવાર લલચાવવા ઇચ્છે છે, હવે તારો પ્રયત્ન વ્યર્થ જશે. અરે, હવે હું તને જોઇને પાછો ભૂલો પડું ? હું હમણાં ઘણો નિર્ધન છું. અને એકવાર અનુભવ લીધો છે હવે હું તારો વિશ્વાસ કરનાર નથી. "

---

## સાર.

વેચાતું ડહાપણ ભલું, એવી કહેવત છે, માટે જે પુરુષ એક-વાર જાતે દુઃખ તથા કષ્ટ વેઠી અનુભવ લઇને ઠંડો થયો, તે પોતાથી સંતુષ્ટ રહે છે, તે બીજી ઇચ્છા કરતો નથી.

---

## વરૂ અને ઘેટાં.

એક વખત વરૂઓ અને ઘેટાંની બહુ દહાડાથી લડાઇ ચાલી હતી તે વખત કુતરાંની હિમાયતથી ઘેટાં વરૂઓથી હાર્યાં નહિ; છેલ્લે

એમને સલાહ થઇ, અને અરસ્પરસ ઓળો આપવી ઠર્યું. વરૂએ ઘેટાંને કહ્યું કે અમે પોતાનાં બચ્ચાં તમારે હવાલે કરીએ છીએ; અને તમે તમારાં કુતરાં અમારે સ્વાધીન કરો, ઘેટાએ તે માન્ય કર્યું. પછી વરૂઓનાં બચ્ચાં ઘેટાં પાસે આવતાં વારને તેમણે પોતાની માઓને સારૂ એકજ ચીસ પાડી તે સાંભળીને તરત વરૂઓ દોડી આવ્યાં, અને ઘેટાંને કહ્યું, રે દુષ્ટો ! તમે અમારાં છોકરાંને મારીને સલાહ તોડી, માટે અમારે તમારે લડાઇ એમ કહીને તેઓ ઘેટાં ઉપર તુટી પડ્યાં; તે સમયે કુતરાં પાસે નહોતાં, તેથી સહેજમાં તેમના પ્રાણ ગયા.

## સાર.

શત્રુ સાથે સલાહ કરતાં ઘણી ચોકસાઇ રાખવી, જે વસ્તુ આપણી ભરોંસાની ને જે વગર આપણે નિર્બળ, તે વસ્તુ ઓળને સારૂ શત્રુના હાથમાં આપણે આપવી નહિ; આપીએ તો પછી તેને વઢવાનાં બાનાં કાઢવાની અડચણ પડતી નથી.

---

# ઘોડો અને સાબર.

એક ઘોડો અને એક સાબર બીડમાં એકઠાં ચરતાં હતાં, એક દિવસ બેઉ જણને બોલાચાલી થઇ; સાબરે પોતાનાં શીંગડાંને બળે ઘોડાને બીડની બહાર કાઢી મૂક્યો. ત્યારે સાબરને નશીયત પહોંચાડવા સારૂ ઘોડો માણસ કને ગયો; અને ઉપરાણું કરવા માટે પ્રાર્થના કરવા લાગ્યો; માણસે તેની પીઠપર ખોગીર માંડ્યું. મોંઢામાં લગામ ઘાલી, અને ઉપર ચડી બેઠો; આમ તેમ ફેરવી જોતાં કુલા

ઉપર બે ત્રણ ફટકા પણ લગાવ્યા. ઘોડાએ સઘળું સહીને માણસને હાથે સાબરનો ખંગ વાળ્યો; પછી માણુસને કહે છે, હે ભલા માણુસ! મારૂં કામ થયું, હું તારો બહુ ઉપકારી થયો. હવે આ ખોગીરને લગામ કહાડીને મને જવાદે. તે સાંભળીને માણુસ કહે છે. અલ્યા તું આટલો કામનો છે એ હું જાણુતો નહનો. હવે તું આ બંધનથી છુટીશ એમ મને જણાતું નથી.

## સાર.

કોઇને નશિયત પહોંચાડવા સારૂ બીજાને શરણે જતાં ઘણો વિચાર કરવો: એકવાર જોરાવરના કબજામાં આવી પડયા, એટલે પછી છૂટકો થશે એનો ભરોંસો નહિ.

---

## માળી અને કુતરો.

એક માળીનો કુતરો વાડીના કુવાને કાંઠે કુદતો હતો, તે માંહે પડયો અને બરાડા પાડવા લાગ્યો. તે સાંભળીને માળી દોડતો દોડતો આવ્યો, અને તેને બહાર કાઢવા સારૂ કુવામાં હાથ મૂક્યો; ત્યારે કુતરાએ તેનાં આંગળાંને બચકું ભર્યું, તે વખત માળીએ તેના પર રીસે ભરાઇ કહ્યું; અરે દુષ્ટ, તને બચાવવાને જે હાથ આપ્યો. વળી જે હાથે આજ સુધી તારૂં પાલણુ પોષણ કર્યું. તે મારાજ હાથને તેં બચકું ભર્યું ! તો મર હવે, તારો જેવો અપકારી પ્રાણી જીવતો રહેવા દેવો યોગ્ય નથી; એમ કહીને કુતરાને કુવામાં તરત ડુબાવી નાંખીને ચાલતો થયો.

## સાર.

જે કૃતઘ્ન છે, તે કરેલો ઉપકાર ધુળ મેળવીને ઉલટો આપણને અપકાર કરે છે. માટે જેઓ પરોપકારી પુરૂષો છે તેમણે ઉપકાર કરવો તે પાત્ર જોઇને કરવો; ને દુષ્ટના ઉપર કર્યો હોય તો ફોગટ જાય અને આપણને નુકશાન થાય, અને લોકોમાં હાંસી થાય છે.

---

## શિઆળ અને દ્રાક્ષો.

એક ભૂખે પીડાએલું શિયાળ ફરતું ફરતું દ્રાક્ષોના માંડવા તળે આવ્યું; ઉપર જુએ છે તો સુંદર પાકેલી દ્રાક્ષોનાં જુમખાં લટકે છે. પણ માંડવો ઉંચો તેથી મોં પહોંચાયું નહિ, માટે કુદકા મારી મારીને થાક્યું તો પણ એકે દ્રાક્ષ મળી નહિ. છેલ્લે જરા આઘું જઇને દ્રાક્ષો ભણી જોઇને કહે છે. આ દ્રાક્ષો જેને લેવી હોય તે લે! હું તો મારે કાચી અને ખાટી જાણીને મૂકી જાઉં છું.

## સાર.

કેટલાએક પુરૂષ એવા હોય છે કે, તેમને હાથ જે વસ્તુ આવતી નથી, તેને કાંઇ એક દોષ દઇને પોતાનું હલકાપણું દેખાડે છે.

---

## સાપ અને રેતરડી.

એક સાપ લુહારની દુકાનમાં જઇને કાંઇ ખાવાના પદાર્થ સારૂ નીચે ઉંચે તકાવતો, એટલામાં તેણે એક રેતરડી દીઠી. તેને કરડવા

લાગ્યો ત્યારે રેતરડી તેને ધિક્કાદીને કહે છે, અરે મૂર્ખ. તું મને છેડીશ નહિ, હું તો મોળા અને તીખા લોઢાને ઘસનારી છું. મને કરડીશ તો તારા દાંત પડશે.

## સાર.

શત્રુનું બળ જોઇને તેને ઉપદ્રવ કરવાનો હોય તે કરવો. જેને સર્વે લોક માને છે, અને જેનું કહ્યું કરે છે, તેની સાથે વિરોધ કરીએ તો આપણાજ નાશનું કારણ થાય. વળી મોટાની નિંદાથી આપણી મૂર્ખાઇ દેખાય.

---

## પ્રકરણ ૩ જું.

## ચિઠ્ઠી અને કાગળો લખવાની સમજુતી.

---

દરેક ચિઠ્ઠી અને કાગળના ત્રણ ભાગ પડી શકે; આરંભમાં પહેલો મથાળાનો ભાગ તેમાં—જેનાપર લખવું હોય તેનું નામ, ઠામ અને ઘટારાત વાંચવાના શબ્દો.

બીજો મુદ્દો ( ચિઠ્ઠી કે કાગળ ) નો સાર—મતલબનો ભાગ જે અર્થે ચિઠ્ઠી કે કાગળ લખવામાં આવે તેનો. પુરો સમાસ એમાંજ થાય છે ખરૂં જોઇએ તો કાગળ, કલમ ને ખડીઆનો ઉપયોગ એને લીધે જણાય છે, ચિઠ્ઠી કે કાગળ લખવામાં મુદ્દાનો ભાગ ખામી ભ-

રેક્ષ હોવાથી જે અર્થે તે લખ્યું હોય તે અર્થ પાર પડતો નથી; માટે તે ચોકખી ભાષામાં અને સામાને ઝટ સમજાય, એ રીતે લખેલો હોવો જોઇએ.

ત્રીજો ભાગ ચિઠ્ઠી કે કાગળનો છેવટનો છે; તે વિવેકનોજ છે. જોઇતું કરતું મંગાવજો; કામ કાજ લખજો વગેરે વાકયો એમાં આવે છે.

શિક્ષકે પહેલો અને છેલ્લો ભાગ સારી રીતે શીખવવો જોઇએ, કેમકે વિવેકની રહી ગયેલી ખામી મોટી ઉમ્મરે સુધરતી નથી; મુદ્દાનો સાર પાકી ઉમ્મરે દુનિયાનો અનુભવ વધે તેમ આપોઆપ લખતાં આવડે છે; પણ વિવેક અને ભાષાની ખામી સુધરતી નથી; પરીક્ષામાં ચીઠ્ઠી કે કાગળ લખાવે છે તેની ખરી મતલબ એજ છે.

(૧) મથાળાનો પહેલો ભાગ વિવેકનો લખવાનો છે. તેમાં વપરાતા શબ્દો વગેરે.

( अ ) પોતાના કરતાં પોતાના વડિલપર ચિઠ્ઠી કે કાગળ લખતાં મુરબ્બી[1] લખવા જોઇએ; તેમજ ગુરૂ કે પિતાપર કાગળ લખવો હોય ત્યારે જોડે [2]તીર્થરૂપ શબ્દ પણ જોડવો. વડીલ નાનાને કાગળ લખે, ત્યારે પ્રિયભાઈ એમ લખે ને દીકરાને ચી૦[3] ભાઇ એમ લખે; ને પોતાના નામ પહેલાં શુભેચ્છક[4] લખે.

( ब ) સરકારી નોકરપર ચિઠ્ઠી લખવામાં તેમને રાજ્યમાન[5]

૧ મુરબ્બી—મોટા. તીર્થરૂપ—જાત્રાના ધામ જેવા. ૩ ચી૦-ચીરંજીવી લાંબી ઉમ્મર સુધી જીવવાવાળો-છોકરો ૪ શુભેચ્છક—ભલું ચાહનાર. ૫ રાજ્યમાન—રાજ્ય તરફથી જેને માન ઓધ્ધો પદવી, નોકરી છે એવો.

રાજ્યેશ્રી[૬], અથવા એકલા રાજેશ્રી એમ લખવું.

( क ) મિત્રપર કાગળ લખતાં તે વડિલ હોય ત્યારે પરમ સ્નેહી ભાઇ અગર એકલા સ્નેહી એમ લખવું. પોતાનાથી નાની ઉમ્મરના મિત્રપર લખતાં તેને પ્યારાભાઇ અગર પ્રિયભાઇ એમ લખવું.

( ख ) કોઇ અધિકારી કે ઇલકાબી[૭] માણસપર ચિઠ્ઠી લખવામાં બનતા સુધી તેનો દરજ્જો કે ઇલ્કાબજ લખવો. અને કાગળમાં તે જોડે નામ પણ લખવું. પણ તે મોટા દરજ્જાનો માણસ હોય, તે પહેલાં મહેરબાન શબ્દ ઉમેરવો. જેમકે મેહેરબાન ખાનસાહેબ, મે. રાવસાહેબ, મામલતદાર સાહેબ, મે. મુનસફ સાહેબ, મે. એડિટર સાહેબ, વગેરે.

( ग ) બ્રાહ્મણપર ચિઠ્ઠી કે, કાગળ લખતાં તેના નામ પહેલાં પંડ્યા[૮] ત્રવાડી[૯] વેદમૂર્તિ, શુકલ ભટ્ટ,[૧૦] યાજ્ઞિક[૧૧] વગેરે વગેરે-તેમની અટકના શબ્દો લખવા. હાલના ભણેલા યુનિવર્સિટીના[૧૨] પંડિતોને એમ. એ. બી. એ વગેરે શબ્દોની તેમની ડીગ્રી[૧૩] તેમને જોડવામાં આવે છે. પણ તે તેમના નામ પછી લખાય છે. જેમ રા. ભીમભાઇ જીવણજી એમ. એ. રા. માધવલાલ હરીલાલ બી. એ. વગેરે.

---

૬. રાજ્યેશ્રી-રાજ્ય તરફથી જેને શ્રી એટલે લક્ષ્મી પૈસા પગાર મળે છે એવો. ૭ ઇલકાબી-જેને સરકાર તરફથી રાવસાહેબ, ખાનબહાદુર, એવો ઇલકાબ મળેલો હોય એવો. ૮ ત્રિપાઠી ત્રણે પાઠ જેને મોઢે છે એવો ૯ ત્રવાડી ત્રિવેદી, જેને ત્રણે વેદ મોઢે છે એવો. ૧૦ ભટ-અસલના વખતમાં મોટા સંસ્કૃત વિદ્વાનને એ પદવી મળતી. ૧૧ યાજ્ઞિકયની ક્રિયા કરાવવાનું જે ભણેલો છે એવો ૧૨ યુનિવર્સિટી-પાઠશાળા. ૧૩ ડીગ્રી-હોદ્દો.

(क) વાણીઆપર ચિઠ્ઠી કે કાગળ લખવામાં તેના નામ પહેલાં પરી૦[1] શેઠ૦ શા.[2] વગેરે શબ્દો લખાય છે. તેમ શેઠ કે શેઠજી ફલાણા એમ લખાય છે. તેમની અટક હોય અને તે લખવી જરૂર હોય તો પાછળ આવે છે. ભાટીઆ કે લવાણા[3] ઠા.[4] એટલે ઠક્કર લખાય છે. કણબી, કોળીને પટેલ-પાટીદાર લખાય છે.

(ग) મુસલમાનમાં પઠાણને ખાં, શેખને શેખ, સૈયદને સૈયદ અગર મીર, ને મોગલને મીરજાં લખાય છે.

(ह) સાહેબ લોકને કાગળ કે ચિઠ્ઠી લખતાં મહેરબાન શબ્દ લખી તેના નામનો પહેલો અક્ષર લખી તેની અટક પુરી લખ્યા બાદ છેવટ એસ્કવાયર વગેરે.

ઉપર મુજબ પરમસ્નેહીભાઇ, મુરબ્બીભાઇ, રાજ્યમાન રાજ્યેશ્રી શેઠજી, પરી૦, શા૦ મેહેરબાન ફલાણા પંડયાજી[5] કે પટેલ ફલાણા વગેરે વગેરે લખી, તેની જોડે તેનું નામ લખી ચિઠ્ઠી લખવાનો આરંભ કરવો; બાદ બીજી લીટીમાં છેવટ ટુંકાણમાં મુ. એટલે મુકામ ફલાણે એમ લખવું. કાગળમાં ઉપર મુજબ માણસનું નામ અને તેની પહેલાં વિવેકના શબ્દ આવે તે પહેલાં જે ગામ કે શહેર કાગળ લખ્યો હોય તેનું નામ આવે, અને તેની પહેલાં તે જો મોટું શહેર હોય તો, "મહાસુભસ્થાને"[6] એવો શબ્દ આવે; તેમ જે

૧. પરી-પારેખ, રૂપીઆ પારખનાર. ૨ શા૦-શાહ શાહુકાર ૩. લવાણા-મુબઇમાં કચ્છી વેપારીની ન્યાત છે. ઠા૦ ઠક્કર, ઠાકોર. તાલુકદાર. ૫ પંડયાજી-પંડિતજીની બ્રાહ્મણની અટક છે. ૬ મહાશુભસ્થાને-મોટે સારે ઠેકાણે.

માણુસપર કાગળ લખ્યો હોય, તે પિતા કે ગુરૂ જેવા પૂજ્ય હોય તેમના નામ પહેલાં [7] પૂજ્યા રાધે' એ શબ્દ આવે, વળી કાગળના આરંભમાં શુભ ચિન્હ તરીકે 'સ્વસ્તિ'[8] અગર 'સદાહેતકારી[9] એ શબ્દો લખ્યા હોય, તે સ્થળના નામ પહેલાં આવે છે.

એ રીતે જેના પર ચિઠ્ઠી કે કાગળ લખ્યો હોય, તેનું વિવેક સહિત નામ ને ઠેકાણું લખ્યા પછી ચિઠ્ઠીમાં બીજી લીટીના આરંભમાં—જત લખવાનું કે, 'વિનંતિ કે', 'સલામ દીગર[1] અરજ કે' 'સલામ સાથે નમ્રતા પૂર્વક વગેરે વગેરે વાક્યો જેવો પ્રસંગ તે મુજબ લખાય છે; અને કાગળ જેના પર લખ્યો હોય તેનું સ્થળ ને નામ આવ્યા પછી તરત 'એતાનશ્રી[4]' અથવા પરતે અથવા જોગશ્રી' અથવા જોગ લી.[5] એમાંના હરકોઇ શબ્દ લખ્યા પછી જે સ્થળથી કાગળ લખ્યો હોય, તે સ્થળનું નામ અને લખનારનું નામ વિવેક સહિત લખવું જોઇએ, લખનાર નાનો માણુસ હોય તો પોતે 'આજ્ઞાંકિત' અથવા તાબેદાર સેવક એમ લખે, અને જેના પર લખ્યો હોય તે બહુજ પૂજ્ય વડિલ હોય તો પોતે ચર્ણરજ[7] કિંકર સેવક એમ લખે: તથા લખનાર વડિલ હોય તો—શુભેચ્છક મામા, કાકા ઇત્યાદિ જે સગપણ હોય, તે લખી જોડે પોતાનું નામ લખે.

---

૭. પુજ્યારાધે—પુજાને આરાધના કરવા યોગ્ય તે. ૮. સ્વસ્તિ શ્રી—સારૂં સ્થાન. ૯ સદા હેતકારી હંમેશાં હેત કરનાર.

૧. જત બીજું, વિશેષ. ૨. દીગર બીજું સાથે. ૩ નમ્રતા પુર્વક—કાલાવાલા સાથે. ૪. એતાનશ્રી—આ તરફનું સારૂં, કલ્યાણી જગ્યાથી. ૫. લી—લખીતંગ, લખનાર. ૬ આજ્ઞાકિત—આજ્ઞા પ્રમાણે ચાલનારો, તાબેદાર ૭ ચર્ણરજ કિંકર—પગની ધુળ બરાબર સેવક.

ઉપરની હકીકત લખ્યા પછી ખરો વિવેક જે દર્શાવવાનો[૮] છે. તે એમ લખનારના 'ફલાણા' વાંચવા, એ જગ્યાએ શો બોલ લખવો તે વિષે ઘણા જુદા જુદા શબ્દો છે; તેમાંના મુખ્ય નીચે લખ્યાછે.

સરકારી નોકરોને તેમજ મુસલમાન પારસી વગેરેને કાગળ લખતાં લખનાર પોતાની સલામ વાંચવી એમ લખે છે.

હિંદુ તેમાં વિશેષ કરીને બ્રાહ્મણ વર્ગમાં પોતાના વડિલોને કાગળો લખતાં લખનાર પોતાના પ્રણામ[૯] અથવા દંડવત[૧૦] પ્રણામ વાંચવા એમ લખે છે. મોટા પોતાનાથી નાનાને કાગળ લખે ત્યારે લખનાર પોતાના આશીર્વાદ[૧૧] આશીશ વાંચવા એમ લખે છે. બ્રાહ્મણ હિંદુ તમામ કોમોમાં પોતાને શ્રેષ્ટ ગણે છે, માટે પોતે પોતાનાથી નાની ઉમ્મરના પોતાની જ્ઞાતિના અન્ય જ્ઞાતિના તમામ વયના કે દરજ્જાના માણસોને કાગળ લખતાં પોતાના 'આશીર્વાદ' કે આશીશ વાંચવા, એમજ લખે છે. વહેવાઇને 'નમસ્કાર' વાંચવા એમ લખે છે. વાણીઆ પોતાની જ્ઞાતિમાં કે અન્ય[૧] જ્ઞાતિમાં કાગળ લખતાં લખનાર પોતાની જુવાર, જેગોપાળ, જેશ્રીકૃષ્ણ એમાંના હરકોઇ બોલ વાંચવા, એમ લખે છે. બ્રાહ્મણને લખે, ત્યારે દંડવત કે પાયે લાગણું લખે છે.

કોળી કણબી વગેરે જ્ઞાતિમાં 'રામરામ' વાંચવા એમ લખે છે, એ ઉપરાંત જયમહાદેવ, જે નારાયણ, જેઅંદગી, વગેરે વાંચવાં

૮. દર્શાવવું-બતાવવું. ૯. પ્રણામ-નમવું તે ૧૦ દંડવત-લાકડીની પેઠે વાંકા વળવાની માફક ૧૧. આશીર્વાદ-કલ્યાણકારક શબ્દ.

૧ અન્ય બીજી.

એવા બોલે, અમુક પંથ કે ધર્મના શ્લોક લખે છે. મિત્રને લખતાં ઘટારત કે યોગ્ય[2] વાંચવા. એમ લખાય છે. ચિઠ્ઠીમાં ઉપરના બોલ તેમજ લખનારનું નામ ને ઠેકાણું છેક છેવટ ચિઠ્ઠી પુરી થયે નીચે-ભાગમાં ટુંકાણુમાં લખવામાં આવે છે, ઠેકાણાની જોડે તારીખ કે મીતિ[3] ટુંકાણુમાં લખાય છે. અને કાગળમાં લખવાનું નામ તથા ફલાણું વાંચવું એ બોલ આરંભના વિવેકના ભાગમાં આવે છે. એટલે છેવટ ફક્ત મીતિ માસ ને સંવત અગર અંગ્રેજી તારીખ, માસ ને સન લખવામાં આવે છે.

---

## ચિઠ્ઠી કે કાગળનો વચલો ભાગ એટલે તે લખવાનો મુદ્દો.

શિક્ષકે ચિઠ્ઠી કે કાગળ લખાવવામાં શું મતલબસર તે લખવાનું છે, તે મતલબ ટુંકામાં કહેવી જોઇએ, વિદ્યાર્થીઓને કાગળ કે ચિઠ્ઠી લખાવતા શિક્ષકે બે મુખ્ય મતલબપર ધ્યાન આપવાનું છે. તે એ કે નાના બાળકને કાંઇક નીતિનો બોધ મળે અને તેમની વૃત્તિ[4] સુમાર્ગે વળે એવો સાર આવે, જેમકે પોતાના મિત્રપર કાગળ લખતાં તેમાં કેળવણી લેવાના ફાયદા, અગર કરજ કરવાથી થતાં નુકશાન વગેરે ટુંકામાં વર્ણવે[5] અને બીજા વ્યવહારી કાગળો—સંસારમાં જનવ્યવહારમાં અનેક મતલબસર કાગળો લખાય છે. તેમાંની હરકોઇ મતલબ આવે, એવા કાગળ લખાવવા, વેપારી કાગળ લખતાં માલ મંગાવવા પરદેશના ભાવ મંગાવવા વગેરે કાગળ લખે છે; નોકર તરીકે પરદેશ

---

૨. યથાયોગ્ય—જે પ્રમાણે ઘટે તે મુજબ ૩ મિતિ—તિથિ ૪. વૃત્તિ—વલણ, કામ કરવાની મરજી. ૫. વર્ણવે—બ્યાન કરે, લખે.

ગયેલા માણસપર કાગળ લખતાં પોતાની ખબર અંતર વગેરે લખે, અને સામાની નોકરીની હકીકત, શરીરસ્થિતિ વગેરે સામાની બાબતો પૂછે. કારીગર પોતાના ધંધાને લગતાં ઓજારો, સંચા વગેરે મંગાવવા લખે, પંડિતો અનેક વિષયના વિવાદમાં[1] કે વિદ્યાનો વિનોદમાં[2] કાગળો લખે, ધર્મ જિજ્ઞાસુઓ[3] ધર્મની ચર્ચાઓ[4] વર્ણવે, ખેડુત પોતાની ખેતીના ઉપયોગની વસ્તુઓ મંગાવવા કે ખેતીમાં નીપજેલા પદાર્થો વેચવા ઇ૦ સંબંધે લખે-વગેરે વગેરે અનેક મતલબસર કાગળ લખાય છે, તેમાંની દરરોજ જુદી જુદી મતલબ આવે એવા વ્યવહારિક કાગળો-લખવાનો મહાવરો વધારે પડે. એમ કાળજી રાખવી; વિશેષ કરીને વર્ગના છોકરા જે જ્ઞાતિ કે ધંધાના હોય, તે જ્ઞાતિ કે ધંધાને લગતા કાગળો લખવાનો મહાવરો કરાવ્યાથી છોકરાને રમુજ જોડે જ્ઞાન મળશે.

## ચિઠ્ઠી કે કાગળ લખતાં છેવટનો ભાગ.

કામકાજ લખજો, જોઇતું કરતું મંગાવજો, ખોદા,[5] તમારૂં ભલું કરો, આ તરફ પધારજો,[6] એકવાર લખ્યું તે અનેકવાર કરી માનજો, સીધાવો ત્યારે પ્રત્યક્ષ[7] દર્શન લાભ આપશો; વગેરે વિવેકનાં વાક્ય, પ્રસંગ મુજબ લખવાં જોઇએ.

ઉપરનાં વાકયો પહેલાં સ્વાભાવિક વાતો. અકસ્માત[8] બન્યા હોય તે લખવાં. જેમ વરસાદ કેટલો પડયો, ઋતુ કેવી ચાલે છે; માંદગીનું જોર કેમ છે; ઉષ્ણતામાપક[9] યંત્રમાં પારો કેટલો ચડે છે, વગેરે.

---

૧. વાદવીવાદમાં-તકરારી વાત. ૨ વિનોદ-ગમતની વાત. ૩ જીજ્ઞાસુ જ્ઞાનની ઈચ્છા રાખનાર. ચર્ચા-વાત, વિષય. ૫ ખોદા-પરમેશ્વર ૬ પધારજો આવજો. ૭ પ્રત્યક્ષ દર્શન ખરેખર રૂપે દેખાવું તે. અકસ્માત-એકાએક, એકદમ. ૯ ઉષ્ણતામાપકયંત્ર-ગરમીની શીશી.

વળી ન્યાત-જાત મેળા વગેરે પ્રાસંગિક[1] બનાવો વિષે પણ એક બે વાક્યો કાગળમાં આવવાં જોઇએ, પોતાની ન્યાત જાત કે સગા વહાલામાં કોઇનું મરણ થયું હોય તે, કે કોઇને ત્યાં લગ્ન ઇત્યાદિનો મોટો હર્ષોત્સવ[2] હોય, તે પણ લખવું. એથી વાંચનારને તે જગ્યા, ત્યાંના લોક વગેરેનો ખરો ચિતાર[3] આવી આનંદ થાય છે. અને દૂરનું મળવું પત્રવડે છે, એમ જે લખાય છે તે ખરૂં ઠરે છે. ઉપરની બન્ને બાબતો મુદ્દાના ભાગ નીચે લખવી. દસ્કત[4] કોના છે; તે તથા મીતિ છેવટ લખાય છે.

---

( નમુનો ૧ લો. )

શ્રી ૧।

મુરબ્બી રામચંદ્રભાઈ

વિનતી કે, ગઈ કાલે રાત્રે આપણે વાત થઇ હતી, તે મુજબ ચિ૦ છોટાલાલ જોડે દાંતનું મંજન થોડું મોકલ્યું છે; તેનો દાતણ કરતી વખતે રોજ ઉપયોગ કરતા રહેશો, એટલે તમારા દાંતને કળતર થાય છે, તે મટી આરામ થશે, એજ તા૦ ૨૪-૩-૯૧

લી. તાબેદાર કૃષ્ણરામના પ્રણામ વાંચજો.

[ સૂચના તથા અર્થ—નામપરથી જોતાં ખાત્રી થાય છે કે, ચિઠ્ઠી બ્રાહ્મણ વર્ણમાં પોતાના વડિલપર લખી છે, માટે તેને મુરબ્બી અને પોતાને તાબેદાર લખ્યો છે તેમ લખનારના "પ્રણામ" પણ લખ્યા છે. મંજન—દાંત સાફ કરવાનો ભૂકો. કળતર-દુઃખાવો.

---

૧ પ્રાસંગિક વખતે વખતના બનાવો. ૨ હર્ષોત્સવ—હરખનો ઓચ્છવ, ઉમંગનો દિવસ. ૩ ચિતાર—આબેહુબ વિચાર ૪ દસ્કત—અક્ષર.

( નમુનો ૨ જો )

પ્રિયભાઇ કૃષ્ણારામ.

આશીર્વાદ સાથે લખવાનું કે તમોએ મારા દાંત કળતા હતા તે જાણી દાંતનું મંજન મોકલ્યું. માટે મારાપર તમારો ઉપકાર થયો છે, ઇશ્વર ઇચ્છાએ મને એથી આરામ થશે. તા. સદર.

લી. રામચંદ્રના આશીર્વાદ.

( ઉપરની ચિઠ્ઠીનો જવાબ છે. કળતા–દુઃખતા. સદર–તેજ ઉપરની. )

:( નમુનો ૩ જો. )

શેઠજી પ્રેમચંદભાઇ,

જત લખવાનું કે ચિઠ્ઠી લાવનાર અમારા ગુમાસ્તા નાનચંદ સાથે રૂ. ૧૫૧) અંકે એકસો એકાવન કલદાર અમારા નામે લખી જરૂર મોકલજો.

હુંડી એક મુંબાઇ મધ્યે શા. કેશરીચંદ ભાણાભાઇ ઉપરની રાખ્યાવાળા દેસાઇ વસનજી લલ્લુભાઇના અમદાવાદથી આવેલી આ જોડે મોકલી છે, તે બજારભાવે વટાવી રૂપીઆ અમારા ખાતે જમા કરજો. દા. કહાનદાસના છે. મિતિ મહા શુદ ૧૩ સંવત ૧૯૪૮.

( કલદાર=પોગીઆં. નામે-ઉધાર બાજુએ. રાખ્યાવાળા–હુંડી કરાવનાર માણસ બજાર ભાવે–બજારમાં તે દિવસે જે ભાવ ઉપજે તે. વેપારી વર્ગમાં લખાતી ચિઠ્ઠીનો એ નમુનો છે. )

સુરત નવાપરા.

સલામ સાથે નમ્રતા પૂર્વક લખવાનું કે, તમારી ગઇ કાલની

દવાથો અમારી માતુશ્રીને ઝાડાની હાજત કમી થઇ છે, પણ કફનું જોર નરમ પડયું નથી; રોજના કરતાં દમ વિશેષ ચાલે છે; અને આખી રાત એ મુજબ ચાલે; તો સવાર સુધીનો અમને ભરોસો રહેતો નથી; સબબ તસ્દી લઇ ઘર સુધી આવી જશો; આવું નજ બને તો છેવટ દમ અને પેટનો ઉછાળો નરમ પડે એવી દવા મોકલશો; અને સવારમાં સાત કલાક અવલ જરૂર પધારશો.

તા. ૧૧-૪-૯૨ વાર રવેઉ.

લી. રાંધેરથી શેઠ ઇશ્વરદાસ જગજીવનદાસ
ની સલામ વાંચશો.

( ઝાડાની=હાજત ઝાડો થયા કરતો હોય તે, અવલ, પહેલાં. )

( નમુનો ૫ મો. )

પટેલ ઉકા જેરામ ડુંગરી.

ખજુડીથો લી. પટેલ રામા કલાના રામ રામ વાંચજો. બીજું લખવાનું કે દુબળા નાણીઆને મોકલ્યો છે, તે જોડે રસની ગાગર પુરી ભરી આપજો; તેમજ શેરડીના કકડા પાંચ આપજો. મારી માની વરસી છે; તેમાં ખીર કરવા રસની જરૂર છે; માટે ગાગર પુરી ભરી આપજો-જરૂર-દુબળાને ફેરો પડે નહિ; અમારો કોલ ફરવાને હજુ પંદર દિવસ વાર છે, તેથી તમારે ત્યાં માણસ મોકલવું પડયું છે, તે માફ કરશો. મિતિ માગસર વદ ૪ સંવત ૧૦૪૯

લી. પટેલ રામા કલાની વતી તેના છોકરા
દુલભ રામાના રામરામ વાંચજો.

અર્થ.

ડુંગરી }
ખજુડા } સુરત જીલ્લાના વલસાડ તાલુકામાં નાનાં ગામડાં છે.

રસ—શેરડીનો રસ. કોલુ—શેરડી પીલવાનો સંચો.

વરસી—માણસ મરી જવાને વરસ દહાડો થાય ત્યારે તે મિતિએ ભુજ ખર્ચ કરે છે તે.

ખીર—અડધો રસ અને અડધું દૂધ ઉકાળી માંહે ચોખા નાંખે છે, તેને ખીર કહે છે.

કોળી વગેરે લોકોમાં લખાતી વ્યવહારીક ઢબની એ ચિઠ્ઠી છે.

( નમુનો ૬ ઠ્ઠો. )

તીર્થરૂપ પિતાજી—ગૌરીશંકર ઉદેશંકરજી

લી. ભાવનગરથી ચર્ણરજ કિંકર તનમણીશંકરના સાષ્ટાંગ દંડવતપ્રણામ વાંચશો. અત્રે ખુશી છે, વિશેષ આપે મુંબઇથી સંધ્યાનો સરસામાન વગેરે મંગાવ્યો હતો, તે પૈકી દર્ભની સાદડીનો વીંટો વગેરે આવેલી ચીજો આપણા ઘરના જયકૃષ્ણ જોડે મોકલી છે તે પહોંચશે. અત્રે કુટુંબના સર્વ આનંદમાં છીએ; નારાયણની કૃપાથી તમો એમજ હશો. માગસર સુદ ૨ ને વાર સોમે સંવત ૧૯૪૪.

લી. આપનો ન્હાનો આજ્ઞાંકિત મણિશંકરના
સાષ્ટાંગ દંડવત વાંચશો.

( નમુનો ૭ મો. )

ચી૦ પ્રિયભાઇ વલ્લભરામ.

મુકામ વાડાસિનોર.

લી. ડાકોરથી શુભેચ્છક બ્રહ્માનંદજી સ્વામીના આશીર્વાદ વાંચશો.

અમે ખુશી છીએ; તમારો પત્ર માગસર શુદ ૨ ની મીતિનો લખેલો મળ્યો; વાંચીને આનંદ થયો, એ પ્રમાણે લખતા રહેશો; કેમકે દૂરનું મળવું પત્ર વડેજ થાય છે, એમ તમે સારી પેઠે જાણો છો. વિશેષ મારી તબીયત હાલ સારી ચાલે છે. ગિરનાર ઉપરથી શરદ ઋતુમાં મને જે તાવ આવ્યો હતો, અને શરીર લેવાઇ ગયું હતું, તે કેટલેક અંશે સારૂં થયું છે; ને આરામ છે. તમો ગોધરા સુધી આવી ગયાં, ને પ્રત્યક્ષ દર્શન ન થયું; એ વાસ્તવિક નહિ; પણ હવે પત્ર આવવાથી શાતા વળી છે. વિશેષ હજુ હું એક માસ અત્રે રહેવા ધારૂં છું. તે દરમીઆન બને તો આવી જશો. મૃગછાલા વ્યાઘ્ર ચર્મ મળી આવે તો લેતા આવશો, ચી. બાલુ વગેરે મારી જોડે સારી પેઠે છે. તમો સઘળા એ તરફ સારી પેઠે હશો. કામકાજ લખશો. મિતિ માગસર શુદ ૧૦ સં. ૧૯૫૯.

લી. સ્વામી બ્રહ્માનંદજી તરફથી માણેકલાલના
જેગોપાળ વાંચશો.

શરદઋતુ—અશ્વિન કારતક માસ, લેવાઇ ગયું હતું-નબળું પડી ગયું હતું, અંશે-દરજ્જે, પ્રત્યક્ષ દર્શન-જાતે આવવું જવું તે; વાસ્તવિક-વાજબી, ખરૂં. શાતા ટાઢક, નિરાંત, મૃગ-હરણ વ્યાઘ્ર-વાઘ, ચર્મ-ચામડું, આ કાગળ ગુરૂ બ્રહ્માનંદજીએ પોતાના શિષ્ય વલ્લભરામ પર, વણિક ગ્નાતીના પોતાના શિષ્ય માણેકલાલ પાસે લખાવ્યો છે.

( નમુનો ૮ મો. )

(મોટા માણસને વિનંતિપૂર્વક કોઇ પ્રકારની ગરીબાઇ તરીકે, માગણી કરવાના કાગળનો નમુનો અંગ્રેજી ભણવાના ફાયદા સાથે નીચે મુજબ.)

# શ્રી ૧।

સ્વસ્તિ શ્રી મુંબઇબંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધે સર્વે શુભો-પમા જોગ રાજ્યમાન રાજેશ્રી પરમ દયાળુ મુરબ્બી શ્રી શેઠજી ગોવરધનદાસ ગોકળદાસજી પરતે સુરતથી લી. વીશાલાડ જ્ઞાતિના રંક સેવક ગિરધરલાલ મોટાભાઇ મોદીની નમ્રતાપૂર્વક સલામ આપ નામ દારની પવિત્ર સેવામાં અંગીકાર કરશોજી. શેઠજી પરમકૃપાળુ પ્રભુ પાસે ખરા અંતઃ-કરણથી આપની કુશળતા ચાહી આપને ખોળે માથું મૂકી એક અરજ ગુજારૂં છું તે દયાળુ અંતઃકરણે મારી ગરીબાઇ તરફ નીધા પહોંચાડી જરૂર સ્વીકારશો. મુરબ્બી શ્રી આપના ઉદાર પિતા શેઠ ગોકળદાસ તેજપાળના નામે જે બોર્ડીંગહાઉસ આજ પર્યંત આપના શ્રેય આશ્રય હેઠળ ચાલ્યું જાય છે. તેમાં દાખલ થઇ અંગ્રેજી ભાષાનું જ્ઞાન મેળવવાની મારી ખાયશ છે. હું હાલ અત્રેની હાઇસ્કુલમાં ફિફ્થ સ્ટાન્ડર્ડના અભ્યાસ કરૂં છું, મારા પિતા વર્ષ દહાડો થયાં ગુજરી ગયા છે. તે ટુંક વર્ષાશનમાં કાપડીઆને ત્યાં ગુમાસ્તી કરી ગુજારો ચલાવતા, એટલે તેમની પાછળ ઉપજીવિકાનું કાંઇ સાધન મૂકી ગયા નથી; મારી માતુશ્રી ઘરમાં રહી થતી મજુરી કરી પરાકાષ્ટે ગુંજારો નિભાવે છે. શેઠજી એવી સ્થિતિ હોવાથી લાચારીએ અરજ ગુજારી છે. સારૂં અંગ્રેજી ભણ્યા વગર રેલવે કે ગવરમેન્ટ નોકરી હવે મળી શકતી નથી; તેમ મોટા વેપારીની પેઢીમાં પણ કોઇ રાખે નહિ; તેમજ એ આપણા રાજકર્તાની ભાષા છે. આગલા વખતમાં મુત્સદ્દા વર્ગના લોકો જેમ ફારસી ભણી સરકાર દરબારમાં દાખલ થયા તેમ રાજકિય વર્ગ જોડે હળવા મળવાને ફક્ત એટલોજ રસ્તો છે, કે હાલના લોકોએ સારૂં અંગ્રેજી

ભણવું. વળી સાંભળવા મુજબ એ ભાષામાં વિદ્યા, હુન્નર, કાવ્ય ને જ્ઞાનના ઉંચા ગ્રંથો છે. તે સઘળાનો લાભ પણ તેથી લેવાય–વગેરે વગેરે અગણિત લાભ એ ભાષા ભણવામાં છે, એમ મનમાં સચોટ લાગવાથી હરકોઇ ઉપાયે અંગ્રેજી પુરો અભ્યાસ કરી યુનિવર્સિટીની કોઇ ડીગ્રી મેળવવી, એમ મારા મનમાં તર્કવિતર્ક ઉઠ્યાં કરવાથી પત્ર લખ્યો છે, શેઠજી અંગ્રેજી ભણવાથી હું રોજગારે લાગીશ કે જેથી મારી જીંદગી પર્યંતનો આપનો આભારી થઇશ. ક્લાસમાં મારો નંબર પહેલો બીજો રહે છે. આપના તરફનો જવાબ મળે, હું મારી છેલ્લી પરીક્ષાનો માર્કવાર દાખલો અને મારા માસ્તરનું સારી ચાલ વિષે સર્ટિફીકેટ જરૂર મોકલી આપીશ. ટુંકમાં એજ વિનતિ છે કે બોર્ડીંગમાં દાખલ કરી મારી ઇચ્છા પાર પાડો જેથી હું પરમ કૃપાળુ સ્વયંભૂ આપને લાંબુ આયુષ્ય બક્ષી આપના ઉદાર પિતાના નામની અમર કીર્તિ જાહે ફેલાવે એવું સદા તેની પાસે માગતો રહીશ; તથાસ્તુ. તારીખ ૧૮–૧૨–૯૨.

મુ૦ સુરત બેગમપરે ખાંગડશેરી,

---

અર્થ-શુભોપમા-શુભ+ઉપમા-સારી ઉપમા. પરમ–મોટી અંગિકાર કબુલ પુર્વક-ભરેલી સાથે; કુશળતા-સુખકારી બોર્ડીંગ હાઉસ છોકરાઓને ખાવાપીવા ભણવા વગેરેનું સાધન મળે એવો મુકામ. ખાયશ-ઇચ્છા હાઇસ્કુલ-મોટી અંગ્રેજી ભણવાની નિશાળ. ફિફ્થ સ્ટાન્ડર્ડ પાંચમું ધોરણ, ઉપજીવિકા-ગુજારો, પેઢી—વખાર, મુત્સદ્દી-ભણેલા લોક, સરકારી નોકરી કરતા લોક રાજકિય-રાજ કરનારા. સચોટ–પાકું યુનિવર્સિટી–ડિગ્રી આપવાની જગ્યા પાઠશાળા. ડિગ્રી–હોદ્દો. માનની પદવી, બી. એ. એમ. એ. એલ એલ બી. વગેરે. તર્કવિતર્ક–સારા માઠા વિચાર. સર્ટીફીકેટ—ખાત્રી પત્રક સ્વયંભૂ પોતાના તેજથીજ પ્રકાશ પાડનાર, પરમાત્મા. બક્ષી–આપી માર્કવાર–દોકડા સાથે તથા અસ્તુ–તે પ્રમાણે થાઓ.

## ( નમુનો ૯ મો. )

### શ્રી ૧।

સ્વસ્તિ શ્રી સુરત બંદરે શા. કહાનદાસ રાજારામ, પરતે ગોવા બંદરથી લી. રા. રંગરાવ કૃષ્ણ દાંડેકરના જેગોપાળ વાંચજો; અત્રે સૌ ખુશી છે. બીજું પડાઉ ૧ એક ટંડેલ હીરા ગોવન વાળા મધ્યે ડાંગર ખાંડી ૧૧॥ સાડા અગ્યાર તથા ચોખા ગુણો ૨૦ વીસ ભરીને વૈશાખ સુદ ૧ ને વાર ભોમેનું રવાના કર્યું છે, અને તેજ મિતિએ તમને ટપાલમાં કાગળ લખ્યો છે; તેને લગભગ એક મહીનો થવા આવ્યો, છતાં તમારો જવાબ આવ્યો નથી; અને વહાણ પહોંચ્યું કે નહિ, તે કાંઇ માલમ પડયું નથી, તેથી ફીકર ઘણી થાય છે; વાસ્તે આ કાગળ પહોંચતાં વાર તુરત જવાબ લખજો ભૂલશો નહિ. અત્રે હવે ચોમાસાની શરૂઆતનો પવન ફુકાવા માંડયો છે. અને વહાણો બંદર પર બંધાઇ ચૂકયાં છે, એજ મિતિ વૈશાખ વદ ૦)) ને વાર રવેઉ.

અર્થ ને સુચના.

આ કાગળ વેપારી વર્ગનો ટુંકામાં વ્યવહારી રૂપે છે, પડાઉ-નાનું વહાણ, ટંડેલ-વહાણનો ઉપરી, ખારવો, ફુંકાવવા-વાવા, ભોમ-મંગળવાર.

## ( નમુનો ૧૦ મો. )

### શ્રી ૧।

સ્વસ્તિ શ્રી રાજકોટ મહા શુભસ્થાને પૂજ્યારાધે સર્વે શુભોપમા જોગ મોદી જેકીસનદાસ ગોરધનદાસ, એતાનશ્રી સુરતથી લી.

સેવક દિનશાહજી ભીખાજી ખાનની કંપનીની સલામ વાંચજોજી. અત્રે ખુશી છે, બીજું તમારા તરફથી શુદ ૮ વાર બુધનો તથા ફાગણ વદ ૪ વાર શુક્રનો લખેલો મળી બે કાગળ ટપાલ મારફતે આવ્યા, તે અમને પહોંચ્યા છે, વાંચી સમાચાર સર્વે જાણ્યા છે, વળી એજ રીતે લખતા રહેજો,

બીજું તમારા માટે દાળ તુવેરની ગાલ્રી ૩ ત્રણ રૂ. ૪૭ સુડતાળીશના ભાવે તમારા કાગળ મુજબ લીધી છે; તે દાળ સારી રીતે વીણાવી સાફ કરાવી ગુણોમાં ભરી રેલવે મારફત થોડા દિવસમાં મોકલી આપીશું તાકીદથી મોકલી આપીશુ તે જાણજો. બીજું આ તરફ ખાનદેશ તરફના નવા ઘઉંની આવક થવા માંડી છે, થોડા દિવસ પછી ખાંડીનો રૂ. ૨૪) ચોવીશને આશરે ભાવ નીકળવા ધારીએ છીએ, પછીની વાત સાહેબ જાણે. તમારા તરફ અત્રેના ઘઉં પોષાતા હોય તો લખજો, ભાવમાં વધારો ઘટાડો થયે વળી લખી જણાવીશું, એજ કામકાજ લખજો, જોઇતું કરતું મંગાવજો; મતિ ચૈત્ર વદ ૭, સં. ૧૯૪૯ અંગ્રેજી તા. ૭-૧૫-૯૨.

દા. મહેતા બાલમુકુંદદાસ મકનદાસના જેગોપાળ વાંચજો.

મોદી-વાણીયા લોકની અટક છે.
કંપની-વેપારી મંડળી.
સાહેબ-પરમેશ્વર.
આવક થવા માંડી-આવવા રૂ થાય છે.

## ( નમુનો ૧૧ મો. )

## શ્રી ૧।

સ્વસ્તિશ્રી અમદાવાદ મહાશુભસ્થાને મુરબ્બી મોટાભાઈ ગંગાશંકર નરોત્તમ, જોગશ્રી મુંબાઇથી લી. આજ્ઞાંકિત પ્રાણગોવિંદ નરો-

તમના દંડવત પ્રણામ વાંચશો. અત્રે ખુશી છીએ વિશેષ આપણી માતુશ્રીના અણધાર્યા મરણનો શોક યુક્ત પત્ર ગઇ ટપાલમાં તમારા તરફથી આવ્યો, તે વાંચી ભારે દીલગીરી થઇ, જગત્‌માં માતા સમાન બીજું કોઇજ નિકટનું સગું નથી, અને તે માતા આપણે ખોઇ; ઇશ્વર આગળ આપણો ઉપાય નથી. તમોએ માતુશ્રાની ઉત્તર ક્રિયાના પ્રસંગપર રૂા. ૬૦૦) છસેં સુધી ખરચ થશે, એમ લખ્યું તેમાં રૂા. ૨૦૦) સુધીની સવડતા છે, અને બાકી માટે સાહુકારને ત્યાંથી લગગભ ચૌદ આનાની તેરીખ સુધીના ઘર ગીરો મૂકી કાઢવા પડશે, એમ લખ્યું તેથી મારો જીવ બહુજ નારાજ છે. અને હું ઉજારો વિચારમાં ગરકાવ થાઉં છું, મુરબ્બી ભાઇ, સંસારી બીજો માણસો જેવા અભણ હોત, અને જુના ચાલ મુજબ ગાડું હાકતા હોત ત્યારે મારાથી ના કહેવાત નહિ, પણ જ્યારે તમે આપણી જ્ઞાતિના સુધારામાં આગળ પયતો ભાગ લ્યો, બીજાઓને બોધ આપો ને આપણે ઘેર આવેલ પ્રસંગે ધારો તોડી લોકમાં ફિટકાર થવાની ધાસ્તીને લીધે કરજ કરી વરો કરવા તૈયાર થાઓ, તો જ્ઞાતી સુધારો અટકવાનો અને આપણે દુખી થવાના. મુરબ્બી શ્રી આપ વળી ને જ્ઞાને વધારે છો એટલે વધારે લખી શકતો નથી, વળી કરજ વાળવાની આપણી શકિત નથી, તેથી કરજ કરવાની મારી તદન સલાહ કે મરજી નથી; અને હું તમને ચોકખું લખું છું કે, ઘર ગીરો મૂકવાને જે દસ્તાવેજ થશે તે પર હું કદી મતું કરનાર નથીજ, જે રૂ. ૨૦૦)ની સવડતા વિષે તમે લખ્યું તે, ને રૂ. ૫૦) મારી પાસે છે તે હું લેતો આવીશ તેટલામા રીતસર ખરચ કરીશું સગાં વહાલાં જમાડી આવેલા દિવસને વીતાડવો. કહેવત છે કે "વ્યવહાર ઉઝીનો છે," ઘણું થશે તો જેમને ત્યાં આપણે નોતરાં નહિ દઇએ તે

આપણે ત્યાં નહિ દે. તો તે વધારે સારૂ છે, આપણે બંને સદા બહાર રહીએ છીએ ને ઘર આગળ કયાં સાત પાંચ રહે છે કે જમ્યા વગર તેઓ રહી જવાનાં છે. માટે ભાઇ જરૂર મારા લખવા મુજબ ઠરાવ રાખી તેટલીજ તૈયારી રાખજો. હું આવતા સોમવારે મેલમાં આવીશ. ચી. રામાનંદને જોડે લાવીશ. સ્ટેશન પર કોઇ માણસને મોકલજો. એજ તા. ૧૭-૧૨-૯૨

## સુચના ને અર્થ.

[ આ કાગળ ભણેલા બે ભાઇ વચ્ચે કરજ કરી વરો ન કરવાની મતલબ વિષે છે, શોકયુક્ત-દીલગીરી ભરેલો. ઉત્તરક્રિયા-મરી ગયેલાંની પાછળ દિવસપાણી વગેરેનો ખરચ કરે છે તે, ગીરો મુકવું-માલેકી બીજાને લખી આપી રૂપીઆ કરજે કાઢવા તે. ગરકાવ થાઉં છું-ઉંડો ઉતરૂ છું, મતુ-દસ્તાવેજ લખી આપનારની તેના ખરાપણા બાબતની નીચે સહી, મેલ-ટપાલ લઇ જનારી ઉતાવળે ચાલનારી ગાડી.]

### અશુભ છે. ( નમુનો ૧૨ મો. )

### ( લુગડાં ઉતારીને વાંચજો. )

સદા હેતકારી ગામ સરખેજ મધ્યે ભટ્ટ દામોદરભાઇ ઇશ્વરદાસ પરતે નડિઆદથી પંડયા હરિનાથ વિશ્વનાથના નાંચવા. બીજું લખવાને અત્યંત દીલગીરી ઉપજે છે કે, તમારા પિતા પંડયા વિશ્વનાથ ચૈત્ર વદ ૧ ને બુધવારે દેવલોક પામ્યા છે, એ ઘણુંજ માઠું થયું છે; પણ ઇશ્વર આગળ કાંઇ ચલણ નથી. સુખ દુઃખ પડે તે માણસે સહેવુંજ જોઇએ.

બીજું એમની દ્વાદશાની ક્રિયા વદ ૧૩ ને વાર રવિવેએ છે, તે તમને સહેજ જાણવા લખ્યુંછે. એજ તિથિ ચૈત્ર વદ ૪ સં.૧૯૪૮

અર્થ—અશુભ-માઠી ખબરનો કાગળ; મથાળે ઉપર લખ્યા તેવા બોલ લખવા કે જેથી સ્નાન વગેરે કરવું હોય તે લુગડાં ઉતારી વાંચે. ના વાંચવા—અહીં નમસ્કાર, પ્રણામ, વગેરે જે ઘટે તે સમજી લેવું. પણ માઠી ખબર હોવાથી તેનો અધ્યાહાર રહે છે: સ્પષ્ટ લખાતું નથી, દેવલોક પામ્યા છે-મરણ પામ્યા છે. દ્વાદશા—બારમું,

( નમુનો ૧૩ મો. )

## કંકોત્રી એટલે લગન પત્રિકા.

### શ્રી ગણેશાયનમ:

સ્વસ્તિશ્રી મુંબઇ બંદરે મહાસુખસ્થાને પૂજ્યારાધે, સર્વે શુભોપમા જોગ મુરબ્બી રા. રા. ભાણુભાઇ રામભાઇ, પ્રરતે સુરતથી લી. આજ્ઞાંકિત અનુપરામ કોરપરામના દંડવત પ્રણામ વાંચજો વિશેષ અમારે ત્યાં અમારા ભત્રિજા નાગજીની દીકરી ચી૦ કીકી ચી. એનનું શુભ લગન દેગામકર રા. રા. વસનજી હરિભાઇના દીકરા ચી. દોલતરાવ જોડે મહા સુદ ૫ ને વાર ગુરૂએ કરવા નિરધાર્યું છે. તે શુભ પ્રસંગ પર આપ સહકુંટુંબ મિત્રમંડળી સહિત પધારી મંડપને શોભા આપશો. એક વાર લખ્યું તે ૧૦૦ કરી માનજો, મહા સુદ ૧ સંવત ૧૯૫૭.

( કંકોતરોમાં કયા ગામના કોના કયા દીકરા જોડે લગન કરવા

ઠગાવ્યું છે તે લખવાનો રિવાજ ન હોવાથી દુરના આવનારને તે જાણવાની ઉત્કંઠા રહે છે, માટે તે રૂપ બદલ્યું છે.

## પ્રકરણ ૪ થું.

વાતો અને ચિઠ્ઠી કાગળના સહેલા રૂપના આગલા બે પ્રકરણના નિબંધ આવડયા પછી જાણીતા પદાર્થના નિબંધ લખતાં શીખવવા જોઇએ. આ પ્રકરણમાં તેવા કેટલાક પદાર્થોના નિબંધ આપ્યા છે. એવા નિબંધો લખતાં સવડ પડે માટે તેનાં પેટાં પ્રથમથીજ પાડતાં શીખવવું. ઘણાખરા નમુના વર્ણન કે કથનરૂપ નિબંધના ટુંકા ટુંકા છે. તે આવડયા પછી તેના બહારના નમુના ઘેરથી જાણીતા પદાર્થ વિષે લખી મંગાવવાથી પેટાં પાડી બાળકો ઝટ લખી શકશે.

આ પ્રકરણમાં આપેલા પદાર્થોના ઘણાખરાનાં મુખ્ય ત્રણ પેટાં ( પદાર્થનો દેખાવ ગુણ અને ઉપયોગ ) છે અને તેનો વિસ્તાર ટુંકમાં જણાવ્યો.

## રબ્બર વિષે.

(૧) દેખાવ–તેનો રંગ કાળો ભુરો અથવા કાળાશપર હોય છે.

(૨) ગુણો–પકડવાથી જણાય છે કે તે અપારદર્શક હોય છે. એટલે તેની આરપાર જોઇ શકતું નથી. તેના પર દેવતા લગાડવાથી જણાય છે કે તે બળી શકે છે એટલે તે જવાળા ગ્રાહી છે. ને વળી લીસું ને ચિવટ છે. અને ખેંચ્યા પછી તે પોતાની આગલી સ્થિતિમાં પાછું આવી શકે છે, તેથી તે સ્થિતિસ્થાપક છે,

(૩) ઉપયોગ—પેન્સિલના ડાગા ભૂંસી નાખવામાં અને દડા બનાવવામાં તે કામ આવે છે,

## ઊન વિષે.

(૧) દેખાવ—રંગ ધોળાશ પર હોય છે.

(૨) ગુણો—તપાસથી જણાય છે કે તેનામાં નીચેના ગુણો છે.—શોષક છે, એટલે કોઇ પણ ચીજ ચુસી લેવાને તે શક્તિમાન છે. તે નરમ એટલે વાંકું વળાય તેવું છે. વળી તે ચિવટ, ટકાઉ અપારદર્શક, હલકું અને સુકું છે.

(૩) ઉપયોગ—ફલેનલનું કપડું, ધાબળીઓ, કામળા, પગનાં મોજાંઓ વગેરે બનાવવામાં તે ઉપયોગી છે.

---

## ચામડા વિષે.

(૧) દેખાવ—ચામડું તરેહ તરેહના રંગોનું હોય છે. કેટલીક વખતે રાતું, અને ઘણી વખત એક બાજુએ કાળું હોય છે, પણ સાધારણ રીતે આછા ભુરા રંગનું હોય છે.

(૨) ગુણો—ચામડામાં ખાસ ગંધ હોય છે તે ઘણું નરમ હોય છે અને જ્યારે ચમારે સારી રીતે કેળવેલું હોય છે, ત્યારે તે-માંથી પાણી ગળતું નથી, તે વળી ચિવટ, લીસુ, ટકાઉ, અપાર-દર્શક હોય છે.

(૩) ઉપયોગ—તે જોડા, હાથનાં મોજાં, લગામ, જીન, જા-મદારી ( કપડાં લઇ જવાની પેટી ) અને ચોપડીઓ બાંધવાના પટા વગેરે બનાવવામાં કામ આવે છે.

## સાકર વિષે.

(૧) દેખાવ—તેનો દેખાવ સફેદ, તેજસ્વી અને અપારદર્શક હોય છે.

(૨) ગુણો—તે પાણીમાં ઓગાળી શકાય છે, અને ગરમીથી પીગળાવી શકાય છે. બરડ છે, એટલે તેના સહેલથી કકડા થઇ શકે છે, કઠણ નક્કર અને સ્વાદે મીઠી હોય છે.

(૩) ઉપયોગ—ખોરાક મીઠો કરવાના કામમાં આવે છે.

---

## વાદળી વિષે.

(૧) દેખાવ—આછા ભુરારંગની, ઝાંખી, અને અપારદર્શક હોય છે.

(૨) ગુણો—તે નરમ કાણાંદાર, સ્થિતિસ્થાપક અને શોષક એટલે કોઇ પણ પ્રવાહી પદાર્થ ચુસી લેવાને શક્તિવાન છે.

(૩) ઉપયોગ—ગડ, ગુમડાં, ઘોવા અથવા સ્વચ્છ કરવામાં તે કામ આવે છે.

---

## પાણી વિષે.

(૧) દેખાવ—પાણી કાચ જેવા દેખાવનું પારદર્શક હોય છે. ને એવું કહેવાય છે કે તે રંગ વિનાનું છે.

(૨) ગુણો—તે પ્રવાહી છે. અને અપારદર્શક પદાર્થો પરનાં કિરણ તેમાં વક્રિભવન પામે છે, જ્યારે તે સ્વચ્છ હોય, ત્યારે તે સ્વાદ અને વાસ વગરનું હોય છે; અને ત્યારેજ તે ગુણકારી છે.

(૩) ઉપયોગ—તે પીવાના, ધોવાના, જમીન ફળદ્રુપ કરવાના, અને રસોઇ કરવાના કામમાં આવે છે.

---

## મીણ વિષે.

(૧) દેખાવ—મીણ પીળાશ પડતા રંગનું, ઝાંખું, અને અપારદર્શક છે.

(૨) ગુણો—તે નક્કર, ચિવટ, લીસું, અને ચોટે એવું હોય છે. તે ગાળી શકાય એવું અથવા પીગળાવી શકાય એવું, અને ખુશબોદાર એટલે મીઠી સુવાસવાળું હોય છે.

(૩) ઉપયોગ—તે મીણબત્તીઓ કરવાના કામમાં આવે છે.

---

## રોટલી વિષે.

(૧) દેખાવ—ગર પીળાશ પડતા ધોળા રંગનો હોય છે, અને પોપડી કઠણ હોય છે.

(૨) ગુણો—રોટલી દાણાંદાર, નક્કર અપારદર્શક, અને ઘણી શોષક હોય છે. ખાવાજોગ, ગુણકારી, અને પુષ્ટિકારક છે. જયારે નવી હોય ત્યારે તેનો ગર નરમ અને ભેજવાળો હોય છે. પોપડી કઠણ અને બરડ છે.

(૩) ઉપયોગ—તે ખોરાકની એક ઘણીજ જરૂરી ચીજ છે.

**શાહી ચુસી લેવાના કાગળ—(બ્લોટિંગ પેપર.)**

(૧) દેખાવ—જુદા જુદા રંગના, કેટલા ગુલાબી કેટલાક ભુરા વગેરે હોય છે.

(૨)—ગુણો—તે ઘણા નરમ, પાતળા અને વળે એવા હોય છે. સહેલથી ફાટે એવા કાણાંદાર, અને શોષક હોય છે.

(૩) ઉપયોગ—તે જોઇએ તે કરતાં વધારે શાહી ચૂસી લેવાના કામમાં આવે છે.

---

## દૂધ વિષે.

(૧) દેખાવ—તે સફેદ રંગનું હોય છે.

(૨) ગુણો—તે અપારદર્શક, જરા ચરબીવાળું, અને માફકસર સ્વાદનું, ઘણું ગુણકારી, ધાતુપુષ્ટ ને પ્રવાહી છે.

(૩) ઉપયોગ—મુખ્યત્વે કરીને છોકરાં વાસ્તે તે એક ખોરાકનો પદાર્થ છે. દહીં, પનીર, માખણ તેમ માવો, ખરપી વગેરે બનાવવામાં આવે છે.

---

## ચા વિષે

(૧) દેખાવ—પાંદડાં સાંકડાં, અણીદાર અને દાંતાદાર છે. કેટલાંક પાંદડાં લીલાં, અને કેટલાંક કાળાં હોય છે.

(૨) **ગુણો**—જુસ્સો આણવાના અને ઘેનના ચોકસ ગુણો તે ધરાવે છે.

(૩) **ઉપયોગ**—જ્યારે માફકસર રીતે એટલે એ ખાસ રીતે ખાંડને દૂધ સાથે લેવામાં આવે ત્યારે તે અનુકુળ અને ધાતુપુષ્ટ પીવાનો પદાર્થ છે.

---

# કોફી (બુંદદાણા.)

(૧) **દેખાવ**—બુંદદાણા જ્યારે પાકેલા હોય ત્યારે ઝાંખા રાતા રંગના હોય છે, પણ જ્યારે ઉકાળીએ ત્યારે તેનો કાળો ભુરો રંગ થાય છે.

(૨) **ગુણો**—તે ઘણો જુસ્સો આણવાના ગુણો ધરાવે છે. તેની ખુશબો લહેજતદાર હોય છે.

(૩) **ઉપયોગ**—તે ઉકાળી પીવાના પદાર્થ તરીકે કામ આવેછે.

---

# લાકડાનો ઘન.

(૧) **ભાગો**—ઘનની સપાટીઓ છ હોય છે.

(૨) **દેખાવ**—ઝાંખો, ભુરો અપારદર્શક છે.

(૩) **ગુણો**—કાણુ, નક્કર, લીસો અને જવાળા ગ્રાહી છે.

(૪) **ઉપયોગ**—બાળકોને આકાર ને કદ સાથે શીખવવાના સાધન તરીકે ઉપયોગી છે.

# મીણબત્તી.

(૧) ભાગો—દીવેટ, મીણ, સપાટીઓ છેડાઓ, કોરણો, મથાળુ તળીઉં વગેરે એના ભાગો છે.

(૨) દેખાવ—(આકાર)-લંબગોળાકાર હોય છે, મીણ પીળાશ પડતા સફેદ રંગનું હોય છે.

(૩) ગુણો—મીણ ચીકણું, ગાળી શકાય એવું, કઠણ અને અપારદર્શક હોય છે. દીવેટ ચિવટ, રેસાવાળી, પોચી અને જવાળાગ્રાહી હોય છે.

(૪) ઉપયોગ—પ્રકાશ આપે છે.

---

# ચોપડી વિશે.

(૧) ભાગો—બહારની બાજુના ભાગોમાં કોરણો ખૂણાઓ. આંધણી પીઠ, બાજુઓ, મથાળું તળીઉં વગેરે છે; અંદરની બાજુના ભાગોમાં કાગળ, પાનાં, પૃષ્ટો, નામનું પાનું, પ્રસ્તાવના ઉપોદ્ઘાત, બીના છેડો, હાંશીઓ, શરૂઆત, અક્ષરો આંકડાઓ ટપો શબ્દો વગેરે છે.—

(૨) ઉપયોગ—ખબર લઇ જવાને અગર ગમત આપવાને વાસ્તે ઉપયોગી છે.

---

## ઇંડા વિશે.

(૧) ભાગો—કોચલું, છાલ, સફેદી, ઇંડાની દાળ, અંદરની બહારની સપાટી વગેરે છે.

(૨)—કોચલું અંડાકાર ને સફેદ છે. અંદરની બાજુએ સફેદીને દાળ હોય છે, દાળ પીળી હોય છે.

(૩) ગુણો—કોચલું બરડ, લીસું પાતળું ને કઠણ હોય છે. સફેદી કાચી હોય ત્યારે પ્રવાહી હોય છે; અને ઉકાળેલી હોય ત્યારે નક્કર હોય છે, ચીકણું ચિવટ અને ફિકકું છે, દાળ પ્રવાહી, નરમ ખુશબોદાર અને મનને પસંદ પડવા જેવી છે.

(૪) ઉપયોગ—ભોજન કરવા લાયક અને પુષ્ટિદાયક છે.

---

## ચપ્પુ વિશે.

(૧) ભાગો—હાથો, પાનું, ખાંચા, હાથાની પીઠ, પાનાની પીઠ, અણી, કોરણું, સમાન, ખાલીઓ, વગેરે છે,

(૨) દેખાવ—પાનું ચળકતું હોય છે, આગલી કોરણ પાતળી ને પાછલી કોરણ જાડી, ને હાથો ચપટો હોય છે,

(૩) ગુણો—પાનું કઠણ ને બરડ હોય છે. આગલી કોરણ તિક્ષ્ણ હોય છે, પાછલી કોરણ બુઠ્ઠી હોય છે અને હાથો પોલો હોય છે.

(૪) ઉપયોગ—કલમો કરવા વગેરેના કામમાં આવે છે.

---

## કુંચી.

(૧) ભાગો—કળી, નળી, ખાંચા કારણો, સપાટી, ખુણાઓ.

(૨) દેખાવ—ચળકતી, નળીનો ભાગ પોલો ને લંબગોળાકાર હોય છે, કડી વાંકી વળેલી હોય છે.

(૩) ગુણો—લોઢાની કે પોલાદની બનાવેલી, કઠણ, અપારદર્શક, લીસી, ચિવટ અને કાટ ચડે એવી છે;

(૪) ઉપયોગ—બારણાં દરવાજા વગેરેને તાળું દેવાના કામમાં આવે છે.

---

## કાતર.

(૧) ભાગો—પાંખીઆં, કમાન. પાનાં, ખીલીઓ, અણીઓ, સપાટીઓ વગેરે છે.

(૨) દેખાવ—ચળકતો.

(૩) ગુણો—પોલાદની બનાવેલી, પ્રતિબિંબ પડે એવી, કઠણ, અપારદર્શક ને નક્કર છે પાનાઓ અણીઆળાં હોય છે. એક સપાટી ચપટી ને બીજી વળેલી, આગલી કોરણ ધારવાળી ને પાછલી બુઠ્ઠી હોય છે, ને કમાન વળેલી હોય છે.

(૪) ઉપયોગ—શણનું અગર હરકોઇ જાતનું કપડું કે કાગળ તેમ ભરતનું ઝીંક, ચળક વગેરે પદાર્થ કાતરવામાં કા આવે છે,

---

## મધપુડો.

(૧) ભાગો—ખાનાંઓ, ભાગો, કોરણો, ખાનાંનો પાયો, ખુણાઓ.

(૨) દેખાવ—પીળાશ પર છે.

(૩) ગુણો—એ પ્રાણીથી થયેલી નીપજ, હલકી, પીગળાવી શકાય એવી, ચિવટ, અડધી પારદર્શક; પાતળી અને દાબવાથી થોડામાં રહી શકે એવી, ખાનાં ષટ્કોણાકાર સમાન અને પોલાં હોય છે.

(૪) ઉપયોગ—મીણ ને મધ બનાવવામાં ઉપયોગી છે.

---

## સોય.

(૧) ભાગો—વહે. નીચેનો ભાગ, અણી, મધ્ય ને મથાળું.

(૨) દેખાવ—ચળકતા પોલાદના રંગની, અણીદાર હોય છે.

(૩) ગુણો—પોલાદની બનેલી તેટલા માટે ધાતુમય, અપારદર્શક અણીદાર. પાતળી. કઠણ, ચળકતી ને નક્કર છે.

---

## લીંબુ.

(૧) ભાગો—બહારનો ભાગ. અંદરનો ભાગ, છાલ, રસ.

(૨) દેખાવ.—પીળાશપર, ગોળ યા ઇંડાના જેવા આકારનું.

(૩) ગુણો—રસ ખાટો ને ઠંડક આપનારો.

(૪) ઉપયોગ—શરબત વગેરે બનાવવામાં ઉપયોગી છે.



## કોબીજ.

(૧) ભાગો—ડાંખળી, પાંદડાં.

(૨) દેખાવ—બહારનાં પાંદડાં ભુરાં, અંદરનાં પાંદડાં પીળાં કે સફેદ રંગનાં હોય છે.

(૩) ગુણો—પુષ્ટિકારક ને જરા મીઠી હોય છે.

(૪) ઉપયોગ—ખોરાકમાં શાકભાજીની ચીજ તરીકે ઉપયોગીછે.

---

## કપુર.

(૧) કપુર એ એક જાતના ઝાડનો રસ છે. (૨) ચીન, બોર્નીઓ ને લંકામાં તે પુષ્કળ થાય છે. (૩) હવામાં ખુલ્લું મૂકતાથી ઉડી જાય છે. (૪) પોતાના ઓરડામાં રોશની કરવાને હિંદુસ્થાનના રાજાઓ તેને કામે લગાડે છે.

(૫) ગુણો—તીખું, જલદી ઉડી જાય તેવું, ને સુવાસિત હોય છે.

(૬) ઉપયોગ—ઓસડ તરીકે ઉપયોગી, અને માંદીઓના ઓરડામાં ચેપ અટકાવવાને ઉપયોગી છે. ચોપડીઓની અવળાઇ પર એક જાતના જંતુઓનો નાશ કરવા માટે પણ તે મૂકવામાં આવે છે.

---

## લાપી.

(૧) લાપી—એ એક નરમ, ચીકણો, તેલીઓ પદાર્થ છે, ને હવામાં ખુલ્લો મૂકવાથી કઠણ થઇ જાય છે.

(૨) ઉપયોગ—બારીનાં તખ્તાને કાચ જડવા સારૂ કાચ જ- ડનારાઓને તે ઉપયોગી છે.

(૩) તે અળસીનું તેલ અને રુફેતાથી બને છે; કેટલીક વખત કલાઇ સફેદો મેળવવામાં આવે છે.

(૪) જે ચાક, જમીનમાંથી એક સુંદર ભુકા તરીકે નીકળે છે, તેમાંથી સફેતો બનાવે છે.

---

## શીંગડું.

(૧) તૃણભક્ષી ખરીવાળાં સઘળાં જનાવરોના માથા ઉપર ફુટી નીકળેલો કઠણ ભાગ, તેને શીંગડું કહે છે.

(૨) તૃણભક્ષી એ સંસ્કૃત શબ્દ છે ( તૃણ=ઘાસ+મક્ષ=ખોરાક ઈ=વાળો )=ઘાસ ખાવા વાળા, શીગડાં વાળાં સઘળાં જનાવરો ઘાસ ઉપરજ જીવનારાં છે. શીંગડું જ્યારે ઉકાળવામાં આવે ત્યારે એક નરમ લોચો થાય છે. અને તેનો ગમે તે આકાર વાળીને કરવો હોય તે થાય છે.

(૩) એક ખાસ રીતથી તે અર્ધ પારદર્શક બને છે. અને તેનાં પાતળા પતરાં થાય ત્યારે તે ફાનસના કાચને ઠેકાણે પણ વપરાય છે.

(૪) કાચની શોધ પહેલાં તેની જગ્યાએ એજ પદાર્થ વપ- રાતો હતો.

૫) તે મુખ્યત્વે કરીને કાંસકીઓ, છરીઓ, કાંટાના હાથા, અને ખડીઆ બનાવવામાં વપરાય છે.

---

## મધ.

(૧) મધમાખીઓએ ફુલોમાંના મધ્યસ્થાનમાંથી એકઠો કરેલો વનસ્પતિમાંનો એક જાતનો મીઠો રસ છે.

(૨) આ માખીઓને લાંબી પહોળી મુંઢ હોય છે તે તેઓ ફુલની અંદર ઘોંચી તેમાંનું મધ ચુસી લે છે. આ મધ તેઓ શિઆળાના ખોરાક માટે પોતાના પૂડામાં અનામત રાખી મૂકે છે.

(૩) વનસ્પતિની ફળદ્રુપતા માંખીઓને જોઇએ તેટલો જથો પુરો પાડે છે. તેઓના મધપુડા ખડકની ફાટોમાં અથવા પોલાં ઝાડોમાં ઘણો જોવામાં આવે છે, અને મધપુડા પુષ્કળ હોય તેવી પહાડી કડાણોમાં સુરજના તાપથી ઓગળી ઝરાઓમાં એ મધ વહે એ વાત કલ્પિત નહિ પણ ખરી માની શકાય છે.

## સરેસ.

(૧) સરેસ—એ એક ચીકણો ટકાઉ સીમીટ ( ગાર ) તરીકે વપરાતો પદાર્થ છે.

(૨) સારામાં સારો સરેસ પ્રાણીઓની ચામડીમાંથી થાય છે. મુખ્યત્વે કરી કસાઇને ત્યાં રદ પડેલા ચામડાના કડકાઓ વગેરેમાંથી મેળવાય છે.

(૩) હલકી જાતનો સરેસ પ્રાણીની ખરીઓ, જ્ઞાનતંતુઓ. વગેરેમાંથી મેળવવામાં આવે છે.

(૪) બે ત્રણ દિવસ સુધી પાણીમાં ચામડાને બોળી રાખી ઉકાળવાથી તેનો ઘાડો જામેલો પાક થાય તેમાંથી સરેસ બનાવે છે. ગરમી હોય ત્યાં સુધી વાંસના ઝાડની ટોપલીમાંથી તેને ગાળે છે. ચોખો સરેસ ચીરાઓમાંથી નીકળી આવે છે, અને કચરો હોય તે

ટોપલીમાં રહે છે, બીજીવાર તેને ઓગાળે છે, ને ચોરસ બીબામાં રેડે છે. અને ધીમે ધીમે ઠંડા પડી જતાં સુધી તેને ખુલ્લી હવામાં મૂકે છે.

(૫) ઉપયોગ—સુતાર, કડીઆ, પુસ્તક બાંધનારા વગેરે વાપરે છે.

---

## રૂપું.

(૧) દેખાવ—સફેદ, ચળકતું.

(૨) ગુણો—ઘડાય; તાણી શકાય, ચિવટ, ભારે, નરમ, ગાળી શકાય એવુ અને અક્ષય, અપારદર્શક, નક્કર ને ઘટ્ટ છે.

(૩) ઉપયોગ—રૂપાની જોડે ત્રાંબુ ભેળવવામાં આવે ત્યારે તે શિક્કા તરીકે વપરાય છે, સમેદાની, થાળીઓ, તાસકો, પ્યાલા, લોટા વગેરે વાસણો બનાવવામાં તે ઉપયોગી છે. જ્યારે તેને સુરાખારના તેજાબ જોડે ઓગાળી નાંખવામાં આવે ત્યારે તે વૈદોના કામમાં આવે છે.

(૪) ભૂગોળ પરનાં સ્થળો રૂપું ખાણોમાં અને જમીનમાં પથરાયલું શુદ્ધ અને મિશ્ર બન્ને રૂપમાં મળી આવે છે, રૂપાની ખાણો અમેરિકામાં પુષ્કળ છે. યુરોપખંડ માંહેલા સેકસની, બોહીમીઆ. નોર્વે, હંગરી અને ઈંગ્લાંડમાં પણ છે, પણ પેરૂ અને મેક્સિકોની ખાણો આખો યુરોપ મળીને જેટલું પુરૂં પાડે તેનાં કરતાં દસગણું વધારે રૂપું દર વર્ષે પુરૂં પાડે છે.

---

## પારો.

(૧) દેખાવ—સફેદ, ચળકતો, અપારદર્શક છે.

(૨) ગુણો—ઓસડના ગુણો ધરાવનાર ખાણમાંથી ઉત્પન્ન થયેલો એ એક પદાર્થ છે. ભારે મંદવાહક, ઠંડો, પ્રવાહી, ભેદ્ય, જલદી ઉડી જાય એવો, ને ગરમીથી પ્રસાર પામે એવો છે.

(૩) ઉપયોગ—પારો વાતાવરણથી ઝટ અસર પામે છે, તેથી વાયુમાપક અને ઉષ્ણતામાપક યંત્રમાં તે વપરાય છે, વાયુમાપક યંત્ર માં તે હવાનું વજન તથા સુકી કે ભીનાશવાળી હવા કેટલી છે તે બતાવે છે અને ઉષ્ણતામાપક યંત્રમાં પારાના સંકોચ ને પ્રસારના આંકડાથી ગરમી ને ઠંડકનો વધારો ઘટાડો જણાય છે; પારો આરસીના કાચ જડવામાં કાચ પાછળ લગાડવામાં આવે છે. ઓસડમાં પણ કેટલીક વખત કામ આવે છે, ચોમાસામાં શરદીથી અનાજમાં જીવ ઉત્પન્ન થઈ બગડી ન જાય માટે તેમાં ભેળવવામાં આવે છે.

(૪) સ્થળ—ખાણોની ખાંચોમાં નાનીગોળીઓ (રવા) કુદરતી સ્થિતિમાંજ તે જડી આવે છે, પણ ઘણી ખરી વખત તે ગંધક જોડે મિશ્ર રૂપમાં ભળેલો મળે છે. આફ્રીઆટિકની ઉત્તરમાં અને સ્પેનમાં તે જડે છે. પણ ભળેલો મળે છે.

---

## સીસું.

(૧) દેખાવ—કાળા લીલા કે ભુરા રંગનું હોય છે, જ્યારે ગાળેલું કે કાપેલું હોય ત્યારે ચળકતું હોય છે.

(૨) ગુણો—ભારે ગાળી શકાય એવું; ઘડાય એવું, ને તાણી શકાય એવું, ઘણું નરમ અને વળે એવું છે, ઝાંખુ પડી શકે એવું છે;

(૩) ઉપયોગ—જ્યારે ગાળેલું હોય ત્યારે સા પારા ઉપર કાટ વળે તેમાંથી ઓછા વત્તા તાપના પ્રમાણમાં જુદા જુદા રંગો થાય છે, સિંદુર અને કલાઇ સફેદો. રંગવામાં ઘણો વપરાય છે, તે સીસાના કાટજ છે, ગટરને વાસ્તે નળો, નળીઓને બંદુકના છરા બનાવવામાં સીસાનો મોટો ખપ છે.

(૪) સ્થળ—ઇંગ્લાંડ અને વેલ્સમાં તેમજ સ્કાટલાંડ; આયર્લાન્ડ. જર્મની, ફ્રાન્સ સ્પેન, અને અમેરિકામાંથી સીસું ઘણું નીકળે છે.

---

## ત્રાંબું.

(૧) દેખાવ—ભૂરા નારંગી રંગનું અને ચળકતું છે.

(૨) ગુણો—ભારે, ચિવટ, ઘણું રણકાવાળું, ગાળી શકાય, એવું, સ્થિતિસ્થાપક, ઘડાય એવું. તાણી શકાય એવું, ઘટ, ખનિજ પ્રતિબિંબ પડે એવું, કઠણ નક્કર અને સહેલથી કાટ ચઢી જાય એવું છે.

(૩) ઉપયોગ—જ્યારે કાગળના તાવ જેવાં પત્રાં રૂપે કરેલું હોય ત્યારે વહાણોને ઝટ હંકારવાને અને નીચેનાં લાકડાનાં પાટીઆને માછલાં વગેરે કાણાં ન કોરે તે સારૂ તેને તળીએ ત્રાંબાનાં પત્રાં જડે છે. તથા તેનાં ઘણાં વાસણો બને છે. જંગાલ એ ત્રાંબાનો કાટજ છે, તાંબાના કેટલાક ભેગ થાય છે, પિતળ એ જસત અને ત્રાંબું ને કલાઇ મળીને કાંસુ થાય છે. પંચ રસમાં તાંબુ આવે છે. તેનાં ધાતુનાં પુતળાં બને છે.

**સ્થળ**—સ્વીડન, સેકસની, અમેરિકા, અને ગ્રેટબ્રિટનમાંથી ત્રાંબુ જડે છે.

## લોઢું.

---

(૧) **દેખાવ**—ઝાંખા ભુરા રંગનું હોય છે.

(૨) **ગુણો**—તાણી શકાય એવું, ભારે, ચિવટ, ઘડાય એવું, કાટ ચઢી જાય એવું, ખનિજ, ગાળી શકાય એવું, કઠણ, પ્રતિબિંબ પડે એવું, નક્કર મંદવાહક, અને ઓપ ચઢી શકે એવું છે.

(૩) **ઉપયોગ**—એ ઘણીજ ઉપયોગી ધાતુ છે. સળીઆ, ચીમનીની પાટો, વરાળયંત્રની ટાંકીઓ, નળો, રેલ્વેની સડકના પાટાઓ, સાધારણ તોપના ગોળાઓ, વગેરે એના બને છે. લોઢાના તાર, સઘળી જાતના સંચા ને હથિઆરો બને છે. પોલાદ એ પણ લોઢામાંથી બને છે.

**સ્થળ**—લોઢું ઘણા દેશોમાંથી નીકળે છે, પણ મુખ્યત્વે કરીને ઇંગ્લાંડ, ફ્રાન્સ, સ્વીડન, અને રૂશીઆમાંથી પુષ્કળ નીકળે છે.

---

## કલાઇ.

(૧) **દેખાવ**—સફેદ, ચળકતી છે.

(૨) **ગુણો**—ભારે, નરમ, ઘડાય એવી, તાણી શકાય એવી, ગાળી શકાય એવી, અપારદર્શક, નક્કર, વળે એવી ખનિજ, પ્રતિબિંબ પડે એવી છે.

(૩) **ઉપયોગ**—રસોઇનાં વાસણો બનાવવામાં, તાંબાપિત્તળનાં વાસણપર ચઢાવવામાં તે ખાસ ઉપયોગી છે. પૂર્ણ સ્વચ્છ રીતે કલાઇ

દીધેલી (લોઢાની બનાવેલી કલાઇના રસમાં બોળી કાઢેલી) થાળીઓ હોય તેને કલાઇની થાળીઓ કહે છે. બીજી કેટલીક ધાતુના ભેગથી કલાઇની મિશ્ર ધાતુઓ પણ બને છે.

સ્થળ—જર્મની, ચિલિ, મેક્સિકો અને ખાસ રીતે ઇંગ્લાંડના કોર્નવેલ પરગણામાં થાય છે.

---

## કોયલો.

(૧) દેખાવ—ચળકતા કાળા રંગનો હોય છે.

(૨) ગુણો—ઘણોજ દાહ્ય. કાર્બન અને મટોડીનો કંઇક ભાગ મળીને બનેલો હોય છે.

(૩) ઉપયોગ—બળતણ, ગ્યાસ વગેરે માટે ઉપયોગી છે.

(૪) સ્થળ—ગ્રેટબ્રિટન, જર્મની, સ્વીડન, ફ્રાન્સ, કેનેડા ન્યુ-ફાઉન્ડ, ચીન, ન્યુહોલાન્ડ તથા હિંદુસ્થાન.

---

## પ્રકરણ ૫ મું.

### નિબંધનાં પેટાં અને નમુના.

હરકોઇ જગ્યાનો વર્ણનરૂપ નિબંધ માગ્યો હોય, ત્યારે તેનાં નીચે પ્રમાણે પેટાં પાડવાં.

૧. તે સ્થળનું નામ, અને તે કયાં આવેલું છે?

૨. તે જગ્યાનાં હવા પાણી, અને આસપાસની જમીનની ઉપજ વગેરે.

૩. તે ગામનો આકાર તથા વિસ્તાર, મોટા મોટા સ-રિઆમ રસ્તાનો દેખાવ તથા લંબાઇ, પહોળાઈ, વસ્તી કેટલી, તે કયા કયા લોકની છે વગેરે.

૪. તે સ્થળમાં દરબાર, દહેરાં, ગઢ, નિશાળ, ઇસ્પિ-તાલ, પૂલ. મહેલ, મોટાં મોટાં મકાનો વગેરે જે કાંઈ હોય, તે.

૫. તે જગ્યાના લોક સંબંધી-એટલે તેમની નાત, જાત, ધર્મ, ધંધો રોજગાર વગેરે બાબત.

૬. તે સ્થળે અથવા તેની પાડોશમાં કાંઇ જાણવા લા-યક ઇતિહાસિક બનાવ બન્યો હોય, તેની ટુંકી હકીકત.

ઉપરનાં પેટાં મોઢે કરાવી શિક્ષકે પ્રથમ શીખનાર છોકરાઓના ગામનો; તેની આડોશ પાડોશના કસ્બાનો; તેમજ તેના જિલ્લા કે સંસ્થાનના શહેરનો; બાદ બીજા સુપ્રસિદ્ધ શહેરોના નિબંધ લખાવવા. આ ચોપડીમાં ફક્ત સુરત અને મુંબઇ એ બે શહેરના નિબંધ આ-પ્યા છે. તેમ વડોદરા, અમદાવાદ વગેરે હરકોઇ શહેરનો નિબંધ લખી શકાય. તમામ ગામ કે શહેરના નિબંધ લખાવવાનો કાંઇ વખત મળશે નહિ. માટે 'સ્થળ' વિષે નિબંધ લખવો હોય, ત્યારે ઉપરના ધોરી નિયમ ગોખી મૂકવા જોઇએ. નમુના માટે તો રહેવાના ગામનો ને નજીકના કસ્બા કે શહેરનો એવા ચાર પાંચ નિબંધ ફક્ત દરેક શિક્ષકે લખાવવા.

---

# સુરત શહેર.

સુરત શહેર ગુજરાત પ્રાંતના છેક દક્ષિણ ભાગમાં તાપી નદીના મુખથી દસબાર મૈલને અંતરે છે. શહેરથી ઉગમણે લગભગ ૪૦–૫૦ મૈલને છેટે જંગલ ને પહાડો છે, તેમ દરીઓ આથમણો દરબાર મૈલપર છે, એટલે હવા પાણી એકંદર સારાં છે. મેલું પાણી જવાને શહેરમાં ગટરો નથી, તેમ વચલા ભાગમાં ઘરના ભોંયતળીઆનો ભાગ ભેજવાળો રહે છે. જીલ્લાની જમીન સપાટ ને બધા પ્રકારનો પાક પાકે એવી છે. શહેર ફરતાં કતારગામ, વરીઆવ, રાંદેર, અડાજણ વગેરે ગામોમાં નદીનાં ભાઠાં છે તે જમીનમાં વીઘે રૂ. ૨૦૦–૨૫૦ સુધીનો માલ પાકે છે. જીલ્લાના ઉત્તર ભાગમાં કપાસ ઘઉં વગેરે પાકે છે, ને દક્ષિણભાગમાં ડાંગર પાકે છે ગણદેવી તાલુકામાં શેરડી પાકે છે, તેના રસનો ગોળ તથા ખાંડ બનાવે છે.

સ્થળનું નામ, અને ઠેકાણું. હવા પાણી ને આસપાસની જમીનની ઉપજ.

શહેરનો ફરતો ઘેરાવો લગભગ ૭ મૈલ છે; પૂર્વ પશ્ચિમ કે ઉત્તર દક્ષિણ મધ્ય રેષા માપતાં એક સરખી ચચ્યાર મૈલ થાય છે. શહેરની જમીન પરાં મળીને ૩૧૦૦ વીઘાં છે. વસ્તી એક લાખ ઉપર માણસની છે. મુંબઈ વસવા અગાઉ આ શહેર જ્યારે તેની પૂર્ણ જાહોજલાલીમાં હતું. ત્યારે વસ્તી આઠ દશ લાખ માણસની હતી. હાલ તેમાં હિંદુ, મુસલમાન પારસીની વસ્તી છે. હિંદુમાં બ્રહ્મણ, વાણીઆ કણબી, ઘાંચી, ગોલા વગેરે ઘણી ગ્નાતિઓ છે. મુસલમાનોમાં વહોરાઓ પણ છે.

શહેરનો વિસ્તાર વસ્તી, વગેરે.

શહેરના રસ્તા મ્યુનીસીપાલીટી થવાથી ઘણા સુધર્યા છે. સ્ટેશ-

નથી ડીલા સુધીની ઘોરી સડક છે. કતારગામથી નાનપરા થઇને ડુમસ સુધી ગએલી સડક પણ વખાણવા લાયક છે; બહાનપુરી ભાગળથી નવસારી દરવાજા સુધીનો કોટ, સ્ટીલનો રસ્તો, તેમજ નવસારી બજારથી કેળાંપીઠ સુધીના બજારમાં રસ્તો, હરીપરાની સડક વગેરે ઘણા રસ્તા શુધરેલા છે.

**સાર્વજનિક મકાનો.**

શહેરમાં સરકારી તેમજ ખાનગી ઘણાં મકાનો જોવા લાયક છે. સરકારી મકાનોમાં મુગલાઇ રાજ્ય વખતનો તાપી નદીના કિનારા પરનો એક કિલ્લો ને એક નાની સરખી ગઢી જોવા લાયક છે, તેમાં કલેકટર સાહેબની તેમજ તેમના તાબાની ઘણી કચેરીઓ, ત્રિજોરી વગેરે છે. જડજ સાહેબની તેમજ બીજી દિવાની કોર્ટનાં મકાનો નાનપરામાં નદીના કાંઠાપર છે. હાઇસ્કૂલનું મકાન, સિવિલ હોસ્પીટલ, વીકટોરીઆ બાગ, હોપ પૂલ, ને ખ્રીસ્તી દેવળ, વગેરે કલાને ફરતાં ભપકાબંધ છે. મ્યુનિસિપાલ હોલ, ફ્રેઝરનો બંગલો મિસન હાઇસ્કૂલ વગેરે મકાનો પણ સારાં છે. નવાબ સાહેબનો મહેલ, મુલ્લાંજીનું મકાન; દરિઆમહેલ વગેરે પણ સારાં છે. સુરતનું રેલ્વે સ્ટેશન ને તેની પાસેનાં મકાનો પણ જોવા લાયક છે. સૈયદ એદ્રુસનો મિનારો તેમજ કેઝરનો નવો મિનારો ને તે પરનું ઘડીઆળ જોવ લાયક છે. વળી સોદાગરવાડામાં જુનાં મકાનો, મસજીદો, કતારગામના દરવાજા આગળનાં મકાનો ને અંગ્રેજોનું કબ્રસ્તાન, શાહપોરમાંનું જુની ટ્રેનિંગકોલેજનું મકાન, ઝાંપાપરના વહેરાઓનાં મકાનો વગેરે ઘણાં ખાનગી ને સરકારી મકાનો જોવા લાયક છે, શહેરની બહાર ઉગમણી બાજુએ વરાછા આગળથી શહેરમાં નળ વાટે મીઠું પાણી

લાવવા વરાળયંત્ર ને ટાંકી ગોઠવેલાં છે તે જોવા લાયક છે. શહેરમાં કપાસ લોઢવાનાં કેટલાંક યંત્રો છે, તેમજ કાપડ વણવાની પણ મીલો છે. ચોખા ખાંડવાની એક રાઇસ મીલ છે. છાપખાનાં પાંચ છ છે.

લોકધંધો.

હિંદુઓમાં બ્રાહ્મણની ઘણી જાતો છે. નાગર બ્રાહ્મણ, કાયસ્થ ને બ્રહ્મક્ષત્રી મુત્સદી વર્ગમાં ગણાય છે; આગલા વખતમાં તેઓ પોતાની ભાષા ઉપરાંત ફારસી ભણતા, ને હાલ અંગ્રેજી ભણે છે, તેથી સરકારી નોકરીમાં પણ ઘણા સારા ઓહ્દાપર છે.

વહેરાઓ સારા વેપારી છે; તેઓ બ્રહ્મદેશ, સિયામ, અરબસ્તાન, જંગબાર વગેરે દેશોમાં જાય છે, અને સારી કમાણી લાવે છે. બીજા મુસલમાનો ગરીબ હાલતમાં છે, કેમકે તેઓ ભણતા નથી, તેમ વેપાર ને હુન્નરમાં પણ આગળ નથી. પારસીઓની વસ્તી પણ સારી છે. શાહપોર, માછલી પીઠ, વાંકી બોરડી તેમજ નાનપરા ને રૂસ્તમમાં એમની ઘણીક વસ્તી છે; તેઓ સારી રીતે ભણે છે, ને પરદેશ નોકરી અર્થે ઘણા જાય છે, વાણીઆ શહેરમાં તેમજ મુંબઇમાં વેપાર કે ગુમાસ્તી કરે છે કણબીની સારી સંખ્યા અને તેઓમાંના ઘણાખરા રેશમ કે સોનારૂપાના તાર તૈયાર કરવાના ધંધામાં છે. ટાપ્તી વેલી રેલવેથી ખાનદેશ, મધ્યપ્રાંત વગેરે જોડે ખેતીને જંગલના માલનો વેપાર ચાલે છે.

ઇતિહાસિક બનાવ.

સોળમા સૈકડાની શરૂઆતમાં આ શહેર વસ્યું છે, તે પહેલાં રાંદેર મોટું શહેર ગણાતું. સુરજ નામની બાઇના નામપરથી સુરત નામ પાડ્યું છે; તેના દ્રવ્યથી ગોપી નામના માણસે વસાવેલું કહેવાય છે. ગોપીના નામપરથી ગોપીપરૂં નામ પડયું છે, ગોપી એ અના-

વસો બ્રાહ્મણ હતો, ને કોઈ કહે છે કે નાગર બ્રાહ્મણ હતો. મુગલાઇ રાજ્યમાં મક્કે હજ કરવા જનારા આજ બંદરેથી જહાજમાં બેસતા અંગ્રેજ, વલંદા, ફ્રેંચ વગેરેની કોઠી આજ શહેરમાં હતી. અંગ્રેજોએ પ્રથમ આજ શહેરમાં પગ મૂકી આખા ભરતખંડનું રાજ્ય મેળવ્યું છે. આજે મુંબઇ જેમ ગણાય છે, તેમ મુગલાઇ રાજ્યમાં સુરત ૮૪ બંદરનો વાવટો હતું. સુરતના દ્રવ્યથી લોભાઇ શિવાજી બે વાર લૂંટી ગયો હતો. આગ ને રેલની આફતથી, નદી પૂરાઇ જવાથી, ને મુંબઇ વસવાથી આ શહેરનો વેપાર તુટી ગયો છે, મુગલાઇ વખતમાં નવાબો દિલ્હીથી કમાઇ આવતા ને રાજ્ય કરતા. ઇ. સ. ૧૮૦૦ માં છેલ્લા નવાબને પેન્સન બાંધી આપી લોર્ડ મોર્નિંગટનના વખતમાં આ શહેર અંગ્રેજોએ મેળવ્યું છે. સુરત જીલ્લાનાં પરગણાં પેશ્વા સરકાર પાસેથી વસાઇના કોલકરાર મુજબ ઇ. સ. ૧૮૦૨–૩ માં મળ્યાં છે. એ વખતથી આજ સુધી અહિં અંગ્રેજોનું રાજ્ય છે.

---

## મુંબઇ શહેર.

**સ્થળનું નામ. અને તે કયાં આવેલું છે?**

મુંબઇ એ પશ્ચિમ હિંદુસ્થાનનું મુખ્ય બંદર ને રાજધાનીનું શહેર ઉત્તર, અક્ષાંશ ૧૮૦, ૫૦, ને પૂર્વ રેખાંશ ૭૨૦. ૫૬, ઉપર આવેલું છે. મુંબા દેવીનું જુનું દહેરૂં છે, તે પરથી એ મુંબાઇ નામ પાડયું છે; અંગ્રેજીમાં બોમ્બે કહે છે, તે નામ પોર્ટુગીઝ લોકોએ પાડયું હતું કેટલીક ટાપરની ટેકરીઓના જથા પર એ શહેર બાંધવામાં આવ્યું છે. સાધારણ લોકો મુંબઇ બેટ કહે છે, પણ ખરૂં જોતાં હવે એ દ્વીપકલ્પ છે.

ફરતો દરીઓ હોવાથી હવા સમધાત છે–શિઆળામાં ઘણી ટાઢ પડતી નથી. તેમ ઉનાળામાં ઘણો તાપ પડતો નથી. ૨૦૦ વર્ષ ઉપર એ બેટની હવા ખડક, ખાડી ડુંગરા, અને જંગલોથી અંગ્રેજોને માફક આવે એવી નહોતી. પણ હાલની હવા તો એવી સારી છે. કે ઘણાક યુરોપીયનો ને દેશીઓ સુખે રહી શકે છે

**હવાપાણી ને આસપાસના જમીન.**

વરસાદ વર્ષે સરાસરી ૭૦–૭૫ ઈંચ પડે છે. પીવાનું પાણી દૂરથી વિહાર ને તુળસી તળાવ ડુંગરોપર આવેલાં છે, ત્યાંથી નળ મારફતે આણેલું છે. એંઠવાડ વગેરેનું ગંદુ પાણી વહી જવાને ગટરો કરેલી છે; ગટરોનું જોડાણ દરેક ઘર જોડે કરવામાં આવેલું છે; એ પાણી છેવટ દરીઆમાં વહી જાય છે; ડુંગરા લગોલગ છે; તે પર શ્રીમંતોની ઘણીક વાડીને બંગલા આવેલા છે; નીચાણ જમીનમાં ડાંગર પાકે છે, તેમ નાળિએરીનાં ઘણાં ઝાડ જોવામાં આવે છે. તળ મુંબઇમાં વાલકેશ્વરને મલબારહિલનો ભાગ ડુંગર પર આવેલો છે. બીજો ઘણોક ભાગ સપાટ જમીનપર છે; પરેલ ને એલ્ફિન્સ્ટનરોડથી મહાલક્ષ્મી તરફનો ભાગ નિચાણમાં હતો, પણ મ્યુનિસિપાલીટીએ સુધારો કરવાથી હાલમાં કાપડ વણવાની ઘણીક મિલો તે ભાગમાં બંધાઈ છે.

**આકાર, વિસ્તાર, રસ્તા, વસ્તી વગેરે.**

લગભગ ૨૨ ચોરસ માઇલપર એ શહેર છે. કોલાબા તરફનો ભાગ છેક સાંકડો છે, અને સાલસેટ બેટ તરફનો ભાગ લગભગ ત્રણ માઇલ પહોળો છે. કોલાબાથી માહીમ તરફનો પશ્ચિમ ભાગ લગભગ આઠ માઇલ લાંબો છે, અને તેનો દેખાવ સારો છે; ચોપાટીપર દરીઆકિનારે ફરવાનો સરસ રસ્તો એ ભાગપર છે. વાલકેશ્વરનો રસ્તો ને ને પર શેઠીઆના બંગલા ને વાડીઓ ખરે ર-

મણિક દેખાવ આપે છે. ગવર્નર સાહેબનો મહેલ વાલકેશ્વરમાં છેક દરીઆની અણીપર આવેલો છે. ચર્ચગેટ સ્ટેશનથી ટાઉનહોલ સુધીનો તેમજ ત્યાંથી ક્રોફર્ડ મારકેટ તરફનો રસ્તો ઘણો પહોળો છે, ને તેની બને બાજુપર રૌનકદાર નવી તરેહનાં ભવ્ય મકાનો આવેલાં છે. એકંદરે મુંબઇના રસ્તા બીજા શહેર કરતાં ઘણા પહોળા છે. ટ્રામ્વે તેમજ ગાડીઘોડાની દોડાદોડ ને રાહદારીની પુષ્કળ જા આવને લીધે પહોળા રસ્તાની ત્યાં જરૂર પણ છે. યુરોપનો કાંઇક ચિતાર મુંબઇ જોવાથી આવે છે. આઠ લાખ ઉપરાંત માણસની વસ્તી છે. અંગ્રેજોને હાથ એ શહેર આવ્યું ત્યારે ફક્ત ૧૦૦૦૦ માણસની વસ્તી હતી. હિંદુ, જૈન, મુસલમાન, પારશી, દેશી, ક્રિશ્ચિયન, યાહુદી યુરોપીઅન, સીંધી; વગેરે પંચરંગી લોક મુંબઇમાં રહે છે. હિંદુમાં ગુજરાતી ને મરેઠી બોલી બોલનારા ઘણા લોકો છે ઘણાક વેપારીઓ ગુજરાતીજ છે. દુનીઆના તમામ દેશોમાંનો એકાદ માણસે મુંબઇમાં ખરો.

સેક્રેટેરિયટ તથા હાઇકોર્ટનાં સરકારી મકાનો ઘણાં સરસ છે, બોરીબંદર નામનું જી. આઈ. પી. રેલવેનું સ્ટેશન તથા મ્યુનિસિપાલ ઓફીસનું મકાન હાલ થોડા વર્ષમાં ભારે ખરચ કરી મોટાં ભવ્ય બંધાવ્યાં છે. કોટનાં બીજાં મકાનો પણ ઘણાં સારાં છે. ટેકનિકલ ઇન્સ્ટિટ્યુટ એ હુન્નરી કેળવણી લેવાનું સાધન છે. ગ્રાન્ટ મેડીકલ કોલેજ એ વૈદાની કેળવણી લેવાનું સાધન છે. ગાડીઓની હોસ્પિતાલ પણ એ શહેરમાં છે. એલ્ફિન્સ્ટન કોલેજ, વિલ્સન કોલેજ, સેંટ ઝેવિયર કોલેજ વગેરે ઊંચી કેળવણી

**દરબાર, દહેરાં, શાળાનાં મકાનો, ઇસ્પિતાલ વગેરે.**

લેવાનાં સાધનો છે, હાઇસ્કૂલો પણ ઘણી છે, હિંદુઓનાં દહેરાં ઘણાં છે. મુખ્યમાં વાલકેશ્વર તથા ભૂલેશ્વર મહાદેવનાં દેવળ, મહાલક્ષ્મી નાગદેવી, બાબુલનાથ, મુંબાદેવી વગેરે ઘણાં છે. વૈષ્ણવોનું મોટું મંદીર જીવણલાલજી મહારાજનું છે, મુસલમાનોની મસીદો પણ ઘણી છે. મોટામાં મોટી જુમામસ્જીદ છે. ક્રાફર્ડ માર્કેટ પાસે તે છે. પારસીઓની અગિઆરી પણ ઘણી છે. આતસ બેહેરામ સૌથી પ્રખ્યાત છે. મુંબઇ નજીક કનેરી ને ધારાપુરીની ગુફા જોવા લાયક છે.

લોકોનો ધંધો, રોજગાર.

મુંબઇનો વેપાર ભરતખંડનાં તમામ શહેરો કરતાં ચઢિઆતો છે. અંગ્રેજો આ દેશમાં રાજકર્તાને વેપારી છે; તેનો $\frac{૬}{૧૦}$ ભાગ આજ બંદરે ઉતરે છે. દુનીયાના ઘણાક દૂરના દેશોમાંથી જહાજો ને આગબોટો અહીં આવે છે. રૂ. અફીણ, ઘઉં વગેરે અનાજ, તલ અળશી, સરસવ વગેરે તેલીબીઆં, તથા અગણિત પદાર્થો આ દેશમાંથી જાય છે. રૂનું, ઉનનું ને રેશમી કાપડ, લોઢાનો સામાન, કોયલા કાગળ, સંચા આવે છે, તેમાંનો ઘણો માલ મુંબઇ બંદરે ચઢે ઉતરે છે. મુંબઇ બંદરનો વેપાર ખરે જંગી છે. ચોમાસામાં વહાણો બોટો ને જહાજો સહિસલામત રહી શકે તે સારૂ બંદરો પણ ચાર પાંચ ઉગમણી બાજુએ દરીઆકિનારે સગવડવાળાં બાંધેલાં છે. બોરીબંદર, પ્રિન્સડૉક વગેરે તેનાં નામ છે, કાપડ વણવાની મિલો ૬૦-૬૫ મુંબાઇમાં છે; લગભગ ૬૦ હજાર માણસો તે ધંધામાં કામે લાગેલાં છે. ભાટીઆ, ખોજા, પારસીઓ ને યુરોપીઅનો એ મુખ્ય વેપારી છે. ભરતખંડમાં ગુજરાત, મહારાષ્ટ્ર મધ્યપ્રાંત, વાયવ્યપ્રાંત, પંજાબ, રજપુતાના વગેરેનાં તમામ શહેરોને યુરોપી માલ પહોંચાડવાને અને ત્યાંનો

માલ યુરોપમાં પહોંચાડવાને મુંબઇ વચ્ચે એક એજન્સિ તરીકે છે; એટલે મુંબઇનો વેપાર ભવિષ્યમાં ઘટશે એમ નથી.

માહીમમાં પહેલો મૂર લોકોનો કિલ્લો હતો, પોર્ટુગીઝને હાથ મુંબઇ બેટ આવ્યો, તે પહેલાં માછીઓની વસ્તીનું એ એક નાનું ગામ હતું. પોર્ટુગાલના રાજાની દીકરી ઇંગ્લાંડના રાજાના દીકરા જોડે પરણવાથી પહેરામણી માં ઇ. સ. ૧૬૬૨ માં એ બેટ ઇંગ્લાંડના રાજાને મળ્યો હતો, રાજાએ ઇસ્ટ ઇંડિયા કંપનીને ઇ. સ. ૧૬૬૮ માં એ બેટ દર વર્ષે અમુક રકમ લેવાનો ઠરાવ કરી આપ્યો. કંપનીને એ મળ્યો ત્યારથી સુરત મટી મુંબઇ વેપારનું મુખ્ય મથક થયું, સુરતના ઘણાક લોકો તે વખતથી મુંબઇ જઇ વસ્યા. ગુજરાતના બીજા ભાગ માંથી તેમજ મહારાષ્ટ્રમાંથી ઘણા લોકો જઇ વસવાને લીધે તેમજ ઇલાકાના ગવર્નર સાહેબની ઓફિસ સેક્રેટરીયટનું ને હાઇકોર્ટનું સ્થળ હોવાને લીધે, ઘણાજ મોટા અંગ્રેજ અને અમલદારોનાં રહેવાને લીધે, બહોળા વેપારનું જબરજસ્ત બંદર હોવાને લીધે મુંબઇ આજે ભરતખંડના તમામ શહેરોથી ચઢિઆતી પહેલા નંબરની અલબેલી નગરી થઇ પડી છે.

ઇતિહાસિક બનાવ.

અહીં પ્લેગ ( ગાંઠીઆ તાવનો ) રોગ ચાલવાથી ને ચીનમાં લડાઇ સળગાવાથી કાપડની મિલ વિગેરે ઉદ્યોગને કાંઇક ધકકો લાગવો શરૂ થયો.

---

કોઇ જાનવરનું વર્ણન માગ્યું હોય ત્યારે નીચે મુજબ પેટાં પાડવાં.

(૧) જાનવરનો દેખાવ, કદ, બળ, વગેરે, શરીરની રચના.

(૨) તે સાધારણ કે નવાઇનું છે? કયા કયા દેશમાં હોય છે? તેમજ પ્રાણીના કયા વર્ગમાંનું છે?

(૩) તેનો સ્વભાવ અને રીતભાત; તે જંગલમાં કે શી રીતે પકડાય છે, અને પળાય છે? અક્કલ, માયાળુપણું, વગેરે ગુણો, અને તેનાં થોડાંક દ્રષ્ટાંતો.

(૪) માણસને શા ઉપયોગમાં આવે છે? અસલના લોકને શા ઉપયોગમાં આવતું?

ઉપરનાં પેટાં મુજબ હાથી, સિંહ, વાઘ, ઘોડો, કુતરો, ભેંસ ગાય વગેરે હરકોઇ જનાવરનો નિબંધ લખી શકાય:—આ પુસ્તકમાં ફક્ત હાથી વિષે નિબંધ લખ્યો છે. તે ઢબે હરકોઇ વિષે લખાવવો વખત મળે તે મુજબ છોકરાં ઘેરથી ઉપરનાં પેટાં પાડી નિબંધો લખી લાવે, અને શિક્ષકે તેમના લખાણમાં યોગ્ય વધારો ઘટાડો કરવો તથા તેમની ભાષા સુધારવી; અને પાછળથી બીજી વાર નોટ (સ્વચ્છ ચોપડી) માં કોપીની માફક ઠેરવેલા અક્ષરે શીખનાર લખી લાવે એવી શિક્ષકે ટેવ પાડવી કે જેથી પોતાની જાતે લખતાં વિદ્યાર્થીઓને આવડશે લખવાની ખામી સુધરશે અને અક્ષર ઠરશે.

ઉરાંગ ઉટાંગ વાંદર અને વાઘ પકડવા કે મારવાની જુદી જુદી રીત એનાં પેટાં ટુંકમાં છે. ફક્ત એટલુંજ બતાવવાને કે ઉપરનાં પેટાં વગર પણ નિબંધ લખી શકાય.



# હાથી.

સર્વ પ્રાણીમાં હાથી એ ઘણું મોટું, પ્રચંડ કાયાનું અને જાડી ચામડીનું જનાવર છે એ ૮–૧૦ ફુટ ઉંચુ હોય છે, મોટામાં મોટા હાથીનું વજન ૩૮૦ મણુ થાય છે, એના ચારે પગ જાડા થાંભલા જેવા, કાન સુપડા જેવા, આંખો નાની ને પૂંછડી છેક ટુંકી હોય છે. વળી એક સૂંઢ હોય છે; તે હાથની ગરજ સારે છે; ખોરાક તે વડે પકડી મોંમાં મૂકે છે.

**દેખાવ, કદ, બળ, વેગ, શરીરની રચના વગેરે.**

ઝાડનાં ડાળાં પાતરાં તે વડે ખાય છે; ભારે વસ્તુ ઊંચકવી હોય, ત્યારે સૂંઢ વડે તે વસ્તુને ચૂસી ભેરવી ઉપાડે છે, એટલે હાથની ગરજ સારે છે. સૂંઢને છેડે માણુસની આંગળી જેવા અવયવ હોય છે. તે વતી નાનામાં નાની ટાંકણી સુદ્ધાંત તે ઊચકી લે છે. તેને દંતશળ હોય છે ચાવવાના દાંત મોમાં જુદા હોય છે, તે ઉપરથી કહેવત છે કે "હાથીના દાંત ચાવવાના ને દેખાડવાના જુદા." એટલે કોઇ માણુસના વિચાર કંઇને મોંઢે કહેવાનું કંઇ. ખોરાક–તે વનસ્પતિ ખાય છે તેમાં મુખ્યત્વે કરીને ઝાડનાં પાંદડાં અને ભોંયપર મોટું ઉગેલું ઘાસ ખાય છે.

હાથી મોટું ભયંકર જનાવર છે ખરૂં, છતાં માણુસ તેને પકડે છે, પાળે છે. તે પર સ્વારી કરે છે, અને ભાર ભરી ખેંચાવે છે.

ભૂચર પ્રાણીમાં સર્વથી મોટો ને જવલ્લે જોવામાં આવે એવો એ છે, માટે નવાઇના જનાવરમાં ગણાય છે; વસ્તીમાંથી

**તે સાધારણુ છે કે નવાઈનું છે? કયા કયા દેશમાં થાય છે? કયા પ્રાણીના કયા વર્ગમાં છે?**

જતો હોય ત્યારે છોકરાં ને માણુસોનાં ટોળેટોળાં એની પાછળ જોવા માંડે છે. સીલોન ( લંકા ) આફ્રિકા વગેરે ગરમ મુલકમાં એ નીપજે છે. જંગલોમાં એનાં ટોળેટોળાં ભેગાં થઈ ચરે છે. કરોડવાળાં પ્રાણીમાં જાડી ચામડીવાળાં જનાવરના વર્ગમાં એનો સમાસ થાય છે.

**પકડવાની રીત, સ્વભાવ.**

જંગલોમાં હાથીનાં ટોળાં ચરતાં ફરે છે, એને પકડવાને જંગલમાં લાકડાનો મોટો ઉંચો કઠેરો ચોમેરથી બાંધી લઈ એક તરફ દરવાજો રાખે છે. પછી હાથીની પાછળ ચોમેરથી પડે છે, ને પેલા કઠેરામાં આણી દરવાજો બંધ કરે છે. ત્યાં તે ખીજવાય છે, ને ઝાડ ઉખેડી નાંખે છે. એમ કરતાં તેનું બળ નરમ પડે છે એટલે પકડનાર શિકારી પાળેલા હાથી લઈ કઠેરામાં જાય છે, અને યુક્તિથી તેની જોડે પેલા નવા હાથાને બાંધી દેછે, થોડા દિવસે તે પાળેલા હાથી જોડે તે ભળી જાય છે, એ પ્રથમ જંગલી ક્રૂર સ્વભાવનો હોય છે, પણુ પાછળથી સોબતે માયાળુ અને અસીલ થાય છે. કેટલાક દેશમાં ભોંયમાં ખાડા ખોદી ઉપર ઘાસ પાથરે છે, ખાવા આવતાં હાથી તેમાં પડે છે, ત્યાં ભૂખથી તેનું જોર નરમ પડે છે, પણુ તેને ખાડામાંથી કાઢતાં ઘણી હરકત નડે છે. માટે ઉપરની રીતેજ ઘણાં જંગલોમાં કમ્પાઉંડવાળી તેમાં ઘાલી બળ ઓછું કરી હેળવે છે.

**માણુસને તેનો ઉપયોગ.**

હાથીના હાંકનારને મહાવત કહે છે તે તેની ગરદન પર બેસી પોતાના હાથમાં અંકુશ નામે લોઢાનું હથિઆર રાખીને તેને હાંકે છે. રાજારજવાડાને સ્વારી કરવા હાથી ઉપયોગી છે; તે પર અંબાડી મૂકી તેમાં

બેસી રાજાઓ સ્વારી કરે છે. લશ્કરમાં પણ એનો ઉપયોગ છે. પૂર્વકાળમાં એને રથે જોડી તેમાં બેસી રાજાઓ યુદ્ધ કરતા; એને ફરતા રાખી કોટ બનાવતા. હાલ તો જ્યાં ગાડાં ચાલે નહિ, એવો કોઇ રસ્તો વિકટ હોય ત્યાં તંબુ, તોપખાનું વગેરે એના પર લાદી લઇ જાય છે. એને દારૂ પાઇ ગાંડો બનાવી દુશ્મનના લશ્કરમાં વખતે છોડી મૂકે છે, કે જેથી લશ્કરનો કચરઘાણ વાળે છે. વાઘનો શિકાર કરવામાં પણ એ ઉપયોગી છે. મરી ગયા પછી એના દાંત ને હાડકાનાં રમકડાં, ચપ્પુના હાથા, બાયડીઓના હાથના ચુડા વગેરે ઘણી ઉપયોગી ચીજો બનાવે છે, દાંત તેમજ ચામડું બંને ઉપયોગી છે; તેના ઘણા પૈસા ઉપજે છે; તેથીજ કહેવત છે કે "જીવતો લાખનો, ને મુઓ સવાલાખનો." વળી કહેવાય છે કે જંગલી હાથીઓનાં ટોળામાં એક સરદાર હોય છે.

**વિશેષ હકીકત**—હાથી જમીનપર સુઇને ઉંઘતો નથી, પણ ઉભો ઉભો ઉંઘે છે. હાથી ધુમતો ચાલે છે, તેથી તેવી રીતે આવનાર માણસોને 'ગજગામી' કહે છે, આવી ચાલથી જોનારને બહુ આનંદ ઉપજે છે. તેના કાન સુપડા જેવા હોય તેને હમેશાં હલાવ હલાવ કરે છે. એમ કહેવાય છે કે તેના કાનમાં કીડી કે મગતરૂં પેસે તો તેનું મોત થાય છે. આ દેશની હાથણીઓને બીલકુલ દંતશુળ હોતા નથી. પણ હાથીને હોય છે. કેટલાક હાથીને નથી પણ હોતા, ને તે ઉપરથી હિંદી હાથીની બે જાતો ગણાય છે, દંતશુળ વાળાને ગેડા, હાથી અને દંતશુળ વગરનાને નકના હાથી કહે છે. લંકાના હાથીઓને દંતશુળ ભાગ્યેજ હોય છે. પરંતુ આફ્રિકા ખંડમાં તો નર માદા બંનેને દંતશુળ છે.

---

## ઉરાંગ ઉટાંગ વાનર.

વ્યુત્પત્તિ—ઉરાંગ ઉટાંગ (ઉરાંગ માણસ ઉટાંગ જંગલી) જંગલી માણસ, એ પ્રાણી માણસ જાતને એટલું બધું મળતું આવે છે કે તેની ઉત્પત્તિ વિષે ત્યાંના લોકમાં એવી વાત ચાલે છે કે સરકારે લોકો ઉપર વેરા નાખ્યા, ત્યારે સ્વતંત્ર વિચારના માણસો તે કર ન આપતાં જંગલમાં જઇને વસ્યાં. તેમની ઓલાદના એ વાંદરા છે. આ દંતકથા ખોટી માનીએ તો પણ એટલું તો ખરૂં કે પ્રખ્યાત તત્વવેત્તા ડારવીનના અભિપ્રાય મુજબ માણસ જાત વાંદરામાંથી ઉત્પન્ન થઇ છે, તેનો પુરાવો ઉરાંગ ઉટાંગની ચાલુ ઓલાદથી કાંઇક સાબીત થઇ શકે છે.

**દેશ**—મલાકા, કોચીનચીન, બોર્નીઓ અને તેની આસપાસના ટાપુઓમાં આ વાનર થાય છે.

**રહેઠાણ અને ખોરાક**—એ વાનર ઝાડપરજ રહે છે, અને ઘણું ખરૂં ફળફળાદિ અને વનસ્પતિના ખોરાકપરજ જીવે છે.

---

## વાઘ પકડવાની કે મારવાની જુદી જુદી રીતો.

**ચીન દેશમાં**—એક મોટી ભારે પેટી બનાવી તેમાં કાચના આરસા ગોઠવે છે, વાઘ જતાં પોતાની પ્રતિમા જોઇ તે કાચ ઉપર પંજો મારે છે એટલે ઢાંકણું દેવાઇ જાય છે તેથી વાઘ કચરાઇ મરે છે, અથવા પેટીમાં કેદ પકડાય છે.

**અયોધ્યા પ્રાંત**—વાઘને જવાના રસ્તામાં એક જાતનો ચીકણો લેપ કરેલાં પહોળા પાંદડાં પાથરે છે; તેથી તે રસ્તે જતાં વાઘના પંજાને પાંદડાં વળગે છે. આ પાંદડાં ઉખેડવાને વાઘ પોતાનો પંજો મોંપર ઘસે છે એટલે પાંદડાં મોંપર ચોટે છે, આમ વારંવાર થવાથી વધારે વધારે પાંદડાં ચોંટવાથી આખરે બરાડા પાડી જમીન પર આળોટે છે, તેથી એટલાં બધાં પાંદડાં ચોટે છે કે તે લગભગ આંધળા જેવો થઇ જાય છે, આવે પ્રસંગે આસપાસ સંતાઇ રહેલા માણસો દોડી આવી તેને મારી નાખે છે.

**બ્રહ્મદેશમાં**—રસ્તામાં દોરડાં પાથરી તેમાં ઝેર પાએલાં તીર એવી રીતે ગોઠવેલાં હોય છે કે દોરડાંપર પગ પડવાથી તીર છુટે છે, તે વાગવાથી વાઘ મરણ પામે છે.

કેટલાક ભાગોમાં ભારે થાંભલાને ઉભા કરીને તેમને છેડે દોરડાં બાંધી બકરાં કે ઘેટાં ટાંગે છે, તે ખાવા સારૂ વાઘ ખેંચ તાણ કરે છે તેથી થાંભલો તેના ઉપર પડવાથી તે દબાઇ મરે છે. કોઇ કોઇ ઠેકાણે ખાડા ખોદી તેમાં બકરાં કે ઘેટાં રાખે છે, અને તેના પર ભારે ઢાંકણાં અર્ધાં ઉઘાડાં રાખી તે પર પથરા ગોઠવે છે, વાઘ ખાડામાં ઉતરી પ્રાણીને મારવા કે ખેંચવા જાય છે એટલે દોરી ખેંચાવાથી ઉપરનું ઢાંકણું તથા પથરા તેના પર પડી તે દબાઇ મરે છે.

અજમેર, જેપુર, અને ગુજરાતના કેટલાક ભાગોમાં ઉલાળી વાળા પાંજરાં ઉઘાડાં મૂકી તેમાં જનાવર ટાંગે છે, પછી વાઘ જ્યારે પાંજરામાં પેસી ટાંગેલું જનાવર ખેંચે છે એટલે ઉલાળી પડી જવાથી બારણું વસાઇ જાય છે.

આ ત્રણે ભાગોમાં લોકો ટાંગેલાં જનાવરમાં ઝેરકચોલાંનું સત્વ કે એવું કોઇ બીજું ઝેર ભરી રસ્તામાં નાંખે છે, તે ખાવાથી પણ વાઘ મરી જાય છે.

શિકારીઓ ગામડાના કોળી વાઘરી વગેરેને ભેગા કરી તેમની સાથે જંગલમાં જઇ ઉંચા ઝાડપર માંચડા બંધાવી તૈયાર બંદુક લઇ બેસે છે. લોકો ઢોલ વગેરે વગાડી વાઘને ખીજવે છે, તેથી તે જ્યાં ભરાઇ રહ્યો હોય ત્યાંથી દોડી આવે છે, એટલે માંચડા ઊપર રહેલો શિકારી ગોળીથી તેને મારે છે, કેટલાક શિકારીઓ માંચડા ન બંધાવતાં હાથી પર બેસે છે. કેટલાક હાથી પણ એવા શીખવેલા હોય છે, કે વાઘને લાગ ફાવેથી સુંઢમાં પકડી પટકી મારે છે.

---

કોઇ ઝાડનું વર્ણન માગ્યું હોય તો તેનાં નીચે મુજબ પેટાં પાડવાં.

(૧) તે ઝાડનો દેખાવ, કદ તથા રચના.
(૨) કયા દેશમાં, કઇ ઋતુમાં અને કેવી રીતે થાય છે ?
(૩) તેને વાવી મોટું કરવાની રીત.
(૪) તેનો ઉપયોગ.
(૫) તે ઝાડની જુદી જુદી નીપજ તથા તેનો વેપાર.

એ પેટાંની રીતે આંબો, નાળિએરી, ખજુરી, તાડ, વડ, બાવળ, આવળ, ખેર લીમડો, પીપળો, વડ, આસોપાલવ, સાગ, સીસમ, આમલી, ગુલમોર વગેરે હરકોઇ મોટાં ઝાડનો, તેમજ મોગરો ગુલાબ, ચંપો, કરણ; કેવડો વગેરે હરકોઇ ફુલ ઝાડનો, તેમજ વેલાનો

નિબંધ લખી શકાય. આ ચોપડીમાં ફક્ત આંબા વિષેનો નમુનો આપ્યો છે. પોતાના ગામમાં થતાં ઝાડ છોડવા. વેલા વગેરે વનસ્પતિ શીખનારની નજરે જોવામાં આવી હોય, તેનો નિબંધ ઉપરની ઢબે પેટાં પાડી—નોટમાં લખતા જવું, અને તેમ આરંભમાં લખવાનો મહાવરો પડવાથી આગળ લખ્યા એવા સામાન્ય વિષયોના વર્ણનરૂપ નિબંધ લખી સકશે,

---

## આંબો.

**દેખાવ, કદ, રચના.**

આંબાનું ઝાડ પાંચ છ હાથ ઉંચુ ગોળ ઘુમટદાર દેખાય છે, એની છાયા વડની માફક ઠંડી છે; થડ બે ત્રણ હાથ ઉંચુ, અને જાડું હોય છે; તેમાંથી પુષ્કળ ડાળાં ફુટેલાં હોય છે, ડાળાંમાંથી ડાળીઓ અને છેવટ પાંદડાં હોય છે; પાંદડાં લગભગ બે આંગળ પહોળાં, ને છ સાત આંગળ લાંબાં હોય છે. પાનખર ઋતુમાં પાંદડાં ખરી પડયા પછી નવાં પલ્લવ ફુટે છે, અને મહા ફાગણમાં મોર આવે છે, મોર આવેલો હોય ત્યારે આંબો શુશોભિત દેખાય છે, મોરમાંથી મરવા ને કેરીઓ બાઝે છે. કેરીઓ આવે, ત્યારે તેના ભારથી નીચે નમી ગએલો, પોતાનાં ફળ આપવાને માણસને જાણે સૂચના કરતો હોય, એવો દેખાવ તે આપે છે.

**કયા દેશમાં કઈ ઋતુમાં,**

સમશીતોષ્ણ તથા ઉષ્ણ કટીબંધના બધા દેશોમાં આંબા ઘણું કરી નીપજે છે.

મોસમમાં પાકેલી સારી કેરીઓના ગોટલા ખેડુતો તપાસ કરી મેળવી રાખી સંઘરી મૂકે છે, વરસાદ

અને કેવી રીતે થાય છે. પડયા પછી જ્યાં રોપવા હોય, તે જમીનમાં ઢીંચણ જેટલો ખાડો કરી તેમા બહુજ ઝીણી માટી પાથરે છે; અને વેંત ખાડો બાકી રહે, ત્યારે તેમાં બે ત્રણ ગોટલા નાંખી ઉપર પાછું ઝીણું મટોડું વાળી દેછે. થોડા દિવસે તે ઉગી નીકળે છે. ઉનાળામાં પાણી પાય છે; અને ફરતી વાડ કરે છે, કે બકરાં વગેરે જાનવરો તેનાં પાંદડાં તોડી ન ખાય; પાંચ છ વર્ષનો થાય ત્યારે કેરીઓ આવવા માંડે છે. થડ આગળ દરવર્ષે મટોડું ને ખાતર પૂરતા રહે છે.

બાગમાં કલમીઆ આંબા કરવા હોય, ત્યારે તેની કલમો વેચાતી લાવે છે; કલમો કરવાની એવી રીત છે કે જે આંબાપરથી કલમો કરવી હોય, તે આંબાની હરકોઇ ડાળીને વચલા ભાગે ફરતી બોલી કાઢે છે, અને તે સ્થળે પલાળેલી માટીનો થર ચોંટાડે છે, તેમાંથી મૂળનાં અંકુરો ઉગી નીકળે છે, બાદ તે ડાળીને તેના ઉપલા ભાગેથી કાપી થએલી, કલમને જ્યાં રોપવી હોય ત્યાં લઇ જાય છે. કલમી આંબા બે ત્રણ વર્ષમાં ફળતા થાય છે. કદમાં નાના રહે છે. મુંબઇ તરફ આફુસ ને પાયરીની બીનરેષાવાળી ઉંચી જાતની કેરીઓના આંબાની કલમો મળે છે.

આંબાનું ફળ માણસને ઘણુંજ ઉપયોગી છે. નાની કેરીઓ જેને મરવા કહે છે, તેનાં ગોટલા ને તવંગર સર્વ ઉપયોગ, નિપજ, વેપાર. લોક અથાણું કરે છે. કેરીના અથાણાં બે ત્રણ જાતનાં થાય છે. કુમળાં મરવાને બરણીમાં મીઠા જોડે નાંખે છે, તેને બોર કેરીનું અથાણું કહે છે. મરવા મોટા થાય ત્યારે તેને ચીરી ચાર ફાડ કરી તેમાં મેથી

મીઠું મરચાં વગેરેનો ભૂકો ઘાલી અથાણું કરે, તેને મેથીઆં કહે છે; અને કેરીની શાખ થઇ હોય, તેને ચીરી મીઠા જોડે આથી સુકવી, માંહે રાઇ, ગોળ, ચોપડી અથાણું કરે તેને રાઇતી કેરીનાં અથાણાં કહે છે ઝાડપર પાકવા આવેલી કેરીઓની શાખને છોલી કાઢી માંહેથી ગોટલા કાઢી નાંખી જે ભાગ રહે તેના ઝીણા કકડા કરી ખાંડ કે સાકરની ચાસણીમાં નાંખે તેને મુરબ્બો કહે છે. વળી એ ઉપરાંત પાકી કેરીઓ વૈશાખથી શ્રાવણ સુધી લોકો ચૂસીને કે તેનો રસ કાઢીને ખાય છે. અથાણાં બારે માસ ખાધામાં આવે છે. પાકી કેરીનો દેશની માંહેના ભાગમાં સારો વેપાર ચાલે છે. કહેવત છે કે "કેળાં કેરી કાંદા, એના વેપારી જાણો માંદા" મતલબ કે એ વસ્તુઓ ઝટ વેચી નાંખવી જોઇએ; ભાવ ખાવાની લાલચે રાખી મૂકે તો કોહી જાય, ને ખોટ આવે. આંબાના ઝાડના થડનાં લાકડાંને વહેરી તેનાં પાટીઆં કરે છે. અને તે પાટીઆં માળ બાંધવામાં તેમજ બારી બારણાં કરવામાં ખપ લાગે છે. બાળવામાં એ લાકડું ઉપયોગી નથી, કેમકે બળતાં તેમાંથી ધુમાડો નીકળ્યાં કરે છે, કહેવત છે કે "આંબાની કાઠી, ને રાંધનારી નાઠી."

---

હરકોઇ પ્રાણી કે વનસ્પતિના જેવી કુદરતી ચીજો, ધાતુ વગેરેના કુદરતી દેખાવ. ખુરશી વગેરે હુન્નરી ચીજો, આગગાડી વગેરે હુન્નરી કારખાનાં તથા માણસની રીતભાત, એ સઘળાં વર્ણનરૂપ નિબંધનાંજ વિષયો છે.

પ્રથમ લખેલા સ્થળ, જાનવર, ને વનસ્પતિના ત્રણ નિબંધનાં જેમ નિરાળાં પેટાં છે, તેમ પાછળના હવે પછીના

વર્ણનરૂપ નિબંધ લખ્યા છે, તેનાં પણ પેટાં જુદાં જુદાં છે; માટે એવો હરકોઇ વર્ણનરૂપ નિબંધ લખતાં પેટાં ભીન્ન ભીન્ન આવશે તો પણ દેખાવ, રચના, કદ, કાંઇક ઇતિહાસ ને ઉપયોગ એમાંનાં કેટલાંક પેટાં બધાજ વિષયમાં આવી શકે છે.

---

## રેલ્વે સ્ટેશન.

**બહારનો દેખાવ.**

હરકોઇ મોટા રેલ્વે સ્ટેશનપર પેસેન્જર ( ઉતારૂની ) ગાડી આવવાનો વખત થતાં લગભગ અડધો પોણો કલાક પહેલીથી ગાડીઓની દોડાદોડ ને માણસની ભીડાભીડ થવા માંડે છે; બેસવાની પાટલીઓ પહેલાં આવનારાઓથી રોકાઇ જાય છે અને પાછળ આવનારાઓ આમતેમ ફર્યા કરે છે. કે ઉભા રહે છે, ઘણી ભીડ થવા માંડે, તેથી એ વખતે ગજવા કાતરૂઓથી સાવચં રહેવું પડે છે, મેદાનમાં નીચે પાનસોપારી, મેવા, મીઠાઇ ફળ ફળાદિ, રમકડાં, વગેરે વેચનારાઓ દુકાન માંડી બેઠેલા હોય છે; બ્રાહ્મણો પણ ભિક્ષુકોની પેઠે ભિક્ષા માટે ચાંલ્લો કરવાને તૈયાર, મજુરો પણ પ્લાટફોર્મ પર બોજો ઉંચકી લઇ જવાને તૈયારજ, વગેરે તરેહ તરેહના દેખાવથી રમણિય શોભા બની રહે છે.

**ટીકીટ કરાવવાની ભીડ.**

ટિકીટ કરાવવાની જગ્યાએ પહેલેથીજ ભીડ થવા માંડે છે, અને ટિકીટ આપવા શરૂ કર્યું એટલે ભચડાભચડીનો પાર રહેતો નથી; નબળો પાતળો છુંદાઇજ જાય છે; અબળાને માટે બીજો રસ્તો ટિકીટ કરાવવાનો રાખવામાં આવે છે, તે વાસ્તવિક છે. ટિકીટ કરા-

વવાને સ્થળે પોલિસનો સિપાઈ ઉભો રહે છે, તેથી ટંટોફિસાદ થવા પામતાં નથી; ઉતારૂઓ ઘણા હોય ત્યારે છેક છેવડની ઘડી સુધી એ ભીડ કાયમ રહે છે; પણ એ દુઃખ છેલ્લા વર્ગના ઉતારૂઓનેજ ભોગવવું પડે છે, કેમકે ઉપલા વર્ગમાં બેસનાર ઉતારૂઓને બીજે રસ્તે ટિકીટ આપે છે, અને ત્યાં ભીડ ન હોવાને લીધે કશી આપદા નથી. દરેક મોટા શહેરમાં રેલ્વેની ટિકીટ ખરીદ કરવાની સગવડતા રેલવેવાળાએ કરી છે.

ટિકીટ કરવાને સ્થળે મોટા સ્ટેશનપર જેવી ટિકીટ કરાવવાની ભીડ, તેવીજ લગેજ ઓફિસમાં પોતાની જોડે ધારા કરતાં વધારે માલ લઇ જતો હોય, તો જોખાવવાની અને તેની રસીદ કરાવવાની ભીડ હોય છે.

**પ્લેટફોર્મપરનો દેખાવ.**

ટિકીટ લઇ તેને પંચ કરાવી પ્લેટફોર્મપર તરેહ તરેહના ઉતારૂઓ એકઠા થાય છે. પ્લેટફોર્મપર તરેહ તરેહની શોભા જોવામાં આવે છે; સ્ટેશનના નામનું પાટીઉ મોટા અક્ષરે લખી બંને છેડે મારેલું હોય છે. પેશાબખાનું પણ ત્યાં હોય છે. મરદ અને ઓરત બંનેના તે જુદાં જુદાં હોય છે. પહેલા અને બીજા કલાસના ઉતારૂઓને બેસવાને વેઇટિંગ રૂમ પણ હોય છે; તે જોડે સ્ટેશન માસ્તરનો પ્રાઇવેટ તથા ઓફિસ રૂમ બંને જુદા જુદા હોય છે, ટેલિગ્રાફ ઓફિસ પણ ખરી. દરેક ઓરડાની બારશાખાને મથાળે તેનું ઉપર પૈકી જે નામ હોય તે મોટા અક્ષરે અંગ્રેજીમાં લખેલું હોય છે; દીવાલોપર નોટિસ બોર્ડ હોય છે, તેમાં રેલવેની તમામ જાહેર ખબર ચોંટાડેલી હોય છે, તે ઉપરાંત કેટલાક વેપારીઓ પણ પોતાની જાહેરખબર ત્યાં

ચોટાડે છે. ટિકીટ લઇ અંદર આવેલા ઉતારૂઓમાં કેટલાક પાટલીઓ પર બેસે છે, કેટલાક જાહેર ખબરો વાંચે છે, ને કેટલાક પ્લેટફોર્મપર ફર્યા કરે છે. સ્ત્રીઓ ગાડીનો પાછલો ભાગ ઉભો રહેવાને સ્થળે એકઠી થાય છે, ગાડી દેખવામાં આવી કે તરત બધું સાવધ થઇ જાય છે, અને પોતપોતાનો માલ સંભાળી લે છે ગાડી પ્લેટફોર્મપર આવી ઉભી રહી કે બેસનાર ને ઉતરનાર બંનેની સામટી ભીડ સામાસામી મચી રહે છે; ઘરડા ને જુવાન સર્વ ચંચળ બની જાય છે; અને જનારા ઉતરેલાની જગ્યાએ ગાડીમાં ઝટ બેસી જાય છે; બેઠેલા થોડો વખત જનારાઓ અને દુકાનદારોની આવજા જુએ છે. એમ કરતાં પાંચ દશ મિનીટ વીતી કે જેમ નટકશાળામાં પાત્ર બદલાઇ આવવા પડદો પડી જાય છે, તેમ ગાડી ઉપડી જાય છે, એટલે રેલ્વે સ્ટેશન જે જુજ વખતપર માણસોથી ઉભરાઇ જતું જણાતું હતું, તે તુર્તજ વેરાન બની રહે છે.

---

## જાહેર બાગ.

**જાહેર બાગની વ્યાખ્યા.**

અંગ્રેજી રાજ્ય થયા પછી યુરોપખંડની માફક સુરત મુંબઇ જેમાં મોટાં શહેરોમાં મ્યુનિસિપાલીટીના ખર્ચથી જાહેર બાગો કરવામાં આવ્યા છે. ખાનગી બાગો અને જાહેર બાગોમાં મુખ્ય તફાવત એજ છે કે ખાનગી બાગો જે શખ્સોની મિલ્કત હોય, તેમને કે તેમનાં સમાંવહાલાં તથા તેમના મિત્રોનેજ તે બધાને વાપરવાની

છૂટ હોય છે અને જાહેર બાગો સાર્વજનિક હોવાથી તે બધાને વાપરવાની છૂટ છે.

જાહેર બાગ ઘણું કરી ખાનગી બાગો કરતાં વિસ્તારમાં મોટા હોય છે; તેમાં ફરવા હરવા માટે પાકી સડકો જાહેર બાગોમાં રોકનદાર કરેલી હોય છે. બેસવાને માટે પત્થર શું શું હોય છે. કે લાકડાના સુંદર બાંકડાઓ, ખુરશીઓ, સ્ટુલો, વગેરે તરેહ તરેહનાં આસનો ગોઠવેલાં હોય છે. ગુલાબ, મોગરો જુઈ, જાય, કેતકી, ચંપો ચંબેલી વગેરે ફુલના છોડ તેમજ, સોપારી, નાળિએરી, બદામ, ગુલમોર વગેરે મોટાં ઝાડ ઉછેરેલાં હોય છે. જે શહેરની આસપાસની જમીનમાં ન થતાં હોય તેવાં ઝાડ કે છોડ દુરના દેશોમાંથી લાવી મહા મહેનતે ઉછેરે છે, કે જોનારને આનંદ થાય છે ને આશ્ચર્ય ઉપજે છે. બચ્ચાંને દોડવાની ગમત માટે ભુલ ભુલામણી કરેલી હોય છે. કેટલાક બાગમાં રેતી પુરેલાં ખુલ્લાં ચોગાન તરેહ તરેહવાર આકારનાં રાખેલાં હોય છે, કેટલાંક ચોગાનોમાં દરો (ધ્રો) ઉગાડી તેને એક સરખી કાતરી શોભાયમાન બનાવે છે, જનાવરો તથા ચીજોનું સંગ્રહસ્થાન પણ બાગમાં રાખવામાં આવે છે કે જેથી એક સ્થળે ઘણી ચીજો તથા જાનવરો વિષેનું જ્ઞાન નજરે જોઇ ઝટ મેળવી શકાય છે. ગાયનના ઇશ્કીઓ માટે ને ધંધાથી થાકેલાઓની મોજ માટે સાંજે સુંદર વાજું પણ કેટલાક બાગમાં વગાડવામાં આવે છે.

જાહેર બાગોમાં પુષ્કળ જોવાનાં, જાણવાનાં ને ગમત મેળવી મનને પ્રફુલ્લિત કરવાનાં સાધનો હોય છે. શહેરમાં ઘણા માણસોને બેઠાં બેઠાં આખો દિવસ ધંધો કરવાનો હોય છે, ને જાદે ઘીચ વસ્તીમાં રહેવાનું હોય

ફાયદા.

બાજરૂ ને ગંદવાડની દુર્ગંધ શેરીઓમાં ઘેર ઘેર હોય, તેથી ઠંડાળી સાંજે બે ઘડી બાગમાં જઇ સ્વચ્છ ખુલ્લી હવા લેવી એ ખરે અતિ જરૂરનું અને ફાયદાકારક છે. ગામડામાં ખેડુતોને પોતાના ખેતરરૂપી સૃષ્ટિ સૌન્દર્યમાં બાગોમાં આખો દિવસ ફરી ધંધો કરવાનું છે, ત્યાં એવા બાગોની જરૂર નથી; પણ શહેરમાં તો ગરીબ ને શ્રીમંત, સ્ત્રી ને પુરૂષ, બાળક ને વૃદ્ધ સર્વેને એક સરખી બાગની જરૂર છે; અને તે જરૂરી સુધારો આપણા હાલના અંગ્રેજ રાજકર્ત્તાઓને લીધે થયો છે ને થાય છે, માટે તેમનો આભાર સર્વ કોઇએ માનવો જોઇએ.

---

## ખુરસી.

**રચના.** ખુરસી ઘણું કરી સાગ કે સીસમના લાકડાની બનાવે છે; તેને ચાર પાયા હોય છે, આગલા બે પાયા પાછલા બે કરતાં કાંઇક પહોળા ને આગળ ઢળતા હોય છે ને પાછલા અંતર ગોળાકાર થતાં ભોંય અડવાની જગ્યાએ કાંઇક પાછળ પડતા હોય છે; તેથી ભોંય તળીઉં પહોળું થવાથી પડવાની દહેશત કમી રહે છે આગલા પાયા પર કેટલીક વખતે નકશી કોતરેલી હોય છે; અને પાછલા સાદાજ હોય છે. બેસણીમાં ફરતાં લાકડાના ચોકઠામાં વચલા ભાગે એકસરખાં કાણાં હારબંધ કોતરેલાં હોય છે, કેમકે તેમાં નેતરની પાતળી ચીપો પરોવી તેવડે ઘણીક ખુરશી ભરી લેવામાં આવે છે, નેતર ભરવાની જગ્યાથી પાછલા બે પાયા બહારથી જોતાં અંતર ગોળાકાર થતાં પીઠ આગળ આવવાના વચલા ભાગે

કાંઇક દેખાય એ રીતે વાંકા હોય છે; આગલો ભાગ જ્યાં થઇ બેસીએ ઊઠીએ, તે તમામ ખુરસીઓમાં ખુલ્લો હોય છે, કેટલીક હાથા વગરની ખુરસીઓમાં ડાબી ને જમણી તરફનો ભાગ હાથા વગર ખુલ્લો હોય છે; એવી વગર હાથાની ખુરસીઓ વજનમાં હલકી, તેથી લે મૂક કરવાને સુગમ પડે છે, તેમ તેની કીંમત પણ થોડી હોય છે. તો પણ લાંબો વખત બેસવાને એવી ખુરશીઓ કામની નહિ કેમકે બંને તરફ હાથ મુકવાના ટેકા વગર હરકત પડે, સુખ માત્ર એટલુંજ કે ત્રણ બાજુપર ખુલ્લું હોવાથી શરીર આમતેમ હલાવવું ચલાવવું ઠીક પડે, ત્રણ તરફની બંધીઆર ખુરશી પર ઘણો વખત બેસતાં શરીર જકડાઇ જાય છે. સુવાની ખુરસીઓ જેને આરામચેર કહે છે, તે વધારે સુખદાયક છે. આરામચેરમાં પાછલો ભાગ ઉભો ન રાખતાં શરીરના ઉપલા ધડ જેટલો લાંબો, ને માથું ઓસીકા સરસું રહે એટલો ઊંચો રાખે છે. તથા તે બધો ભાગ નેતરથી ભરી લેવામાં આવે છે. આગલા પાયા કરતાં પાછલા પાયા ટુંકા હોય છે, વળી આગલા પાયાનો હાથાવાળા ભાગથી લાકડાંની બે ચીપો માંહેથી વળેલી હોય છે, કે જેને લાંબી કરી તે પર પગ લંબાવી શકાય; એવી બનાવટથી નામ પ્રમાણે તેવી ખુરસીઓ ખરેખર આરામ–સુખજ આપે છે. શ્રીમંતોને ત્યાં ભાતભાતની ખુરસીઓથી અનેક પ્રકારના ભિન્ન ભિન્ન દેખાવની શોભા ને માન માલમ પડે છે, કેટલીક બેસણીની જગ્યાએ ઉંચી ગાદી કરી કિનખાબ વગેરે ઉંચી જાતના રેશમી કપડાંથી મઢી લીધેલી હોય છે; તેમ પાયા પર સોના રૂપાનાં પતરાં વળગાડેલાં હોય છે. સાદી ખુરસીઓ ત્રણ ચાર રૂપીઆમાં મળે છે, ને આરામચેરના છ સાત રૂપીઆ બેસે છે.

યુરોપીઅનોના આવ્યા પછી ખુરસીનો વપરાશ આપણા દેશમાં

ખુરસીનો વપરાશ.

બહુ વધી પડયો છે; નિશાળોમાં તેમ સરકારી કચેરીઓમાં અમલદારોને બેસવાને ખુરસીઓ હોય છે. અંગ્રેજ ગૃહસ્થોનું જોઈ પારસીઓ તેમ કેળવાયલા ને શ્રીમંત હિંદુ મુસલમાન ગૃહસ્થોના ઘરોમાં હાલ ખુરસીનો વપરાશ વધ્યો છે. કેટલાક શ્રીમંતો મીજલસોમાં ખુરસી ટેબલ વાપરે છે, આપણા દેશમાં અસલ ગાદી તકીઆની બેઠક વધારે થતી, આજે પણ સરકારી કચેરીઓમાં કારકુનો ગાદી તકીઆની બેઠક રાખીનેજ લખે છે. લગ્નસરામાં પણ ગાદી તકીઆની બેઠક વધારે હોય છે. કોટ પાટલુન પહેરનારા સાહેબોને કદાચ ખુરસીપર બેસવું ઠીક પડે, પણ પોતીઆં અંગરખાં પહેરનારા હિંદુઓને ખુરસી કરતાં ગાદી તકીઆની બેઠકજ વધારે સવડ પડતી છે. છતાં લોકો ફાયદા ગેરફાયદાનો વિચાર કર્યા વગર રાજકિય વર્ગની નકલ કરે છે, કહેવત છે કે "યથા રાજા તથા પ્રજા."

**એ મુજબ ટેબલ, આંકણી, ખડીઓ, બરૂ, ચાક, શાહી, પેન, પેન્સિલ, કાગળ, રેતી, પાન, સોપારી, તંબાકુ, દીવાસળી, ચોપડી, પાટલો, પલંગ, પારણું, ઇત્યાદિ અનેક પદાર્થોના નિબંધ લખાવી શકાય.**



# બીડી.

**બનાવટ.**

બીડીમાં તંબાકુ અને પાતરાંનો ખપ છે, સળગાવતાં દેવતા જોઇએ. અસીદ્રાનાં પાંદડાંની ઘણી ખરી બીડીઓ વાળવામાં આવે છે. ટીમરૂનાં, કેળનાં, આંબાનાં, ખાખરાનાં વગેરે પાંદડાંની પણ બીડીઓ વાળવામાં આવે છે. અંગ્રેજી ભણેલા કેટલાક જુવાનો કાગળમાં વાળીને પણ બીડી પીએ છે, અંગ્રેજી લોકો પીએ છે તે બીડીને "ચીરૂટ" કહે છે તેમાં તંબાકુ ભેગાં જુદી જાતનાં પાંદડાં ન આવતાં તંબાકુનાંજ લીલાંને લીલાં પાંદડાની વાળી સુકવીને પીએ છે; માંહે ખાંડ નાંખે છે. કે તાણતાં લેહેજત આપે; ચીરૂટ ઘણી મોઘી મળે છે, શહેરમાં ઘણાખરા લોક તૈયાર વાળેલી બીડીઓ જ વેચાતી લઇ પીએ છે, અને ગામડામાં લોકો પોતાને ઘેર તંબાકુનાં પાતરાં નાંખી મૂકે છે, ને જ્યારે પીવી હે ત્યારે ળી લઇ તાણે છે. શહેરમાં કેટલીક બાયડીઓ બીડી વાળવાનોજ ધંધો કરે છે. ઝડપથી વાળનાર સ્ત્રી કે પુરૂષ રૂ. ૧૦૦–૧૨૫ સુધી દરવર્ષ એ ધંધામાં પેદા કરે છે.

**બીડી પીવાથી થતાં નુકશાન.**

બીડી પીવાથી અનેક તરેહનાં નુકશાન છે. (૧) પીનારનું મોં ગંધાય છે, તેથી સારા માણસ જોડે તેનાથી બેસાતું નથી, તેમ વાત થતી નથી. (૨) પીતાં પીતાં એનું વ્યસન પડી જાય છે. (૩) પૈસાની ખરાબી થાય છે. ૪) ઘરમાં એથી ગલીચી ઉત્પન્ન થાય છે. (૫) શરીરમાં કેટલાક રોગ થવાનો સંભવ છે. (૬) પોતાની સ્થિતિનું ભાન ન રહેતાં દેવતા જેવી બહોળી ચીજ માણસ

પાસે માગવી પડે છે. (૭) લુગડાં સળગી ઉઠે છે. (૮) આગ લાગ-વાનો સંભવ રહે છે.

બીડીના હિમાયતીઓ બોલે છે કે એ પીવાથી ઊંઘ સારી આવે છે. ઝાડો ખુલાસાથી આવે છે, અમુક રોગ મટે છે, ધંધો કરતાં બે ઘડી આરામ લેવાય છે, વગેરે ફાયદા જણાવે છે. પણ તે લાંબા કાળની પઢી ગયેલી ટેવનો બચાવ માત્ર છે; બીડીથી ફાયદા છે, એ વાત તદ્દન જુઠી છે.

**કયા લોકોમાં બીડીનું વ્યસન વધારે.**

સુરત જીલ્લાના અનાવલા બ્રાહ્મણો કે જેને બીજા લોકો દેશાઇ ભાઠેલાના નામથી ઓળખે છે તેઓમાં બીડી તાણવાનો રિવાજ ઘણો પ્રસરેલો છે; જેવો ગૃહસ્થ તે પ્રમાણે પાંચ પચીસ રૂપીઆનો તેને ત્યાં એ બાબતનો ખર્ચ ખરો. એ જ્ઞાતિમાં નાનાં છોકરાં સુદ્ધાં બીડી તાણે છે. તેમને ઘેર બહારનો કોઇ પાડોશી કે મેમાન આવે એટલે તેના સન્માનાર્થે તંબાકું ને પાતરાં ઝટ લાવી (રજપૂતોના કસુંબાના માફક) બીડી વાળી આપે છે. એમ કરવાથી આગતા સ્વાગતા થઇ એમ સમજે છે.

**બીડી વિષે પાછલી તવારીખ.**

તમાકુ માટે સંસ્કૃત ભાષામાં કોઇ શબ્દ નથી, તે પરથી એમ અનુમાન થાય છે કે આપણા દેશમાં એ ચીજ અસલ વપરાતી નહોતી. અમેરિકામાંથી યુરોપીઅનો એ ચીજ યુરોપમાં લાવ્યા; અને અંગ્રેજો ઈંગ્લાંડમાંથી આપણા દેશમાં લાવ્યા, ચરોતરમાં એનું વાવેતર પ્રથમ થયું અને એ મીઠી વસ્તુનો પ્રસાર

પહોળો થયો. ત્રણસેં ચારસેં વર્ષમાં તો ઘેર ઘેર એ વસ્તુ દાખલ થઈ ગઇ છે.

ઉપસંહારને બોધ.

તમાકુ આપણા દેશની અસલ નીપજ નથી, બીડા પીવાથી અનેક નુકસાન થાય છે, માટે સમજુ માણસોએ એ વ્યસન છોડવુંજ જોઈએ છોકરાઓને નાનપણથી એ માઠી ટેવ ન પડે, માટે તેમનાં માબાપ ને મહેતાજીએ કાળજી રાખવી.

---

# ઋતુ વર્ણન.

## ઋતુના પ્રકાર.

લોકમાં શિયાળો, ઉનાળો, ને ચોમાસું એવી ત્રણ ઋતુ ગણાય છે. પણ સંસ્કૃત પુસ્તકોમાં હેમંત, શિશિર, વસન્ત, ઉષ્ણ, વર્ષા, અને શરદ એ નામે છ ઋતુ વર્ણવે છે.

## ઋતુ ઋતુએ સૃષ્ટિનો દેખાવ.

શિયાળામાં અત્યંત ટાઢ પડે છે. બરફ જામી જાય છે, ને રાત્રી લાંબી થાય છે, ટાઢથી ગરીબો ઠુંઠવાય છે, તેમની ચામડી ફાટે છે, ને માંહે ચીરા પડે છે; શ્રીમતો સાલ ઓઢે છે, બનાતના ડગલા પહેરે છે ને ગળપટા બાંધી સવારમાં પુષ્ટિકારક ખોરાક ખાઇ મોજ કરે છે. ઉનાળામાં તાપ ઘણો પડે છે, આકાશ નિર્મળ થાય છે, અને દિવસ લાંબો થાય છે. દરીઆનું પાણી કમી થાય છે, ને નદી નાળાં સુકાઇ જાય છે, તથા જમીન સંકોચાઇ જઇ ઠામ ઠામ ભરોંડાં નજરે

પડે છે, ગરમી માપક યંત્રમાં પારો ઊંચે ચઢી વધારે અંશે નજરે પડે છે.

ચોમાસામાં વરસાદ વધારે પડવાથી ઠામ ઠામ પાણીજ પાણી નજરે પડે છે; નદી નાળાં પાણીથી ઉભરાઇ જાય છે. દરીઓ ધુંધવાટા મારતો સંભળાયાં કરે છે. વરસાદ પડવાથી વનસ્પતિ ઉગી નીકળે છે, અને સર્વત્ર જમીને લીલી ચાદર ઓઢી હોય, તેવો દેખાવ આપે છે. ખેડુતો ખેતર તથા ક્યારડામાં તૂસ નાંખે છે, જેથી તેના લીલા છોડ ધુટણ જેટલા થાય, ત્યારે પવનની લહેરથી હાલતા થાય, ને રળિઆમણો દેખાવ આપે છે.

**ઋતુ ઋતુનાં ફળની નીપજ.**

ચોમાસાના મધ્ય ભાગમાં શાક, ભાજી ને લીલો ચારો પુષ્કળ તૈયાર થાય છે. બધા તૂસોમાં ડાંગર વહેલી પાકે છે, ને બાજરી, જાર, એ શરદ ઋતુમાં તૈયાર થાય છે. શિયાળામાં આદુ, હળદર, શેરડી, ઘઉં ને કેટલીક જાતનાં કઠોર પાકે છે; ઊનાળામાં આંબા કેરી ઓથી લચી રહે છે, તેમ રાયણ, જાંબુ વગેરે બીજાં કેટલાંક ફળ પાકી જાય છે.

**છ ઋતુનો વખત, ને તેમાં આવતા તહેવારોનું કાંઇક વર્ણન.**

હેમંત ઋતુ માગશરમાં, વસન્ત મહા ફાગણમાં, ને શરદ ભાદરવા આશ્વિનમાં આવે છે; મતલબ કે ઉપરની ત્રણ ઋતુના વચગાળામાં આ ત્રણ ઋતુઓ છે. બધી ઋતુઓમા વસન્ત સુંદર ઋતુ છે વસન્તપંચમી ને હોળીના તહેવારો એ ઋતુમાં આવે છે. શિઆળાની કડકડતી ટાઢ નહિ, તેમ ઉનાળાનો અતિ તાપ નહિ એવી મધ્યમસરની એ ઋતુ સર્વને આનંદકારી છે, હિંદુઓમાં ઘણાં

લગ્ન એ ઋતુમાં થાય છે. માણેકઠારી ને દશેરાના તહેવારો શરદ ઋતુમાં છે. ચંદ્રનો પ્રકાશ ( શરદ ચાંદની ) એ ઋતુમાં વખણાય છે, અને તેને લીધેજ એ ઋતુમાં રાત્રે ગરબા ગાવામાં આવે છે, ઉત્તરા ચિત્રા નક્ષત્રોના અત્યંત તાપ એ રૂતુમાં પડે છે, અને તેવા વખતમાં ડાંગર, ઘાસ ઇત્યાદિની કાપણી કરવાનું કામ ખેતીના મજુરોને કરવાનું હોય છે. મેલેરીઆની હવા ઉત્પન્ન થવાથી તાવ ને કોલેરા એ ઋતુના પાછલા ભાગમાં ઘણીક વખત જોસબંધ ફાટી નીકળે છે, તેને લોકો કારતક સાડો કહે છે. અસલના વારાથી શરદ-ઋતુ ઘાસ્તિકારક છે, શરદમાં જીવ્યો, તે આખું વર્ષ જીવ્યો એમ કહેવાય છે; મતલબ કે એ ઋતુમાં વર્ષની બીજી ઋતુ કરતાં મરણ વધારે થતાં, ને થાય છે; ઋતુના પાછલા ભાગમાં દીવાળી ને દેવદીવાળીના તહેવાર આવે છે, શરદ ને શિઆળાની વચ્ચેની હેમંત ઋતુ છે, તેમાં તડકો સોનેરી પડવા માંડે છે, ને જુવાર વગેરે ધાન્ય પાકી નીકળેલાં હોય છે.

---

## વિજયાદશમી. ( દશેરા. )

આ તહેવાર આસો સુદ ૧૦ ને દિવસે આવે છે. શહેરોમાં બડી ધામધુમ એ દિવસે થઇ રહે છે. જે સ્ત્રીના પીએર, સાસરાં ગામમાં ને ગામમાં હોય, તેઓ નાહી ધોઈ સારાં વસ્ત્રાભૂષણ સજી જતી આવતી જણાય છે. સઘળા વર્ગના વેપારીઓ પોતાની દુકાન સાફ સુફ કરીને બેસે છે. બજારમાં ને દેવળમાં લોકોની મેદની મચી રહેલી

**એ દિવસનો દેખાવ.**

જણાય છે. હિંદુઓમાં ઘેર ઘેર મિષ્ટાન થઇ રહે છે, સાંજે લોકોનાં ટોળે ટોળાં સમી પૂજન કરવા ગામને પાદરે જાય છે. ને ત્યાંથી પાછા ફરતાં પોતાની પાઘડીમાં ભાત ભાતના જવારા છોગાંની જગ્યાએ ઘાલે છે. લીલી વરીઆળી જેવા ખેતરોમાં જઇ નવાં ધાન્યનાં લોકો દર્શન કરે છે. સંધ્યાકાળનો દેખાવ એ દિવસે ખરે વિચિત્ર લાગે છે; રાત્રી પ્રકાસ્યા પછી સૌ સમી પૂજન સ્થળેથી પોતપોતાને ઘેર જાય છે.

**એ તહેવારનું મહાત્મય.**

ઘણા જુના કાળથી આ તહેવારનું મહાત્મ્ય ગણાય છે. અધર્મીઓના નાશને અર્થે પરમાત્માએ બુદ્ધાવતાર લીધો, ને એ દિવસે દેવીએ પોતાના પાપી શત્રુ મહિષાસુરનો વધ કરી મોટો જય મેળવ્યો, ને એ દિવસે રામચંદ્ર રાવણ પર જય મેળવવા કિષ્કિંધામાંથી પોતાના સૈન્ય સાથે નીકળ્યા હતા ને આ દિવસે પાંડવોએ કોરવપર જય મેળવવા સારૂ પોતાનાં સંતાડેલાં શસ્ત્રો શમીના ઝાડ પરથી પાછાં લીધાં હતાં વગેરે કારણોથી હરકોઇ કામમાં જય મેળવવા સારૂ આરંભ કરવાનો શુભ દિવસ ભરતખંડી આર્યોમાં એ ગણાતો, ને ગણાય છે. પેશ્વા, ને પિંઢારા પોતાનો લુંટ રૂપી જય મળવાનો ધંધો એજ દિવસે આરંભતા. રજવાડામાં આજે પણ બડી ધામધુમથી એ દિવસે સવારી નીકળે છે; અને દુસ્મનો સાથે લઢવાનો વખત નથી ત્યારે બિચારા પાડાને મારી પોતાની તરવાર તેના લોહીથી રંગીન કરે છે.

શુભ મહુર્ત્તનો એ દિવસ ગણાય છે, તેથી ઘણા લોકો નિશાળમાં છોકરાને એજ દિવસે ભણવા બેસાડે છે, કે જેથી વિદ્યા ધન

મેળવવામાં વિજય થાય.

---

દશેરાના નિબંધ મુજબ દિવાળી, હોળી બળેવ, ગોકુળઅષ્ટમી, માણેકઠારી પુનમ, વગેરે હિંદુના તહેવારો; તેમજ તાબુત, ઇદ, વગેરે મુસલમાનોના તહેવારો; પપેટી, બે-શબ રાત વગેરે પારસીના તહેવારો, ને નાતાલ ગુડફ્રાઇડે, વગેરે ક્રિશ્ચિયનોના તહેવારો વિષે નિબંધ લખાવી શકાય ભણનાર વિદ્યાર્થીઓનો મોટો ભાગ જે કોમોનો હોય તે કોમોના તહેવારો વિષે ઘણું કરી નિબંધ લખાવવા.

---

## ટપાલ ખાતુ.

**એ ખાતાની શરૂઆત.**

અંગ્રેજી રાજ થયા પછી જે અનેક ફાયદા આપણને મળ્યા છે, તેમાંનો આ એક મુખ્ય છે. છેલ્લાં થોડાં વર્ષમાં આ ખાતામાં લોકોની સગવડ ખાતર અનેક સુધારા થયા છે. તે રાજા અને પ્રજા ઉભયને કલ્યાણ કર્ત્તા થઇ પડયા છે. આગલા રાજા રજવાડા પોતાની ટપાલ સ્વારો રાખી એકથી બીજે સ્થળે પહોંચાડતા; સાધારણ લોકો કાસદ મોકલતા; કેટલાક કાસદીઆ કબુતર પાળતા, પણ તેથી ધારેલી જગ્યાએ ટપાલ ન પહોંચતી, જાત્રા વગેરે અન્ય સ્થળે કબુતરો પોતાની સાથે લઇ જતા કે જેથી પોતાના મૂળ સ્થળે એ પક્ષી ટપાલ પાછી આણી શકતાં; એવી રીતની અનેક યુક્તિ વપરાતી; પણ તે સઘળામાં વધારે ખરચ થતો અને ખબર અંતર મોડી પહોંચતી.

**એ ખાતાના ફાયદા કાર્ડ કવર**

આજે બે પૈસામાં કલકત્તાથી કરાંચી, ને શ્રીનગરથી રામેશ્વર કાગળ મોકલી શકાય છે, તેવો લાભ આગળ કદી મળતો નહિ. પોસ્ટ કાર્ડ નીકળવાથી લોકોને ઘણું સુખ થયું છે. તેમાં થોડું લખાય માટે લંબાણથી પત્ર લખવો હોય ત્યારે જુદા કાગળપર લખી કવરમાં બીડે છે કે જેને બંધ કરવા ગુંદર સુદ્ધાં તેપર ચોપડી મૂકેલો હોય છે, ૨॥ તોલા સુધી વજનના કાગળ એક આનામાં જાય છે. ને તે પછી દર ૨॥ તોલે એક આનાના ચઢતા દરે મોટો પત્ર મોકલી શકાય છે, છાપેલા કાગળ ચોપડીઓ. ચોપાનીઆં વગેરે ૬ તોલા સુધી વજનમાં હોય તે ફક્ત ½ આનામાં જાય છે, ન્યુસપેપર (વર્તમાન પત્ર) નો દર તેથી કમી છે.

**મનીઓર્ડર.**

ટપાલ ખાતાથી પરદેશ નાણું મોકલી શકાય છે. મનિઓર્ડરનો રિવાજ નીકળવાથી ગરીબ ને શ્રીમંત સર્વેને પુષ્કળ લાભ થયો છે, પરદેશમાં રહેનાર નોકર ચાકર પોતાને ઘેર શુખે નાણું એથી મોકલી શકે છે, તેમ આફતે તત્કાળ રકમ ઘેરથી મંગાવવી હોય તો તારના મનીઓર્ડરથી ઝટ મંગાવી શકે છે. ૧૦ રૂપીઆ સુધીની રકમના બે આના, ને દર પચીસ રૂપીએ ચાર આના ને સેંકડે એક રૂપીઓ એનો દર છે. હુંડીના દર કરતાં કાંઇક વધારે છે, છતાં સલામતી ઘણી સારી છે. નાણાં લેનારને ઘેર બેઠે જઇ ટપાલનો સિપાઇ પૈસા આપી આવે, અને લેનારની પહોચ લાવે છે, કે જે મોકલનારને વગર પૈસે પાછી પહોંચતી કરવામાં

આવે છે. નામજોગી હુંડીનો ખપ એથી હવે ઓછો થઇ ગયો છે.

**બેંગી**

લુગડાં, ઘરેણાં, દવા વગેરે અનેક ચીજો બંધ બેંગીમાં મૂકી ટપાલમાં મોકલી શકાય છે. કીંમતી ચીજોની સલામતી માટે તેનો વીમો સુદ્ધાં ઉતારે છે, કે જેથી મોકલનારને કશી ચિંતા ન રહે. દશ તોલા સુધીની બેંગી ચાર આનામાં મોકલી શકાય છે, તથા વીમાનો દર તે ઉપરાંત જુજ હોય છે, ભાવ જાણવા માટે દાણા, દવા, કપડાંના કકડાના નમુના વગેરે હરકોઇ ચીજો ફક્ત ½ આનામાં ૬ તોલા સુધી મોકલી શકાય.

**સેવિંગ બેંક.**

ગરીબ લોકો કરકસર કરીને થોડું નાણું બચાવે, તે ઇરાદે સરકારે ટપાલ ઓફિસમાં સેવિંગ બેંક કાઢી છે. દર વર્ષે રૂ. ૨૦૦) સુધી અને એકંદરે રૂ. ૨૦૦૦ એક ખાતે જમા લે છે ને તેનું લગભગ ચાર આના સુધી શાહુકારી દરે વ્યાજ આપે છે, વ્યાજ કમી છતાં ચાર આના સુધીની નાનામાં નાની રકમ જમા કરી આપવાના વહીવટને લીધે કરકસરથી એક સારી રકમ એકઠી કરવાને ગરીબોના લાભ માટે એ એક સારો રસ્તો છે, જ્યારે જોઇએ ત્યારે પોતાની મૂકેલી રકમ સુખે પાછી ઉપાડી શકાય છે.

**એ ખાતાનો પરદેશો જોડે**

યુરોપ અમેરિકા આસ્ટ્રેલીઆ, ચીન વગેરે પૃથ્વીના ઘણાક દેશોને બેટો જોડે આપણા દેશના ટપાલ ખાતાનો સંબંધ છે ત્યાં કાગળ બેંગી, મનીઓર્ડર વગેરે મોકલવાના દર જુદા છે, પણ સસ્તા છે, તેથી એવા

સંબંધ. દૂરના દેશો જોડે વેપાર રોજગાર કરવા વગેરેનું ઘણું સુખ છે. પોસ્ટ ઓફિસમાં તાર ઓફિસ કરવાથી હવે એ ફાયદો ઘણો જાદે વધી ગયો છે.

ચાલતા જમાનામાં આગબોટ આગગાડી ને વીજળીના તારોની શોધે ઝટવારમાં ટપાલ જઇ શકે છે; જ્યાં એવો

સસ્તિ ટપાલ પહોંચાડવાનો સબબ. સંબંધ નજ હોય ત્યાં દેડતા ખેપીઆને સ્વારો રાખે છે. અને તેના ઉપર દેખરેખ રાખવા કામદારો રાખે છે. જેથી બહુ સારો કારભાર ચાલે છે.

જે પ્રકારે ટપાલ ખાતા વિષે નિબંધ લખ્યો છે, તેજ પ્રકારે દરેક ખાતા પરત્વે ભિન્ન ભિન્ન પ્રકારનાં પેટાં પાડી પોલિસ, જ્યુડિશીયલ, આબકારી, વસુલાત, જંગલ, સેનિટરી, મેડિકલ. પબ્લિક વર્કસ (જાહેર બાંધકામ), કેળવણી, રાજકારોબારી વગેરે દરેક ખાતા વિષે રમુજી નિબંધ શીખવી શકાય ભિન્ન ભિન્ન પેટાં આવે છતાં માજીરાજયોમાં તે ખાતાનો કારભાર, અને હાલની પદ્ધતિ એ બેનો મુકાબલો દરેકમાં આવશે, અને હાલના વહીવટથી પ્રજાને શો ફાયદો થાય છે. તે બતાવવાથી ઉછરતા જુવાનોમાં રાજ્ય પ્રત્યે વફાદાર રહેવાનાં, ને રાજ્યભક્તિ દર્શાવવાનાં બીજ રોપાશે, કે જેથી ઊંચી કેળવણી લીધેલા જુવાનોમાં એ ભકિત વિષે સરકારનો હાલમાં કાંઇક વસવસો પેદા થયો છે, તે આપોઆપ દુર થઇ જશે.

---

# ક્રિકેટની રમત.

**ઇંગ્રેજી પ્રજાની એ રમત આખી પૃથ્વીપર રમાય છે.**

એ રમત અંગ્રેજોની ઉનાળાના દિવસોની એક મોજ છે. દરેક ગામને નિશાળને લગતી ક્રિકેટ ક્લબ ખરી. અંગ્રેજોની એક મોટી સંખ્યા એ રમત રમતા ધંધાદારી ખેલાડીઓ તરીકે પોતાનું ગુજરાન પણ ચલાવે છે. પૃથ્વીના જે જે ભાગમાં અંગ્રેજોએ રાજ્ય ને સંસ્થાનો સ્થાપ્યાં છે, તે દરેક સ્થળે એ રમત પ્રસરી છે. આસ્ટ્રેલિઆમાં એ રમત આટલી ફતેહ સાથે રમાય છે કે ત્યાંના રહેવાશીમાં અંગ્રેજી રમનારાઓ, ઈંગ્લાંડમાં હાલ વસતા ઈંગ્રેજોને મારી ઉતારે છે.

**ભરતખંડમાં રમત.**

જ્યાં જ્યાં અંગ્રેજો જાય છે, ત્યાં ત્યાં પોતાની વહાલી એ રમતને પોતાની જોડે વળગેલી રાખે છે. તેથી ભરતખંડના ઘણા ભાગમાં એ રમત એમણે દાખલ કરી છે. અહીંના દેશીઓ તેમાં વિશેષે કરીને પારસીઓ કે જેમણે ઘણી વખત અહીંના યુરોપિયન રમનારાપર જીત મેળવી છે. તેઓ ઈંગ્લાંડમાં કે જે એ રમતનો મૂળ દેશ છે, ત્યાં પણ પોતાના સોબતીઓને એ રમત શીખવા મોકલે છે; અહીંની હવા જો કે એ રમતને પ્રતિકુલ છે, છતાં આખું વર્ષ રમાય છે; ઉનાળામાં રમતની જગાએ પાણી છાંટી ભોંય ઠંડી રાખે છે. એનો મોહ આ દેશમાં દિનપર દિન વધતો જાય છે અને તેથી એ રમત આબાદ થતી જાય છે.

જ્યાં જ્યાં એ રમત આબાદ થતી જાય છે, ત્યાં ત્યાં એનું ફળ સારૂંજ નીપજે છે. શરીરમાં ચઢતી કળા લાવવાને એના કરતાં ચઢતી રમત કોઈ ભાગ્યેજ હશે; તેમ મન તથા બુદ્ધિ કેળવવામાં પણ એ સારી છે.

**ફાયદા.**

શરીરની ચપળતા ને જોર એ બંને વાનાં એ રમતમાં ફતેહ મેળવવાને જરૂરનાં છે, તે વધે છે. વધારે મોટો ફાયદો એ છે કે ગરીબને શ્રીમંતનો એકત્ર મેળાપ એક સરખી હએ એ રમત કરાવે છે. ઇંગ્લાંડે પોતાનાં વસાયત સંસ્થાનો ને રાજ્યો જ્યાં જ્યાં સ્થાપ્યાં છે, ત્યાં ત્યાં તે દેશની દેશી પ્રજાને ઇંગ્લાંડની ખુદ પ્રજા જોડે એ રમત એક જોડાણ કરાવનારી સાંકળ છે, એમ કહી શકાય. આનંદ ને આનંદ, રમનાર તથા તમાસગીરને થઇ રહે છે તે એક મોટો ફાયદો. એ સઘળા ફાયદાઓ છતાં એક તંદુરસ્ત મરદને પોતાના પુરસદના કલાક ને કલાક ધંધો ચૂકાવી કાઢી નંખાવે છે, તેથી જોઇએ તેટલી લોકપ્રિય થઇ નથી; આપણા દેશની હીકરી દડી ને ગેડીદડાની રમતને મળતી એ કંઇક છે.

એ મુજબ આપણા દેશની હીકરી દડી, અગર પટા, ગેડીદડી, છુટી દડી, ડાહીનો ઘોડો વગેરે અનેક જુદી રમતો તેમજ દંડ, ચકરી, મલસ્થંભ, પેરેલલબાર્સ, મગદળ વગેરે નવી રમતો વિષે ને છેવટ શરીર કસરત વિષે સામાન્ય બંધ શીખવી શકાય.

---

# કથનરૂપ નિબંધમાં કોઇ હુન્નરી કારખાનાના ઇતિહાસ વિષે નિબંધ લખવો હોય, ત્યારે નીચે મુજબ પેટાં પાડવાં.

---

(૧) કોણે, ક્યારે, અને ક્યાં એ હુન્નરની શોધ કરી, મુળથી આજ સુધીમાં વખતો વખત તેમાં શોશો સુધારો થતો આવ્યો, કોણે કર્યો, ને શા વાસ્તે કરવાની જરૂર પડી, તેમાં હાલ શું શું ખામીઓ છે, ને તે સુધારવાના ઉપાય.

(૨) એ હુન્નરની શોધથી શાંશાં પરિણામ નીપજ્યાં તે વિષે સામાન્ય વિચારો તેમ એ હુન્નરથી થતા ફાયદા, એ હુન્નર માલમ પડયો નહોતો, ત્યારે માણસો કેમ કરતા હતા, ને શી શી હરકતો વેઠતા હતા.

ઉપરનાં પેટાંને તેને મળતાંજ પેટાં ( મુદ્દાઓ ) પાડી હરકોઇ હુન્નર વિષે નિબંધ લખી શકાય; છાપવાનો હુન્નર, છબી પાડવાનો હુન્નર, દીવાસળી, સોય, ટાંકણી, ચપ્પુ, તરવાર કાચનાં વાસણો વગેરે હરકોઇ ચીજ બનાવવાનો હુન્નર, કપડાં વણવાનો આગગાડી ને આગબોટ ચલાવવાનો, તારનો સંચો, વીજળીનું જાદુઇ ફાનસ. વીજળીના દીવા, ટેલીફોન, વગેરે હરકોઇ નવા તથા જુના હુન્નરો વિષે નિબંધ શીખવી શકાય. દ્રષ્ટાંતરૂપ ફકત છાપવાના હુન્નર વિષે એકજ નિબંધ આ પુસ્તકમાં આપ્યો છે, ચોપડીનું કદ વધી

જવાથી, કીંમત જાદે થાય ને શીખનાર બાળકો તેમજ શીખવનાર ટુંક પગારના બિચારા શિક્ષકો ખરીદ કરી ન શકે, તે હેતુથી જેમ બને તેમ નમુના થોડા આપ્યા છે; વળી નમુના ઘણા આપવાથી ગોખણ શક્તિને ઉત્તેજન મળે છે, તે માટે થોડા સુચના રૂપે વિષયોનાં નામ વધારે આપ્યાં છે, કે જેથી વધારે નિબંધ લખાવવાથી બાળકની બુદ્ધિ વધે છે, ને લખવાની શકિત દિન પર દિન ખીલતીજ જાય છે.

---

## છાપવાનો હુન્નર.

આ હુંનરની પ્રથમ શોધ ચીન ને જાપાન દેશમાં થઇ છે.

છાપાવાના હુન્નરની પ્રથમ શોધ, ને યુરોપમાં તેનું દાખલ થવું.

શીલા છાપ તથા મુદ્રા છાપ એ બંનેની શોધ યુરોપના કરતાં અગાઉથી તે દેશોમાં થએલી છે, શીલા છાપ એટલે પત્થર પર કાગળ મૂકી છાપવાની રીત, ને મુદ્રાછાપ એટલે છુટા બીબાથી છાપવાની રીત. લાકડાંના પાટીઆંપર અવળા અક્ષર કોતરી તે પર કોરા કાગળ મૂકી ચીનાઓએ છાપવા માંડ્યું. ત્યારથીજ ખરા હુન્નર તરીકે એની પ્રસિદ્ધી થવા માંડી, યુરોપમાં છુટાં બીબાંથી છાપવાની શોધ કોણે કરી છે તે કાંઇ જણાયું નથી. પંદરમા સેંકડાના મધ્ય ભાગમાં એ હુન્નર ત્યાં દાખલ થયો; અને ત્યાર પછીનાં પચાસ વર્ષમાં તે ઇટાલી જર્મની, ફ્રાંચ ને ઇંગ્લાંડમાં પ્રસર્યો. જુદા જુદા અક્ષરોનાં નાનાં છુટાં બીબાંની શોધ થયા પછી એ હુન્નરે આખી દુનીઆને અપાર ફાયદા કર્યા છે.

ફાયદા.

પ્રથમ મોટો ફાયદો એ થયો છે કે સઘળા વિષયોનાં પુસ્તકો સરતાં છાપેલાં મળવા લાગ્યાં, પહેલાં હાથે લખેલાં પુસ્તકોની એક નકલ મહા મુશીબતે મળતી અને તે પણ ખરી ને પૂર્ણ ભાગ્યેજ મળે. નકલ કરવામાં હમણાંની માફક ઘણો વખત જતો. વિદ્યાના જે કાંઇ પુસ્તકો ને ચોપાનીઆં મળતાં, તે બહુજ થોડાં ને વળી ભારે કીંમતે મળતાં, આપણા સાધુઓને યુરોપના પાદરીઓ નકલ ઉતારનાર કારકુનોની માફક તે વેળા પુસ્તકો ઉતારવાનું ઘણું કામ કરતા, ઘણું ખરૂં તેઓ ધર્મનાં પુસ્તકોનોજ ઉતારો કરતા. ને તેમને જાળવી રાખતા. ધર્મનાં પુસ્તકો થોડાં મળે, ને તે પણ મોંઘાં, તેથી તે બાબતમાં ઘણાઓનું જ્ઞાન અપૂર્ણ રહે. એ સ્વાભાવિક છે. જ્ઞાનનો પ્રસાર છાપેલાં પુસ્તકો સરતાં મળવા લાગ્યાં, ત્યારથીજ વસ્તીના મોટા જથામાં થયો છે. જ્ઞાનના પ્રસારથી યુરોપમાં તે વખતે ધર્મ સંબંધી મોટો ફેરફાર થઇ ગયો છે. પ્રોટેસ્ટંટ ધર્મની સ્થાપના ત્યારેજ થઇ છે. ધર્મ સંબંધી ઉથલપાથલ ને સુધારો થયો, એટલુંજ નહિ પણ છાપવાના હુન્નર પછી માણસ જાતના ઇતિહાસમાં ઘણા અગત્યના બીજા ફેરફાર થયા છે; અને તે વધારો એટલો બધો થયો છે કે ફ્રેન્ચ, જર્મન ઇટાલિયન, ઈંગ્લિશ, સ્પેનિશ, એ ભાષાઓમાં છેલ્લાં ૪૦૦ વર્ષોમાં બે શુમાર પુસ્તકો છપાયાં છે પહેલાંના વખતમાં પુસ્તકશાળામાં બધાં મળી ૧૦૦૦ પુસ્તકો ઘણામાં ઘણાં નીકળે, હાલ ઇંગ્લાંડની એકજ મોટી લાયબ્રેરીમાં ૧૫૦૦૦૦૦ પુસ્તકો છે; તે દરેકની સેંકડો નકલો છપાઇ બહાર પડી. દુનિઆના બીજા ભાગોમાં પડતી હશે તે જુદી. દરરોજ છપાતા લાખો ચોપાનીઆં ને વર્ત્તમાનપત્રોનો ઉમેરો કરતા જઇએ ત્યારે

જ છાપખાનામાંથી પુસ્તકોનો કેટલો વધારો ને સુકાળ થયો છે, તેનો કાંઈક ખ્યાલ આવે. આપણી ગુજરાતી ભાષામાં મુંબઈ, સુરત, વડોદરા: અમદાવાદ વગેરે શહેરોમાં ઘણુંક છાપખાનાં નીકળવાથી ઘણી જાતનાં પુસ્તકો છપાયાં છે, ને છપાતાં જાય છે. હાલમાં જુના ધર્મ સંબંધી પુસ્તકો છપાવવા માંડયાં છે, કે જે વાંચવાથી ધર્મ સંબંધી અજ્ઞાન ટળી જઈ જ્ઞાનનો ખરો પ્રકાશ પાડવાથી યુરોપની માફક ભારે ફેરફાર થઈ ભવિષ્યમાં દેશનો ઉદય થવાની આશા રહે છે.

---

હરકોઈ બનાવની હકીકત વર્ણનરૂપ નિબંધ લખવો હોય, ત્યારે નીચે મુજબ પેટાં પાડવાં.

(૧) એ બનાવનું કારણ.

(૨) એ બનાવની વિગતવાર હકીકત.

(૩) એ બનાવનાં પરિણામો.

(૪) બનાવ સંબંધી છેવટ સાર;

ઉપરનાં પેટાં પાડી હરકોઈ હુલ્લડ, હરકોઈ મોટી નદીમાં આવેલી રેલ, હરકોઈ સ્થળે લાગેલી આગ, હરકોઈ સ્થળે પડેલો દુકાળ, બની ગયેલું લગ્ન, વગેરે પ્રસંગોપાત બનેલા બનાવ વિષે નિબંધ લખાવી શકાય. આ ચોપડીમાં નમુના દાખલ મુંબઈમાં થયેલા હિંદુ મુસલમાન વચ્ચેના છેલ્લા હુલડ વષે એક નિબંધ આપ્યો છે.

---

# મુંબઇમાં થએલું હિંદુ મુસલમાન વચ્ચેનું છેલ્લુ હુલ્લડ.

**હુલ્લડનું કારણ.**

મોહોરમના તહેવારપર દર વર્ષે આખા ભરતખંડમાંના કોઇ શહેર કે કસ્બામાં હિંદુ મુસલમાન વચ્ચે ટંટા ફિસાદ બને છે. અને તે ખબર વર્ત્તમાનપત્ર દ્વારા મુંબઇ શહેરમાં વધારે ફેલાયા. પ્રભાસપાટણ કે જ્યાં લગભગ ૮૯૦ વર્ષપર મહમદ ગીજનવીએ અફઘાનીસ્તાનથી આવી શિવલિંગ તોડી કેર વર્ત્તાવ્યો હતો, તેજ સ્થળે સને ૧૮૯૩ ના જુલાઇ માસની ૨૪ મી તારીખે તાબુત ઠંડા કરવાના દિવસે હિંદુ મુસલમાન વચ્ચે ભારે હુલ્લડ થયું જેમાં કેટલાક હિંદુઓના જીવ ગયા, ને લાંબી મુદતે તે સ્થળના તેમનાં દેરાં અપવિત્ર બન્યાં. એ ખબર મુંબઇ પહોંચી, એટલે ત્યાંના શ્રીમંત હિંદુ શેઠીઆઓના મનમાં એમ આવ્યું કે પ્રભાસપાટણ કે જ્યાં જુનાગઢના નવાબ સાહેબનું રાજ્ય છે. અને જે રાજ્ય મુંબઇના ગવર્નર સાહેબના તાબામાં છે, ત્યાં હુલ્લડ થયું છે. માટે સભા મેળવી ઉઘરાણું કરી તે ફંડના ખરચથી ગવર્નર સાહેબ તરફ અરજી કરી પાટણમાં બનેલા હુલ્લડનો ચોકખો ઇનસાફ કરાવવો. એથી તા. ૩૦ મી જુલાઇ, તેમજ તા. ૪ થી ને ૬ ઠ્ઠી ઓગસ્ટે હિંદુઓની મોટી સભા મુંબઇ શહેરમાં ભરાઇને ઉઘરાણું કરી હજારો રૂપીઆ એકઠા કર્યા; અને જુનાગઢના દિવાનપર ગુન્હેગારોને પકડવા તથા તેમનો ચોખ્ખો ઇનસાફ કરાવવા તારો કર્યા, તેથી પાટણમાં મુસલમાન ગુન્હેગારોની પકડા પકડી ચાલી એથી તેઓએ મુંબઇના શ્રીમંત મુસલમાનોની મદદ માગી મુંબઇમાં મુસલમાનોની પણ સભા થઇ, ને ઉઘરાણું કર્યું. એ રીતે પાટણના

હુલ્લડથી મુંબઇનાહિંદુ મુસલમાનોનાં દીલ ઉશ્કેરાયાં, કે તેથી તુર્તજ તા. ૧૧ મી અગસ્ટ ૧૮૯૩ ના દિવસે બપોરે એક વાગતાને શુમારે મુંબઇ શહેરમાં આગળ ત્યાં કદી ન બનેલું એવું અણધાર્યું હુલ્લડ ફાટી નીકળ્યું.

હુલ્લડની હકીક્ત

હુલ્લડની શરૂઆત જુમામસજીદ આગળથી થઇ. મુસલમાનો "દીન, દીન" પોકારતા મસીદમાંથી બહાર નીકળ્યા. પોલિસને કાંઇક ખબર પડવાથી ચેતી ત્યાં બંદોબસ્ત રાખ્યો હતો, પણ મુસલમાનોની મોટી સંખ્યાને લીધે તેમનું ચાલ્યું નહિ, મસીદની પાસે આવેલા હનુમાનના મંદીર પર પહેલો હુમલો થયો, ત્યાંથી ભીંડીબજાર, કામાટીપુરા, નળબજાર, માંડવી, મેમનસ્ટ્રીટ વગેરે લત્તાપર તુર્તજ હુલ્લડ ફેલાઇ ગયું, વિનસેન્ટ પોલિશ કમિશનરને લાગ્યું કે એકલા અમે પોલિસથી આ હુલ્લડ હવે બેસવાનું નથી, માટે તુર્તજ તેણે લસ્કરની મદદ મંગાવી. લશ્કર આવ્યું; ને ખાલી બાર ફોડયા પણ તેથી હુલ્લડ નજ શમ્યું. ત્યારે અંતે ગોળીનો ઉપયોગ કરવો પડયો. સંખ્યાબંધ લોકો જખમી થયા. ને વેપાર રોજગાર બંધ પડી આખું શહેર મોટી શીરફતારીમાં પડયું. તા. ૧૨ મીએ બીજે દિવસે આગલા દિવસ કરતાં વધારે ભારે હુલ્લડ થયું. પુણેથી બીજું નવું લશ્કર મંગાવવુ પડયું. તા. ૧૩ મીએ લશ્કરનું વધારે જોર જોઇ હુલ્લડ કમી થયું, ને તા. ૧૯ મીએ શાંતિ થવા માંડી.

હુલ્લડનું પરીણામ

સેંકડો લોકો ઘાયેલ થયા હિંદુઓના મારથી મુસલમાનો મુસલમાનોના મારથી હિંદુઓ, તેમજ પોલિસ ને લશ્કરી શિપાઇઓના માર ને બંદુકની ગોળીથી એ ઉભયપક્ષ ઘાયલ થયા. સેંકડોના જીવ ગયા, સેંકડો ગુન્હેગાર તરીકે પકડાયા, ને સજાએ પહોંચ્યા.

મુસલમાન વચ્ચેની ઘણા વર્ષોની એક દીલી તુટી, વેપાર રોજગારમાં હરકત પડી, ધંદના માર્યા સેંકડો મારવાડી જેવા પરદેશી પોતાના વતન તરફ પાછા નાસી ગયા. સરકારને ભારે મહેનત પડી, ને ખરચ થયો.

પોલિસનાં માણસો વધારે રાખવા પડયા, ને તેનો ખરચ સદાનો મુંબઇના લોકપર પડયો.

**હુલ્લડ બેસાડવાનો ઉપાય કેળવણીની જરૂર.** મુંબઇમાં મુસલમાનો, હિંદુની કોમમાં ઘાટી, જેઓ કેળવણીમાં પાછળ છે, તેમનાથી હુલ્લડ થયું, એ નિઃસંદેહ છે કે કેળવણીનો જેમ જેમ વધારો થતો જશે તેમ હુલ્લડ કમી થતાં જશે.

---

## નહેરો વિષે.

**નહેરોની જરૂર** અંગ્રેજી રાજ્ય થયા પછી આપણા દેશમાં આગગાડી આગબોટ, ટેલિગ્રાફ વગેરે ઘણા પ્રકારના યાંત્રિક સુધારા દાખલ થયા છે; રાજ્ય કારભારનાં ખાતાંઓ ઘણાંક ઉત્તમ રાજ્યનીતિએ ચાલે છે; કેળવણીથી લોકોએ જન વ્યવહારમાં સંસારિક સુધાર પોતપોતાની સમાજે સ્થાપી કરવા માંડયા છે, છતાં મુખ્ય આધાર જે ખેતી અને તત સંબંધે જરૂરી જળાશય સાધન જે નહેરો તે ખીલવવામાં આપણે પ્રજા અને આપણું ઇંગ્રેજી રાજ્ય પાછળ છે. આપણા દેશમાં ઘણીક નદીઓ, નાળાં, ખાઇઓ, સરોવરો, ઝરાઓ, તળાવો, વગેરે જુના કાળનાં એટલાં બધાં છે કે તેમને સમારવાથી ઝટ નહેરો બની

શકે એમ છે. રજપૂત રાજ્યો વખતનાં જુના કાળનાં તળાવો આ-ગળ અસંખ્ય હતાં. પણ તેમાંનાં ઘણાં ખરાં રાજ્યાશ્રયની મરામત વગર બિમાર હાલતમાં આવી જઇ પુરાઇ ગયાં છે, અને કેટલાકમાં તે સ્થળે ખેડાણ સુદ્ધાં થઇ ગયું છે. હાલમાં અમુક તળાવો ઇરિગે-શન ખાતા તરફથી રીપેર થઇ ખેડુતોને લાભકારી થઇ પડવા લાગ્યાં છે. તે નહેરોની અચ્છી ગરજ સારે છે.

**નેહેરોના ફાયદા**

**अ**. નેહેરોમાંથી પાણી લઇ આસપાસની જમીનને ખેડુતો ફળ દ્રૂપ બનાવી શકે છે, ઘણી જમીન બાગાયત થઇ શકે. અને જમીન બાગાયત થઇ શકી, એટલે થોડી જમીનમાં વધારે વસ્તીનું પોષણ થઇ શકે, એટલુંજ નહિ પણ જમીનની પ્રત બદલાઇ જવાથી સરકાર અમુક મુદતે ફરી સર્વે કરી તેની કેફિયત મુજબ દર વધારી પોતા-ની ઉપજમાં વધારો કરી શકે છે.

**ब**. વરસાદ જે ઇશ્વરી બક્ષિસ છે, તે પર ભરોસો રાખી આખી મોસમ ખેડુતોને ઘણી વખત બેશી રહેવું પડે છે તેમ ન થાય કેટલેક પ્રસગે ઉગી નીકળેલું તુલ પાણીની તંગીને લીધે કરમાઈ જાય છે, અને ખેડુતોની મહેનતથી પાકવા આવેલો પાક બેહાલ બની દુકાળનું રૂપ પ્રગટી રાજા ને પ્રજા હેરાનગતિએ પહોંચે છે, તેવું નહેરો હોય તો કદી ન બને.

**क**. નહેરો થવાથી તેમાં દુરના થએલા વરસાદની આવેલી રેલનું અગર તેજ સ્થળે એકજ વખત પડેલા ભારી વરસાદનું પાણી ભરી લીધું એટલે ખેતીકાર અને પશુ પંખી તમામને આખું વર્ષ

જીંદગી ટકાવવાનું એક જરૂરી સાધન મળી ચૂક્યું, એટલુંજ નહિ પણ તેમાં ઘેરી લીધેલાં પાણીથી ખેડુતો ખેવડો પાક પકવી ઉપજમાં વધારો કરી સુખે દિવસ નિર્ગમન કરે. દુકાળનું કાળું મોજ બંધ થાય.

ड. નેહેરો થવાથી પાણીનું સાધન પણ એક નવું ખીલે, તે પર હોડીઓ ચાલી શકે અને તેથી જ્યાં રેલવે ન હોય ત્યાંનો વેપાર રોજગાર ચલાવવાને તેમજ તેવા સ્થળમાં મુસાફરી કરવાને ઘણું સુગમ પડે.

ટુંકમાં સાર ને બોધ.

દુનીઆના જે જે દેશોમાં નેહેરો ખોદાએલી છે, ત્યાં તેનું પરિણામ સારૂંજ આવેલું છે. સિંધ, મિસર એવા દેશોમાં વરસાદ નથી વરસતો છતાં નેહેરો હોવાથી લાંબો કાળ થયાં ત્યાં ખેતી થઇ શકે છે. ત્યાંની મોટી નદીઓમાં દુરના તેમના મૂળ તરફના પ્રદેશમાં વરસાદ થવાથી તેઓમાં પુર આવે છે, કે જેથી તે નદીઓમાં મેળવેલી નહેરોમાં પાણી સ્વાભાવિક રીતે ઉભરાઇ જાય છે. એ પાણી રોકી રાખવાથી તેમાંથી આખું વર્ષ જોઇતું જળ લઇ ખેતી કરી શકે છે. યુરોપના ઘણાક દેશોમાં નહેરો ખોદાએલી છે.

આપણા દેશમાં આગળ ફિરોજ બાદશાહે એક નહેર ખોદાવી હતી એવો ઇતિહાસમાં દાખલો છે, હાલની શાણી સરકાર જેમ જેમ નહેરો વધારે ને વધારે લંબાઇની સંખ્યાબંધ દરેક પ્રાંતમાં કરાવશે, ત્યારે પ્રજાને પેટપુર ખાવાનું મળશે, અને ભવિષ્યમા તેથી સરકારને ઉપજ વધશે.

# સ્થાનિક સ્વરાજ્ય.

સ્થાનિક સ્વરાજ્ય ( સ્થાન=ઠેકાણું+ઇક=વાળું+સ્વ=પોતાનું+રાજ્ય હરકોઇ કસ્બો, શહેર, તાલુકો કે જીલ્લો વગેરે

**વ્યુત્પત્તિ ને વ્યાખ્યા.** માંથી ઉઘરાવેલા પૈસામાંથી શાહેનશાહી ખર્ચમાં ફાળો આપતાં બાકી રહેલાનો વહીવટ, તેજ સ્થાનિક સ્વરાજ્ય હતાં. એમ જુના ગ્રંથો પરથી જણાય છે.

દીવાની ફોજદારી ગુન્હાઓના ઇન્સાફ ગામનાજ લોકો પંચ નીમી કરતા, યુરોપખંડમાં હાલ તેનેજ મળતો રિવાજ

**સ્થાનિક સ્વરાજ્યનો આગલો પાછલો ઇતિહાસ.** છે. શહેર કે કસ્બાના લોકો પોતપોતાના માજીસ્ટ્રેટ નીમે છે. નિશાળખાતું, સુધરાઇખાતું, પોલિસ ખાતું વગેરે પોતાના લાભનાં ખાતાંઓનો વહીવટ પોતેજ ચલાવે છે, સરકાર તેના અંદરના કારભારમાં વચ્ચે પડતી નથી. પરદેશી રાજ્યો જોડે વહેવાર રાખવાનું દેશની સરહદનો બચાવ કરવાનું, લશ્કરી, મુલ્કી વગેરે રાજકારોબાર આદિ ચલાવવાના ખાતાનો વહીવટ વધારે વખત મળવાથી વધારે સરસ રીતે ચલાવી શકે છે.

યુરોપખંડનો એ ઉત્તમ કારોબાર આ દેશમાં દાખલ કરવાને લોકપ્રિય થઇ ગએલા વાઇસરોય લોર્ડ રિપન સાહેબે

**આપણા દેશમાં સ્થાનિક સ્વરાજ્યની હાલ શરૂઆત.** શરૂઆત કરી, કેટલાક હક પ્રજાને બક્ષ્યા છે. હાલ ફક્ત મ્યુનિસિપાલીટી અને લોકલફંડ એ બે ખાતાંની ઉપજનો વહીવટ સરકારના નીમેલા શખ્સોની જોડે બેસી પ્રજાની ચુંટણીના મેમ્બરો ચલાવે એવો કાનુન દાખલ કર્યો છે. લોકલફંડ ખાતામાં ખાતેદાર પાસે

દરરૂપીએ એક આનો કર સરકાર જારતી લે છે. તે લોકલફંડ ખાતે જમા થાય છે, તેવી આખા તાલુકાની એકઠી થયેલી ઉપજમાંથી જિલ્લાનાં સાર્વજનિક કામોમાં આપવાનો ફાળો જતાં વહીવટ, ફક્ત દર વર્ષે રૂ. ૭) ત્રણ ભરનારા ખાતેદારોની સમ્મતિથી પસંદ થએલા અને સરકારના નીમેલા પંચોની બનેલી બોર્ડથી ચાલે છે અને તે ઉપજ તે તાલુકાની ગામેગામની નિશાળો, કુવા, તળાવ, સડક, પૂલ, ધર્મશાળા વગેરે કરવા તથા નીભાવવામાં કામોમાં ખરચાય છે.

**લોકલફંડ ખાતુ**

મોટા શહેરો અને કસ્બામાં ઘરવેરો, જાજરૂ વેરો, ગાડીવેરો નાકાવેરો વગેરે ઉઘરાવી તે ઉપજ એકઠી કરે છે. અને તેમાંથી તે શહેરની શાળાઓનો, રસ્તાઓનો, રસ્તાપર પાણી છાંટવાનો રાત્રે તે પર દીવા મૂકવાનો, આગથી શહેરનું રક્ષણ કરવાનો, પીવાને મીઠું પાણી પુરૂં પાડવાનો, રેલથી બચવાને બાંધકામ કરવાનો, મળમૂત્ર લઇ જવાનો વગેરે વગેરે ખર્ચ કરે છે એ ઉપજ ખર્ચનો કારભાર કર ભરનારાઓની સમ્મતીથી નીમાએલા શહેરી સજ્જનો અને સરકારના પસંદ કરેલા સરકારી અમલદારો વગેરેથી બનેલી શહેરી સમાજ જેને મ્યુનિસીપાલ કોરપોરેશન કહે છે, તેનાથી ચાલે છે.

**મ્યુનિસીપાલ ખાતું.**

રૈયત રાજ્ય કારભારમાં સમજતી થતી જાય છે; સ્વતંત્ર મત આપતાં લોકો શીખે છે. અને બધા માણસ સમાનતામાં આવતા જાય છે. મોટા માણસને મેમ્બર થવામાં નાનાઓના મત એકઠા કરવા પડે છે, અને તેમની મરજીને અનુસરતી સમજમાં મત આપવો પડે છે, જેથી મોટાને

**ફાયદા.**

કાંઇક નાનાપણું લેવું પડે છે; અને નાનાને મત આપવાનો અધિકાર મળવાથી કાંઇક મોટપણુ મળે છે. સરકારી અમલદારોને સરકારી વખતમાં સરકારી કામ ભેગાં એવાં કામો આગળ કરવાં પડતાં તેથી તેમનો હાલ વખત બચે છે કે જેથી સરકારી કામ તેઓ વધારે સારી રીતે કરે છે. રૈયતમાં રાજ્ય પ્રકરણી બાબતોનું જ્ઞાન વધતું જાય છે. જેથી ભવિષ્યમાં ઈંગ્લાંડની માફક પાર્લામેન્ટ સભા આ દેશમાં સ્થાપન કરી શકાય, અને જ્યારે તેવી સભાના મતથી કાયદા બાંધશે ને રાજ્યકારભાર ચાલશે ત્યારેજ આ દેશના લેકો સુખી થશે, અને અંગ્રેજોના વાસ્તવિક ગુણ ગાશે.

---

## માબાપની આજ્ઞા માનવા વિષે.

માબાપે જન્મ આપ્યો ત્યારથી આપણે વાસ્તે અનેક કષ્ટ વેઠયાં છે, જન્મ્યા ત્યારે ખાતાંપીતાં નહોતું આવડતું માટે તે કાળે માએ કષ્ટ વેઠી પોતાના થાનમાંથી દુધ પાઇ આપણને ઉછેર્યા અને મોટા બે ત્રણ વર્ષના થયા પછી ખાતાંપીતાં શીખવ્યું; માએ પોતે ભીનામાં સુઇને આપણને સુકામાં સુવાડયા, ચાલતાં નહોતું આવડતું તે શીખવ્યું. માંદા પડીએ માટે તે સ્વાદિષ્ટ ભોજન તજતી—ગોળ, આમલી, હીંગ, તેલ ઇત્યાદીની તે ચરી પાળતી, અને માંદા ન પડીએ માટે ગળપણ છોડી કડવાં ઓસડ પીતી. માબાપે બોલતાં શીખવ્યું. ભણાવ્યા, ને ઉછેરી મોટા કર્યા. ગમે તેવો ખરાબ છોકરો હોય પણ મા કદી ભુંડું ઇચ્છતી નથી—કહેવત છે કે ' છોરૂ કછોરૂ થાય પણ માતા કમાતા ન થાય.

મા બાપે આપણા પર શું ઉપકાર કર્યો છે?

પણ અરે છોરૂ એ કછોરૂ થવું એ શું વાજબી છે? જે માતાએ અનેક કષ્ટ વેઠયાં, તે મા પ્રત્યે લુણહરામી થનાર પાપીનો કયાં છુટકો થશે? માબાપની આજ્ઞા માનવી એમાં છોકરાં કાંઇ પણ વિશેષ કરતાં નથી, માબાપે જન્મ આપી, રળતા કર્યા, આપણે વાસ્તે અનેક મુશ્કેલી વેઠી છે, અને અપરિમિત સુખ આપ્યું છે. તેનો બદલો ફક્ત પૂરેપૂરો આપી શકતા નથી.

**મા બાપની આજ્ઞા માનવી એ ઉત્તમ ધર્મ બજાવ્યો જાણવો.**

કાશી પ્રયાગ જગન્નાથ, હરદ્વાર, મક્કા ગમે તે સ્થળની જાત્રા કરવી તે કરતાં માબાપની સેવા કરવી એ ઘેર બેઠાં મોટામાં મોટી ઉત્તમ જાત્રા છે, ઉપલી જાત્રાઓમાં અટણ કરવું પડે, પૈસા ખરચવા પડે, પણ માબાપની સેવારૂપી જાત્રામાં તે કરવું પડતું નથી. દુનીયાના તમામ ધર્મોમાં માબાપની આજ્ઞા પાળવા વિષે ઠામ ઠામ કહેલું છે. વળી મોટામાં મોટું પુણ્ય એજ છે, શ્રવણની પિતૃભક્તિનો દાખલો આપણા પ્રાચીન પુરાણોમાં પ્રસિદ્ધ છે. તેના જેવી માબાપની ભક્તિ સર્વ કોઇએ ઉઠાવવી જોઇએ, તેનાં માબાપ આંધળાં હતાં છતાં તેમની આજ્ઞા તે કોઈ દિવસ લોપતો નહિ, એટલુંજ નહિ પણ ભરતખંડમાંના ૬૮ તીર્થોની તેમને જાત્રા કરાવી.

**માબાપની આજ્ઞા ઉલ્લંઘન.**

માબાપના આટલા બધા ગુણો ન વિચારતાં જે માણુસ પોતાનાં માબાપની સામાં થાય છે. ને તેમને ઘડપણની વેળાએ દુઃખ દે છે, તેની કેવી મૂર્ખાઈ, કેટલી નિર્દયતા ને શી રીતની કૃતઘ્નતા જાણવી. અરે

કરનાર પાપી સમજવો.

પ્રભુ એવા પાપીઓ પ્રાણીરૂપે જન્મવા કરતાં છત્થર બન્યાં હોત તો ઠીક હતું. કે લુગડાં ધોવાના કામમાં આવત; અને બીજાઓને બગાડવાનું એક માઠું દૃષ્ટાંત દુર થાત. કેળવાયલા માણસોએ માબાપ પ્રત્યે વધારે ભક્તિવાન થવું જોઇએ.

મોટી વયના માણસોએ માબાપની આજ્ઞા પાળવી.

મોટી ઉમ્મરના માણસોએ પણ માબાપની આજ્ઞા માનવી, કે જેથી પોતપોતાનો રૂડો ધર્મ બજાવ્યો કહેવાય ને છોકરાં તેમનું દૃષ્ટાંત લઇ શીખે. કે પાછલી અવસ્થામાં કોઇ દુઃખી ન થાય. જે ધર્મમાં ભંગ પડાવે એવી આજ્ઞા હોય. તે કદાપિ ન પાળવી પણ તેમનું માન તો સદાજ રાખવું. અને તેમની સાથે હેત પ્રીતથી વર્તવું, માબાપનો ઉપકાર કાદ પણ વાળી શકાય એવો નથી, તેમની આજ્ઞાઓ સદા હિત બુદ્ધીથીજ ઉત્પન્ન થાય છે. માટે તેમની આજ્ઞા પાળવી ને સેવા કરવી એ પુત્ર પુત્રોનો મુખ્ય ધર્મ છે.

---

## ન્યાતવરો.

એ ચાલ કઇ ન્યાતમાં કયે પ્રસંગે છે.

સારા માઠા પ્રસંગે ન્યાતવરાનો રિવાજ ઘણી જ્ઞાતિઓમાં છે. હિંદુઓમાં લગ્ન, શ્રીમંત (અઘરણી), ઉપનયન (જનોઇ), મુંડન વગેરે પ્રસંગપર, તેમજ મરનારની પાછળ દશ દિવસ પછી ચાર પાંચ દિવસ લાગલગટ, તેમજ મરી ગયાને મહિનો છ મહિના વર્ષ થાય ત્યારે, તથા તેની મરણ તિથિનો દિવસ

દર વર્ષે આવે ત્યારે તેમજ તેના શ્રાદ્ધને દિવસે. પારસીઓનાં ડોસલાં ધંભાર વગેરે પ્રસંગે ને મુસલમાનોના મરનારના ૪૦ માને દિવસે પોતાનાં સગાં વહાલાં, ન્યાતીલાને પોતાને ઘેર તેડી જમાડવાનો રિવાજ છે.

એ ચાલની ઉત્પતિ ને વધી પડેલા જુલમ.

ઘણી કોમોમાં એ રિવાજ દાખલ છે. ત્યારે એનો મૂળ આધાર કાંઇક હોવો જોઇએ; હિન્દુઓના ધર્મ શાસ્ત્રમાં મરનારની ઉત્તર ક્રિયા કરવાનું લખેલું છે ઉત્તર ક્રિયામાં બ્રાહ્મણ ભોજન કરવા જણાવ્યું છે. બ્રાહ્મણ ભોજનને બદલે જ્ઞાતિભોજન-હાલનો ન્યાતવરો થયો હોય એમ દેખાય છે; તેવો કાંઇક આધાર પારસી, મુસલમાન ધર્મપુસ્તકોમાં હશે; અગર ઘણા હિંદુઓની સોબતમાં આવવાથી દેખાદેખી દાખલ કર્યું હશે. મરનાર આ ફાની દુનીયાનો ત્યાગ કરી ચાલ્યો ગયો ને કશું જોડે ન લઇ ગયો. માટે તેની પાછળ તેના નામની ખાતર કાંઇ દાન ખેરાત તેના અનુયાયીઓએ કરવું જોઇએ, તેથી મરણ પાછળ ન્યાતવરાનો રિવાજ નીકળ્યો હશે, તે પ્રસંગે આવેલાં સગાંવહાલાંને તથા જ્ઞાતિલાઓને જમણ આપવું એ વચારથી ન્યાતવરાનો રિવાજ નીકળ્યો હશે, ઘણીખરી જ્ઞાતિમાં મળતે અમળતે શ્રીમંતનું દેખાદેખી નાતો કરવાનું બંધન થઇ ગયું છે "લોકો કહે છે કે ઘરના દાણા વેચ, પણ બાપનું બારમું કર; ટંકો મળશે પણ તક મળવાની નથી. વગેરે કહી મરનારના વારસોને ફરજ પાડે છે. ધર્મ શાસ્ત્રના રચનાર મહા સમર્થ જ્ઞાતિઓ થઇ ગયા, એટલે તેમને ધર્મની ક્રિયા પોતપોતતાની સ્થિતી પ્રમાણેજ કરવાની રાખી છે, પણ ન્યાતવરો તો

કરજ કરીને કે ઘર વેચીને કરવો પડે, એ રિવાજ જુલમી ત્રાસદા-યક ને ખેદકારક છે.

ન્યાત વરાનો ફાયદો માત્ર એક છે તે એ કે જમનારાઓને એક વખતનું મિષ્ટાન્ન મળે છે. ગેરફાયદા અનેક છે. કહે,

ફાયદા ગેરફાયદા. વત છે કે, વરા પાછળ વૈદ જાગે, કેમકે મિષ્ટાન્ન ખાઈ ખાઇને લોકો માંદા પડે, ને વૈદને ધડાકો પડે. કોલેરા, મરકી વગેરે ભયંકર રોગો ઉપરા ઉપરી ન્યાતવરા કરવાથી ફાટી નાકળે છે કે વધી જાય છે તે, બીજું નુકસાન હાલના વખતમાં ધંધા રોજગાર કમી થઇ ગયા છે, પ્રજા અનેક કારણોથી નાણાં સંબધી બાબતમાં ખુવાર થઇ જાય છે, પરાકાષ્ટે પોતાનો ગુજારો ( દિનકટિ ) કરે છે, તેવા વખતમાં એ બોજો સહેવો એ મોટામાં મોટું ત્રીજું નુકસાન, કરજ થાય એ ચોથું નુકસાન, કરજ વધી પડવાથી થોડી ઘણી મિલકત હોય તે શાહુકાર તાણી જાય એ પાંચમું નુકસાન, વિદ્યા ભણવાનો, કપડાંનો, વગેરેનો જરૂરી ખર્ચ ન થાય એ છઠ્ઠું નુકસાન, મોંઘવારીના વખતમાં હવે એ ફાવે એમ નથી. શ્રીમંતોને તો પોતાની પુંજી વાપરવાના ઘણા રસ્તા છે, યુરોપ, અમેરિકાનાં હુન્નરકળાનાં કારખાનાં પોતાના ભંડોળથી કાઢે એટલે ઘટી ગએલો રોજગાર દેશમાં પાછો ચાલુ થાય, તો એક વેળાના ભોજનને બદલે ઘણા કાળનો ઘણાને સંગીન સુખનો ફાયદો થાય, શ્રીમંતોનું દેખાદેખી તણાઈ ગરીબોને વરા કરવા, પડે છે, જેથી તેમનાં છોકરાં પાછળથી દરરોજ અન્ન વગર ટળવળે છે, તેમજ ગરીબ થઇ જવાથી વિદ્યા ભણાતી નથી. સારો રોજગાર શીખાય નહિ, ને ગરીબના ગરીબ રહેવું પડે, એ કેટલું છે ! તેનો વિચાર

કરવો જોઇએ; મરનાર, વખતે તેના આખા કુટુંબમાં એકજ રળનાર હોય. તેવાનું તેની ભરજુવાનીમાં મરણ થાય છે કે જેથી તેના કુટુંબને કારી ઘા વાગે તેનાં છોકરાંને રોજનાં ઉદર પોષણનાં ફાંફાં તેવા વખતમાં તેની મિલકત વેચાવી તેનાં બારણામાં ખોડે માથે બેસી મિષ્ટાન્નની ઉજાણી જમવી એ શું જમનારને થોડું શરમ ભરેલું તથા નીચું જોવાડનારૂં છે ! મરનારના જીવને લઇ જનાર જમના દુતો કરતાં તેનાં જીવતાં છોકરાંના જીવ લેનારા આ જમનારા ઘાતકી જમે દુતજ જાણવા.

**ઉપસંહાર ને બોધ.** માણસની સ્થિતિ દિન પર દિન દેશમાં કમાઇ ઘટવાથી નબળી થતી જાય છે, અને વસ્તી પ્રમાણમાં વધતી જાય છે. તેવા બારિક વખતમાં ન્યાતવરા કરવા ને કરાવ્યા જવા. એ ડાહ્યા માણસોએ વિચારવાનું છે. બચ્ચાંને પુરતાં કપડાંને રોજનો ખોરાક મોંઘવારીના વખતમાં પુરોજ પાડવો જોઇએ ને જેમ બને તેમ સારી કેળવણી આપવીજ જોઇએ, સબબ દરેક ન્યાતમાં સમજુ માણસોએ ભેગા થઇ ન્યાતિનાં બીજાં માણસોને સમજાવી ન્યાતવરાનો વધી પડેલો બોજારૂપ રિવાજ કમી કરવો જોઇએ.

---

## દેશાટણ ( મુસાફરી. )

### શબ્દ વ્યુપત્તિ ને વ્યાખ્યા.

દેશાટણ (સં)-(દેશ+અટણ-ફરવું)-દેશેદેશ ફરવું તે; મુસાફરી એ ફા. શબ્દ છે. તેનો એજ અર્થ છે.

क દેશાટણથી માણસના જીવને આનંદ રહે છે, "જીવ્યા કરતાં જોયું ભલું" એ ઇચ્છા સ્વાભાવિક છે.

**દેશાટનના ફાયદા**

ख. માણસમાં હુશિઆરી ને જ્ઞાન એથી વધે છે, ઘાટ ઘાટનાં પાણી પીવાથી ને જાત જાતના વિચિત્ર ચહેરા ને વર્ણકના માણસોના સંજોગમાં આવવાથી ને સહવાસમાં રહેવાથી મુસાફરી કરનાર માણસમાં હુશિઆરી ને જ્ઞાન વધે એ સ્પષ્ટ છે.

ग. વેપાર રોજગારમાં ફાયદો થાય છે. પોતાના દેશમાં બીજા જે દેશની ચીજ ખપતી હોય તે દેશ, અને પોતાને ત્યાં બનેલી જે ચીજ બીજા દેશમાં ખપતી હોય તે દેશ, એ ઉભય દેશમાં મુસાફરી કરી વેપારી જોડે રૂબરૂ મળવું થાય ને માંહોમાંહેની વાતચીત વગેરેથી એક બીજાપર ભરોસો બેસે, એટલે આડત બંધાય એ સ્વભાવિક છે.

घ. કારીગરી વધે છે, સેંકડો પરદેશી ચીજો આપણા દેશમાં વપરાતી જોવામાં આવે છે, પણ તે અહીં શી રીતે બને તે તો ત્યાં જણાય. પોતાના દેશમાં કોઇ ચીજ બનતી હોય, ને તેવી ચીજ પરદેશમાં બનતી જોવામાં આવે એટલે તે બન્નેનો મુકાબલો કરવાથી પોતાની ખોડખાંપણ હોય તે દુર કરી પોતાના હુન્નરમાં સુધારો વધારો કરી ઝટ બીજાથી ચઢિઆતી બનાવી શકાય.

ङ. શાળાને પાઠશાળામાં લીધેલી કેળવણી દેશાટન કરવાથી પરિપુર્ણ થાય છે. દેશાટણ કરીએ ત્યારેજ ભણ્યા સાથે ગણ્યા કહેવાય. ઇતિહાસ ભૂગોળમાં લડાઇ કે જાત્રા વગેરે સ્થળમાં નામ વાંચ્યાં હોય

તે ત્યાં જઇ નજરેનજર જોવાથી આબેહુબ ચિત્રવેધક ચિતરવાળાં પ્રત્યક્ષ દ્રષ્ટે થાય એટલે તે વિષેની કેળવણી પરિપૂર્ણ થઇ.

**દેશાટનની જરૂર.**

વિદ્વાન, વેપારી, કારીગર, ખેડુત, કે રાજનીતિજ્ઞ વગેરે હરકોઇ પુરુષને પોતાના ધંધામાં આબાદ થવા દેશાટણની જરૂર છે. દેશાટણથી શરીર સારૂં થાય છે. હુશિઆરી વધે છે, વેપાર રોજગાર થાય છે; રાજકારભારમાં પાવરધા બનાય છે, માટે તે કરવી આવશ્યક છે. મુસાફરીથીજ યુરોપખંડના લોકોએ પૃથ્વીના જુદાજુદા દેશોનો વેપાર ને તેઓમાંનાં ઘણાંખરા રાજ્ય પોતાને હાથ કરી લીધાં છે ને સરસાઇ મેળવી છે.

**બોધ.**

આપણા દેશમાં પરદેશ જવાથી વટલાય એવો વ્હેમ પેસી ગયો છે. પણ ધર્મ કોઇ સ્થળે પોતાની જાતે રાખવાનો છે. યુરોપખંડની તેમાં વિશેષ કરીને ઇગ્લાંડની મુસાફરી કરવાની ખરી જરૂર આપણા દેશીઓને વાસ્તવિક રીતે હાલમાં છે, માટે ત્યાં જનારની સંખ્યા દિનપરદિન વધવી જોઇએ.

---

## ઇગ્લાંડની મુસાફરી.

મુસાફરો કરવાથી ઘણા ફાયદા છે. પરદેશના લોક તેમની ભાષા ને રિવાજ, તેમની રીતભાત, તેમનો પોશાક ને **મુસાફરીના સા-** ધર્મ વગેરે અનેકબાબતોથી માહિતગાર થવાય છે.

**માન્ય ફાયદા.** બધા દેશ કરતાં ઈંગ્લાંડની મુસાફરી હાલ આપણને વધારે ફાયદા ભરેલી છે.

**ક.** યુરોપખંડ હાલ વિદ્યા, કળા વેપાર, ને રાજપ્રકરણમાં ચડિઆતો છે. ઈંગ્લાંડ એ ખંડમાં આવેલો આપણા રાજ્યકર્ત્તાનો દેશ છે. માટે હાલની કાશીની જાત્રા ઈંગ્લાંડનેજ સમજવી. લોકો એવા દેશમાં ફરે તો બધી વાતે પાવરધા થાય, માટેજ ડાહ્યા ગુરૂઓએ જાત્રાનો મહિમા વધારેલો છે,

**ઈંગ્લાંડની મુસાફરી કરવાનાં કારણો ને ફાયદા.**

**ખ.** ઈંગ્લાંડની રાજ્ય વ્યવસ્થા એ હાલ ઉત્તમ રાજ્યનીતિ ભણવાની નિશાળ છે. પ્રજાના હક, સ્વતંત્રતા વગેરે ગુણો પ્રાપ્ત કરવાનું સ્થળ એજ દેશ છે.

**ગ.** એ આપણા રાજ્યકર્તાનો દેશ છે, ત્યાં ગયા વીના આપણે ઘટતી દાદને પહોંચી શકીએ નહિ. ચઢતામાં ચઢતી તમામ અપીલો ( ફરિઆદો ) ત્યાંની પ્રિવિકૌન્સિલમાં કે પાર્લામેન્ટ સભામાંજ કરી શકાય છે.

**ઘ.** વધારે સારો પગાર મેળવવાની નોકરીની લાયકાતનું સર્ટિફિકેટ ત્યાં જઇ પરીક્ષા આપી આવવાથીજ મળે છે. કલેકટર કે જડજનો માન ભરેલો હોદ્દો મેળવવો હોય તો ત્યાં જઇ સિવિલ સર્વિસની પરીક્ષામાં પાસ થઇ આવવું એટલે તે મળે છે. મોટા ઇન્જિનીઅર કે ડોકટર થવું હોય તો પણ ત્યાં જઈ પાસ થવું. એ રીતે હરકોઇ મોટા કામની મોટી પરીક્ષા ત્યાંજ લેવાય છે.

ટલાઇએ એવા ભોળા અભણ લોકો માને છે.

**પુર્વપક્ષ અને તેનું સમાધાન.**

પણ એ વાત ખોટી છે. સૌને પોતપોતાનો ધર્મ પાળવાની ત્યાંના કાયદામાં સંપૂર્ણ છૂટ છે. ત્યાંની હવાને લીધે દારૂ માંસ પીવાં ખાવાં પડે એ વાત તદ્દન ખોટી છે. માંસાહારને વર્જ્ય કરી ફક્ત વનસ્પતિના ખોરાકપર ઉંચી કોમના હિંદુઓની માફક રહેનાર મંડળીના માણસો ત્યાં સુખે રહી શકે છે.

અટક ઓળંગવાનો આપણામાં અટકાવ છે; પણ તેનું ખંડન ઘણીવાર થઇ ગએલું છે પ્રાચીનકાળમાં તેવું બંધન નહોતું વચલા વખતમાં આસપાસનાં જુલમી મુસલમાની રાજ્યો થવાથી એવો ધારો નીકળ્યો, પણ હવે તેવી હરકત ન હોવાથી તે પ્રતિબંધ આપોઆપજ રદ થાય છે. ઘણા લોકો ઇંગ્લાંડ જઇ આવ્યા છે, ને જાય છે, અને એ પ્રવાહ, એમનું રાજ્ય આપણાપર છે ત્યાં સુધી, કદી બંધ પડવાનો નથી.

**ઉપસંહાર તથા બોધ.**

ઇંગ્લાંડ ગયા વગર આપણા દેશની ઉન્નતિ થવાની નથી. ત્યાં ગયા વગર હુન્નર, કળા, વેપાર રોજગાર ને રાજ્યતંત્રથી વાકેફગાર થવાના નથી, માટે ઇંગ્લાંડ જનારની સંખ્યા દિનપરદિન વધવી જોઇએ. અને ત્યાં જઇ આવનારને તન, મન ને ધનથી ઉત્તેજન તથા સહાયતા આપવી એ સઘળા દેશાભિમાની પુરૂષોનો એક ફરજ છે.

---

# ઘરેણાં ઘાલવા વિષે.

હિંદુ લોકમાં ઘરેણાં પહેરવાનો વધારે ચાલ છે. મરદો કરતાં સ્ત્રી અને છોકરાંને ઘણાં ઘરેણાં પહેરવાનો રિવાજ છે. માબાપ ઘણી વખત છોકરાંને ઘરેણાં પહેરાવી ખોટા લાડ કરી તેમના પરનું પોતાનું હેત બતાવે છે. કેટલાંક માબાપ પોતાનું કુળ ઊંચું કહેવડાવવાને; અગર પોતે પૈસાદાર છે, એવી ખોટી મોટાઈ બતાવવાને ઘરેણાં પહેરાવે છે. કેટલાંક બૈરાં રૂપ ને શોભા વધે છે, એમ સમજી ઘરેણાં પહેરે છે, ને પોતાનાં બચ્ચાંને પહેરાવે છે.

**ઘરેણાં પહેરવાનો ચાલ**

અ. ઘરેણાં પહેરવાથી રૂપ કે શોભા વધતી નથી, પરમેશ્વરના મરજી ઘરેણાં પહેરાવી રૂપ કે શોભા વધારવાની હોત તો, તે સ્વયંભુ જન્મથીજ શરીરને એવાં લટકણીઓ વળગાડી મુક્ત. ઘરેણાં પહેરવાથી રૂપ વધવાને બદલે ઉલટું ઘટે છે, પરમેશ્વરે કુદરતી રીતે નાક, કાન વગેરે જે અવયવો સલામત આપ્યા હોય, તે કોચાઈ જાય છે, પગે, કેડે મેલ ચોટે છે, ને કાળા ડાઘ પડી રહે છે; રૂપ વધારવાનો ખરો રસ્તો એ છે કે ચોળીને નહાવું, અને સ્વચ્છ કપડાં પહેરવાં. વાળ ઓળવા વગેરે, અનેક રીતે સૌન્દર્યતા પ્રાપ્ત કરી શકાય છે ઘરેણાં પહેરેલાં હોય, ને ચોટલો ન ગુંથેલો હોય તો લોકો બબડે, સુઘડ ન રહે તો મેલના પોપડા બાઝે ને શરીર દુર્ગંધ મારે, ત્યારે રૂપ વધે કે ઘટે તેનો વાંચનારે વિચાર કરી લેવો.

**ઘરેણાં પહેરવાથી થતાં નુકશાન.**

ब. ઘરેણામાં પૈસા રોકવાથી તેટલી દોલત વેપાર ધંધામાં ઓછી વપરાય છે, તેથી દેશનું દ્રવ્ય વધવામાં એકંદરે એથી નુકસાન છે. વળી જેટલા પૈસા ઘરેણાં ઘડાવવામાં ખરચ્યા હોય. તેટલા પૈસા તે વેચતાં ન ઉપજે ને ઉલટી ખોટ આવે છે; ને વ્યાજ તેટલી મુદતનું ગયું તે બીજી ખોટ.

क. ઘરેણામાં પૈસા રોકી સારાં કપડાં લોકો છોકરાને પહેરાવતાં નથી તે બહુ ખોટું ને નિંદાયુક્ત, તેમ બાળકના શરીરને હાનિકર્તા છે, ગળામાં કંઠી, કેડમાં કંદોરો, ને તે ઉપરાંત હાથ, પગ, કાન, નાક ઇત્યાદિ શરીરના બીજા અવયવોપર ઘરેણાં લટકાવેલાં હોય, અને કપડાં ફાટેલાં કે મેલાં હોય, ત્યારે તેવો બનાવ જોઇને સારા વિચારના માણસને તે તરફ ધિક્કારવું ને હસવું આવ્યા વિના રહેજ નહિ. મતલબ એ એથી ઘરેણા પહેરાવનાર માબાપનું મુર્ખત્વ જણાય છે.

ड. ઘરેણાં ઘાલવા માટે નાક કાન વગેરે કોચાવે છે, તે વખતે બાળક રડે છે. અને તે પાકે ત્યારે સણકા નાંખે છે, ને ઘણાક દિવસ તે પાડા પહોંચે છે, કોઇ વખત ઘરેણાં પહેરેલાં જોઇ લુચ્ચા કે હરામખોરની દાનત બગડે છે, ને તેથી તેવાઓને હાથે બાળકોનાં ખૂન થતાં ઘણી વખત સાંભળીએ છીએ; છોકરાં બહાર રમતાં હોય ત્યાંથી કે નિશાળે જતાં રસ્તામાંથી ભમાવી ઊંચકી જઈ એકાંતમાં લઇ જઈ ઘરેણાંની ખાતર તેનો પ્રાણ લે છે. ઘરેણાંના જોખમથી પુખ્ત ઉમરનાં માણસોને પણ મુસાફરીમાં ધાસ્તી રહે છે.

इ. ઘરેણાં પહેરાવવા કરતાં છોકરાંને સારાં કપડાં પહેરાવવામાં તથા પુષ્ટિકારક ખોરાક ખવરાવવામાંજ પોતાની દોલત વાપરવી, કે

જેથી શરીર નિરોગી ને અલમસ્ત બનવાથી મોટી ઉમરે પોતાનો ધંધો સુખે કરી શકે; વળી ઘરેણાં પહેરાવી બહારની ટાપટીપથી જુઠી મોટાઇ મેળવવા કે તેમનું રૂપ તથા શોભા વધારવાનાં ફાંફાં મારવા કરતાં તેમના કોમળ હૃદય સુધરે, એવી જરૂર ને ઊંચી કેળવણી આપવાના રૂડા કાર્યમાંજ પોતાની દોલત વાપરવી એ વાસ્તવિક છે.

ટુંકમાં સાર ને બોધ.

ઘરેણાં ઘાલવાથી રૂપ કે શોભા વધતાં નથી, દ્રવ્ય ઘટે છે. શરીર જોખમમાં પડે છે, વગેરે અનેક ગેરફાયદા છે. માટે એ જંગલી અને ખોટી રીતે મોટાઇ બતાવવાનો રિવાજ બંધ પાડી તેને બદલે છોકરાંને કેળવણી આપવામાં, પુષ્ટિકારક ખોરાક ખવડાવવામાં ને સ્વચ્છ તથા નહિ ફાટેલાં કપડાં પહેરાવવામાંજ પોતપોતાની શકિત પ્રમાણે દ્રવ્યનો ઉપયોગ કરવો એ દરેક સમજુની ફરજ છે.



## જ્ઞાતિભેદ.

જ્ઞા. શબ્દ વ્યુત્પત્તિ ને વ્યાખ્યા.

જ્ઞાતિભેદ (જ્ઞા-જાણવું+તિ-પણું+ભેદ-ફેરફાર) જાણવાથી થતો ફેરફાર, માણસમાં વિદ્યા, જ્ઞાન, દોલત આચાર, વિચાર, વગેરેમાં જે પ્રમાણે ફેરફાર હોય, તે પ્રમાણે તેની જ્ઞાતિ કહેવાય.

હિંદુઓની મુળ જ્ઞાતિ

जन्मना जायते शुद्र. संस्काराद्द्विजउच्यते ।
वेदाभ्यासाद्भवेद्विप्रो ब्रह्मजानातिब्राह्मणः ॥

અર્થ—જન્મે ત્યારે બધાં એકજ જાતિમાં એટલે શુદ્ર હોય.

જનોઇ વગેરેનો સંસ્કાર થાય, ત્યારે તે દ્વિજ એટલે બેવાર જન્મેલો કહેવાય કેમકે ત્યારથી તેને ધર્મ, નીતિ આચાર વગેરે જ્ઞાનો ઉપદેશ કરવા માંડે. વેદનો અભ્યાસ કરે ત્યારે વિપ્ર કહેવાય, અને બ્રહ્મ ઓળખે ત્યારેજ બ્રાહ્મણ જાણવો. પાછળથી કર્મ એટલે ધંધા પ્રમાણે જ્ઞાતિ ઓળખાવા માંડી; ભણાવવાનું કાર્ય કરનારા તે બ્રાહ્મણ, લડાઇ રાજવટું વગેરે શૌર્ય દાખવવાનું કાર્ય કરનારા તે ક્ષત્રી, ખેતી વેપાર વગેરે ધંધો કરનારા તે વૈશ્ય, અને ઉપલી ત્રણે વર્ણોનું દાસત્વ કરનાર તે શૂદ્ર. મૂળ એક જ્ઞાતિ તેની ચાર જ્ઞાતિ વિદ્યા સંસ્કાર જ્ઞાનથી મૂળમાં, અને પાછળથી ધંધા પરત્વે પડી. વિલાયત જેવા દેશમાં બધા ક્રિશ્ચિયનોની એકજ જ્ઞાતિ. તેમજ હિંદુઓમાં રહ્યું નથી; જુદી જુદી જ્ઞાતિમાં જે નવી પ્રજા ઉત્પન્ન થાય તેની તે જ્ઞાતિમાં તેના મરણ સુધી બદલાતી નથી.

**હાલ મનાતો જ્ઞાતિ ભેદ.**

ચાર જ્ઞાતિમાંથી હાલ સેંકડો જ્ઞાતિ થઇ છે, દેશમાં જુદા જુદા ભાગોમાં વસવાથી, આચાર વિચારમાં ફેર પડવાથી, ને ધંધો કરનારા જુદા જુદા વર્ગ વધતા જવાથી ભિન્ન ભિન્ન જ્ઞાતિ ઉત્પન્ન થઇ છે. એક બીજાનો સ્પર્શ થવાથી અભડાય, એવો વ્હેમ મુસલમાનોના આવ્યા પછી સજ્જડ ચોંટતો ગયો, જ્ઞાતિભેદ મનુષ્યે મનુષ્યે રાખ્યો, છતાં ઇશ્વરે ઉત્પન્ન કર્યો, એવો ભૂલ ભરેલો વિચાર ફસતો ગયો; પણ શૂદ્ર ને બ્રાહ્મણ વચ્ચે જન્મ વખતે પ્રભુએ ભેદ રાખ્યો નથી, માટે લોકોમાં મનાતો જ્ઞાતિભેદ વાસ્તવિક નથી એમ સ્પષ્ટ સમજાય છે.

જ. આખા દેશમાં ઐક્ય થતાં વિલંબ લાગે છે. દરેક માણસ

**જ્ઞાતિ ભેદથી થતાં નુકસાન.** પોતપોતાની જ્ઞાતિના નાના મંડળથી ઝીણી ઝીણી વાતો જાણે. પરંતુ આખા દેશના સામાન્ય હિતના મોટા વિચારોનું જ્ઞાન થતું નથી દેશમાં ઐક્ય નહિ, એટલે આખા દેશમાં રાજ્ય કારભાર વગેરેની એકત્ર બાબતમાં માણસ સમજે નહિ.

ब. વેપાર રોજગાર ચલાવવાને હરકત પડે. ખાધા પીવાથી વટલાય, એવા વ્હેમને લીધે અને બીજી જ્ઞાતિઓના રિવાજની અજ્ઞાનતાને લીધે માણસ પરદેશ જતાં હંમેશાં આંચકો ખાય છે, અને તેમ બને એટલે પરદેશ જોડેનો વેપાર બીજાઓની મારફત ન ચલાવી શકાય એ ખુલ્લું છે.

क. માણસની બુદ્ધિ ટુંકી થઇ જાય છે.

ड. કેટલીક ટુંકી જ્ઞાતિમાં કન્યાની અછત હોવાથી તેમ કેટલીકમાં કન્યા વધારે હોવાથી કજોડાં કરવાં પડે છે. મતલબ કે એકંદરે વસ્તી વધારામાં એથી હાની છે.

**બોધ.** નાની નાની જ્ઞાતિઓ તેમની મોટી જ્ઞાતિમાં ભળી જવી જોઇએ, અને તેમ કરતાં અસલની પાછી ચાર જ્ઞાતિ થવી જોઇએ. અને તે પણ ધંધાના વિભાગની થવાથી સઘળાં એક છીએ એવી ઉંચી સમજથી ઐક્ય આપો આપ પ્રગટ થશે, એ નિઃસંદેહ છે.

---

## અંગ્રેજ લોકની ચડતી વિષે.

જુના વખતમાં આપણો દેશ જ્યારે સુધરેલો ને પૈસાદાર હતો,

**અંગ્રેજ લોકની પ્રાચીન તથા અર્વાચીન સ્થિતિનો મુકાબલો.**

ત્યારે અંગ્રેજો જંગલી અવસ્થામાં નગ્ન ફરતા. ખેડુત-ની સ્થિતિનું પણ ભાન નહોતું; જંગલમાં ભટકી શિકારપર ને કંદમૂળપર નિર્વાહ ચલાવતા; વસ્ત્રમાં ઝાડની છાલ ને જનાવરનાં ચામડાં ઓઢતા; ઝાડની ડાળીઓમાં ઝુંપડાં જેવું બનાવી પડી રહેતા; હુન્નર કળાનું નામ નહોતા જાણતા. એ સઘળુ હવે ફેરવાઇ ગયું છે. હાલના અંગ્રેજો ભણેલા, ધનવાન, ખબરદાર, હુન્નરકળામાં ડાહ્યા છે. તેમની આગબોટો દરીઆમાં ને આગની ગાડીઓ જમીન પર સેંકડો માઇલ દોડી રહી છે, પોતાના દેશમાં રૂ નામનુંએ પાકતું નથી, છતાં કરોડો રૂપીઆનું કાપડ વણી પરદેશ મોકલે છે; પૃથ્વીના દૂરના બેટોમાં અને ભરતખંડ આસ્ટ્રેલિઆ જેવા વિશાળ મુલકોમાં પોતાની હાકેમી ચલાવે છે. ખરે; હાલના અંગ્રેજો શરીરે શુરા, ને પૈસે પુરા છે.

**કયા ગુણને લીધે અંગ્રેજો સુધર્યા.**

क. સુધારો કરવાની ઇચ્છા એ લોકોમાં ઘણી હોય છે. તેઓ કાંઇને કાંઈ શોધ કરતાજ રહે છે, આપણા દેશીઓમાં એ ગુણ બીલકુલ નથી, નવો સુધારો કરનારને તે દેશમાં ઉત્તેજન ને ઇનામ મળે છે, અને આ દેશમાં તેમ કરનારની હાંસી થાય છે; આ કારણથી આપણા દેશમાં કોઇ માણસ કાંઇ પણ સુધારો કરવાને ખંત રાખતા નથી.

ख. પૃચ્છકપણું એટલે પૂછ્યાં કરવાપણું એ લોકોમાં ઘણું હોય છે. જે કાંઈ નવી વસ્તુ જુએ કે; તે વિષે પૂછી પૂછીને તેનું આદિથી

અંત સુધીનું જ્ઞાન મેળવે છે. પ્રદર્શનો આશય, તેમાં જઇ નવી નવી વસ્તુઓ જોઈ તેનું જ્ઞાન મેળવી તેના મુકાબલામાં પોતાના દેશમાં તેનાથી ચઢતી બનાવી દેશ પરદેશ વેચે છે, અને એમ કરી વેપારના નવા કિસ્સા કાઢી ધનવાન બને છે, આપણે જડ વસ્તુ વાપરીએ ખરા પણ કેવી રીતે અને કોણ બનાવે છે. તે વિષે શોધ કરવાની બીલકુલ ઇચ્છા રાખતા નથી, એ આપણામાં મોટી ખામી છે.

ग. સ્વાભિમાન એટલે પોતાના બળ વડે વધવાની ઇચ્છા એ લોકોમાં ઘણી હોય છે. પરદેશી વસ્તુ વાપરવા કરતાં તેની પોતાની બનાવેલી વાપરવી એવો મમત ને તે પાર ઉતારવાની શક્તિને લીધે જ નવા નવા શોધો એ લોકોએ કર્યા છે. ને કરે છે, આપણા લોકોમાં એ ગુણ બિલકુલ નથી.

घ. દેશાભિમાન એટલે દેશનું અભિમાન, સમગ્ર દેશનું હિત ઇચ્છવું એ ગુણ પણ એ લોકમાં છે. ગુણને લીધેજ પોતાના દેશમાં હજારો વર્ષ થયાં પરદેશીને પેસવા ન દેતાં પોતે પોતાનું રાજ્ય ચલાવે છે. આપણામાં સેંકડો વર્ષ થયાં આ ગુણ જતો રહ્યો છે. માટે પરદેશીઓના વારંવારના હુમલાથી ને રાજ્યથી રીબાતા આવ્યા છીએ.

ङ. ઉદ્યોગ એ પણ એ લોકોમાં એક મોટો સદગુણ છે. અહીંના જુવાન ને ઈંગ્લાંડમાં ઘરડાંની ચાલ રસ્તે એક સરખી જણાય. ત્યાં સવારથી સાંજ સુધી નાના મોટા, ગરીબ, શ્રીમંત, ધંધાની દોડાદોડીમાં કે લાગુ પણામાંજ જણાય છે. કામ પુરૂં થાય, ત્યારેજ છોડે એવા ખંતીલા હોય છે. આપણા લોકો નવરા ફર્યા કરે

ને આરંભેલું કામ ઘણી વખત વચ્ચેથી છોડી દે એવા એ પરવા હીણુ છે.

ઘ. સાહસ, એટલે ભારે કામ ઉઠાવવાની બુદ્ધિ એમનામાં હોય છે. એ ગુણોને લીધેજ જોખમ વેઠી કંપનીઓ કાઢી દુર દેશાવરમાં રેલવે વગેરે કારખાનાં ધમધોકાર ચલાવે છે. આપણા લોકોમાં એકઠા મળી કામ કરવાની બુદ્ધિ નથી: અને જોગજોગે થોડા ઘણાં એકઠા મળી કોઇ નાનો સરખો વેપાર ચલાવે તો તેમાં પણ ફાવે તે શખ્સ બીજા ભાગીદારને રડાવી પોતે એકલા હાથે હોઇયા કરી જવાની દાનત રાખે, એટલે લાંબી મુદત તેવો વેપાર ન ટકે: અને તેવાં દ્રષ્ટાંતથી બીજાઓ મોટી કંપની ઉઠાવી ભારે કામ માથે લેવાના સાહસમાં અચકાય છે.

છ. ઉપરના સદ્‌ગુણો ઉપરાંત સંપ, આગ્રહ, સુધારાપણું વગેરે બીજા ઘણા સદ્‌ગુણો એમનામાં હોય છે.

બોધ. આપણા દેશીઓમાં જ્યાં સુધી અંગ્રેજોના જેવા ઉપરના સદ્‌ગુણો આવ્યા નથી, ત્યાં સુધી દેશ સુધરવાનો નથી; તેમના જેવા સુખી ને શ્રીમાન થવું હોય, ત્યારે તો તેમના એ ગુણો સંઘરવાજ; જ્યારે એ સદ્‌ગુણોવાળા માણસ આપણા દેશમાં ઘણા થશે, ત્યારે ભવિષ્યમાં આપણો દેશ આબાદ ને સુખી થશે.

---

# દેશી કારીગરી.

ઇતિહાસપરથી માલુમ પડે છે કે આપણો દેશ પ્રાચીન કાળમાં

**આ દેશની કારિગરી.**

વિદ્યાકળામાં પૃથ્વીના બીજા સઘળા દેશો કરતાં પ્રાચીનકાળમાં ચઢીઆતો હતો, વચલા વખતમાં પણ અહીંનો ઘણોક માલ ઇરાન, અરબસ્તાન થઇ તુર્કસ્તાન કે મિસરને રસ્તે યુરોપખંડમાં જતો ભાતભાતનાં રેશમી અને સુતરાઉ કાપડ વણતા, આજ પણ સુરતનું જરી કામ. અમદાવાદ, તથા નાગપુરના રેશમી ધોતીજોડા ઢાકા તરફની મલમલ અને બંગાળી દુપટ્ટા, કાસ્મીરની શાલ, પેંઠની પાઘડી વગેરે વખણાય છે. વિદ્યાકળામાં ભરપુર હોવાથી દેશ ધનઢ્ય છે, એમ સમજીનેજ સિકંદર, મહમદ, તૈમુર વગેરે પરદેશી લોભી રાજાઓ ચઢી આવ્યા હતા.

**હુન્નરની હાલની સ્થીતિ.**

પ્રાચીન હુન્નર ઘણો ખરો નાશ પામ્યો છે, ને તમામ જાતનો પરદેશી માલ હાલ આ દેશમાં વપરાય છે. સોય દીવાસળી ને ટાંકણી સરખી છેક નાની વસ્તુ માટે આપણે પરદેશ આધાર રાખવો પડે છે. કારીગરો પોતાના બાપદાદાનો ધંધો છોડી ખેતી વગેરે બીજા ધંધામાં પડતા જાય છે, અને દેશ હુન્નરકળાની બાબતમાં છેક પાયમાલ સ્થિતિએ આવી પહોંચ્યો છે.

## કારીગરી ઓછી થવાનાં કારણો.

એ ફેરફાર થવાનાં કારણો નીચે મુજબ છે.

अ. આપણામાં વિદ્યા કળા, હુન્નર, ને સુધારો બંધ પડયાં.

ब. આપણા દેશના કારીગરોમાં અજ્ઞાનતા. આળસ, અદેખાઇ

નિર્ધનતા વગેરે દુર્ગુણો વધી પડવાથી મૂળની વિદ્યા કળા ઓછી થઇ ગઇ.

क. યુરોપીઅન લોકોએ ઉદ્યોગ સહિત ચતુરાઇ વગેરે સદ્દગુણોથી પોતાની કારીગરીમાં ઘણો સુધારો કર્યો; વરાળયંત્ર શોધી કાઢયાં સંચાથી તૈયાર કરેલો માલ સોંઘો ને સારો થયો, એટલે તેના આગળ આપણા કારીગરોને હાથે તૈયાર થયેલો માલ મોંઘો ને સફાઇ બંધ ન જણાયો તેથી માલની ખરીદી ઓછી થઇ એટલે અહીં બનતો માલ બંધ પડયો.

## દેશમાં હુન્નર કળા વધવાના ઉપાય.

દેશનો બંધ પડેલો ઉદ્યોગ પાછો ચલાવવાના ઉપાય નીચે પ્રમાણે છે.

क. હુન્નરી વિદ્યાના ગ્રંથો આપણી ભાષામાં પ્રગટ કરાવવા, તેમજ હરેકોઇ વસ્તુ બનાવવાના પ્રયોગ સાથેનાં ભાષણો મોટા શહેરોને કસ્બાઓમાં કારીગરોને ભેગા કરી તેમના રૂબરૂ કરવાં.

ख. યુરોપ ને અમેરીકામાં કેટલાકને આશ્રય આપી હુન્નર શીખવા મોકલવા. તેઓ શીખી આવી આ દેશમાં પાછા આવે ત્યારે શાળા કાઢી બીજાને શીખવે એવી ગોઠવણ કરવી.

ग. શ્રીમંતોએ કેટલાંક કારખાનાં ઉઘાડવાં હાલમાં કપાસ લોઢવાના ઉતરાઉ કાપડ વણવાના છાપવાના, દળવાના વગેરે કેટલાક સંચા નીકળ્યા છે, તેમ રેશમ તથા ઉનનું કાપડ વણવાના, કાગળ બનાવવાના, લોઢાનો સામાન બનાવવાના, દીવાસળી બનાવવાના વગેરે સંચા લાવી તેવાં કારખાનાં કાઢવાં.

ઘ. પરદેશી માલ બહારની શોભામાંજ ચડે છે, ટકાઉપણામાં આપણા દેશી માલ બરોબરી તે કરી શકે નહિ એવી ખરી હકીકતો આપી પરદેશી માલ ઉપરનો મોહ ઓછો કરાવવો.

ટુંકામાં એજ છે કે દેશના કારીગરોની સ્થિતિ સુધારવાની જરૂર છે. રૂ, રેશમ, ઉન ને શણ વગેરે પદાર્થો અહીંથીજ યુરોપમાં જાય છે, અને તેનુ કાપડ વણાઈ આપણે ત્યાં આવે છે; માટે તેવી ચીજો વાપરવા લાયક અહીંજ થવા પામે તો ઘણા માણસોને રોજી મળે અને દેશના દ્રવ્યમાં વધારો થાય; સબબ ઉપરના ઉપાયો કામે લગાડવા મંડી પડવું. એ આ સમે સઘળા દેશીઓને એક મોટી ફરજ છે.

**બોધ.**

---

આગળ કહેવામાં આવ્યું છે કે નિબંધમાં ત્રણ રૂપ છે. વર્ણન કથન, અને વિવેચન રૂપ–સ્થળ, ઝાડ તથા પ્રાણીના વિષયો, વર્ણનરૂપ નિબંધ છે, માટે આરંભમાં તે આપ્યા છે, ઋતુ વગેરેના કુદરતી દેખાવો, તેમજ હુન્નરી ચીજો, હુન્નરી કારખાનાં કથનરૂપ નિબંધનાંજ વિષયો છે, માટે તેના નમુના આગળ આપી ગયા. કથન એટલે વાર્તારૂપ નિબંધમાં જે વિષયનો નિબંધ લખીએ તે સંબંધી આગલી પાછલી તવારીખ લખવી જોઇએ, તે હમે 'છાપવાનો હુન્નર' વગેરેના નમુના આપ્યા છે. બનાવની હકીકતના નિબંધ પણ કથન તથા વર્ણન એ બંને રૂપે કાંઇક મિશ્ર નિબંધ છે, માટે હરકોઇ સ્થળે રેલ આવી હોય, મોટી આગ

લાગી હોય, દુકાળ પડયો હોય, કે કાંઇ હુલ્લડ વગેરે થયું હોય, તે વિષયના નિબંધ તે ઢબે લખી શકાય; માટે દૃષ્ટાંત રૂપ થઈ મુંબઇના છેલ્લા હુલ્લડ વિષેનો નિબંધ તે ઢબે આપ્યો. વિવેચનરૂપ નિબંધમાં જે વિષયનો નિબંધ લખીએ તે બાબતના ફાયદા ગેરફાયદા વગેરે લખી શકાય, એ નિબંધો લખવા કઠણ છે. માટે છેવટના ભાગમાં એના નમુના આપ્યા છે. હરકોઈ વિષય અમુક એકજરૂપે લખી ન શકતાં બીજાં રૂપની છાયા તેમાં અવેજ; માટે દેશી કારીગરી, અંગ્રેજોની ચઢતી, જ્ઞાતિભેદ ઘરેણાં પાલવાનો ચાલ, દેશાટણ, ન્યાતવરો. માબાપની આજ્ઞા માનવી, સ્થાનિક સ્વરાજ્ય, નહેરો વગેરે નિબંધોમાં કાંઇક વર્ણન, કથન, તેમ વિવેચન રૂપ સુદ્ધાં થોડું થોડું લખાણ છે; મતલબ એ કે, નિબંધમાં વિષય પરત્વે ભિન્ન ભિન્ન પેરાં પાડી વિસ્તાર થઇ શકે, રૂપનો મેળ ન રહે.

વિવેચન રૂપ નિબંધનાં પેરાં પાડવાની સામાન્ય રીત નીચે મુજબ છે.—

( ૧ ) વિષયના નામની વ્યાખ્યા અને શબ્દ વ્યુત્પત્તિ જોડે લખવી,

( ૨ ) તેના ફાયદા અથવા તેના ખરાપણાનાં પ્રમાણો.

( ૩ ) ગેરફાયદા એટલે ખોટાપણું બતાવનારી સામી તકરારો, અને તે તકરારોના જવાબ.

( ૪ ) ટુંકમાં સાર, ને છેવટે બોધ.

ઉપરનો મળતાં પેટાં પાડી હવે પછીના ઘણાક નિબંધ વિવેચનરૂપે લખ્યા છે.

---

## સત્ય

### વ્યાખ્યા.

પોતાના મનમાં જે વાત હોય તેજ ખરેખરી કહી દેવી તે તેનું નામ સાચું, સત્ય અને તેથી ઉલટું કહેવું તે જુઠ.

### સાચું બોલવાનો સબબ અને ફાયદા.

ક. સત્ય સમાન બીજું કાંઇ ઇશ્વરને વહાલું નથી.

ખ. પરમેશ્વરે માણસ માત્રનું સત્ય તરફજ વલણ કર્યું છે; નાના બાળકો અને અજ્ઞાન માણસો ઘણી વખતે સાચુંજ બોલે છે. જુઠામાં જુઠો માણસ પણ એક દિવસમાં જુઠા કરતાં સાચું વધારે બોલે છે.

ગ. સાચું બોલવાથી સઘળી જંજાળ દુર થાય છે. તુર્તાતુર્ત કદાપિ કમાઈ ઓછી મળે, છતાં જીવ નિશ્ચિંતપણામાં સંતોષ રહે છે. જુઠું બોલનારને હંમેશાં ફીકરમાં ને ફીકરમાં રહેવું પડે છે. બીક કે લાલચથી દિલ્ગીરાઇ માણસો ઘણી વખત જુઠું બોલે છે, પણ જુઠું તે જુઠું, આખરે તેના માઠાં ફળ મળે છે, અને તેવાં માઠાં ફળ મળે ત્યારે જીવને મહાભારત કલેશ ઉપજે છે, અને પસ્તાવો થાય છે.

ઘ. સાચું બોલનારને હમેશાં હિમ્મત રહે છે અને જુઠું બોલનારનો જીવ અહોનિશ ધાસ્તિમાં રહે છે. સાચું બોલનારને તત્કાળ કદાપિ નુકસાન થાય છતાં હું ઇશ્વરનો ચોર થયો નથી, એ

વિચારથી તેનું મન પ્રફુલ્લિત રહે છે, અને જુઠા વખતે ફતેહ મેળવે, તો પણ તેના આત્માને જપ ન વળતાં ચિંતા ખરીજ.

ङ. સઘળો સંસાર સત્યથીજ રહેલો છે; જગતમાં સત્ય ન હોય તો પાડોશીઓ એક બીજાને પોતાના ઘરમાં પણ ન જવાદે. ઉછીનો આપ લે વ્યવહાર બંધ પડે, અને ભરોસાનાં માણુસો જોડે જોખમ-ની ચીજો હાલ મોકલી શકાય છે, તેમ મોકલવું પણ ન બને, અને સઘળી તરેહની નવી આપદા ઉત્પન્ન થાય.

च. સાચું બોલનાર પર વિશ્વાસ ચોંટે છે, અને જુઠું બોલ-નારપરનો વિશ્વાસ હોય તે ઉઠી જાય છે; સાચથી સંસારમાં ધીરધાર વધે છે. અને જુઠાથી ધીરધાર બંધ પડે છે.

छ. સાચું બોલવાથી માણુસની ખાનદાની ને ઉમરાવપણું પ્રગટ થાય છે.

ज. સાચું બોલનાર કશા ગુન્હામાં આવતો નથી, અને જુઠું બોલનાર ગુન્હાની વધારે જાળમાં લપેટાતો જાય છે; કે ગુન્હાની શિક્ષા આ દુનીઆ અગર પરદુનીઆમાં યોગ્ય કાળે તેને મળ્યા વગર રહેનાર નથી.

झ. સાચું બોલનારની અક્ષય કીર્તિ રહે છે, રાજા હરિશ્ચંદ્ર અને યુધિષ્ઠિરનાં નામો હજુ તેમના સત્યપણાને લીધેજ લોકો સંભારે છે.

કોઇનો જીવ જતો હોય; અગર નિરપરાધી માણુસ માર્યો જતો હોય ત્યારે જુઠું બોલી તેનો જીવ બચાવવો એમ

**સામાના તકરાર અને તેનું સમાધાન.**

કેટલાકનું કહેવું છે; પણ એવો વખત જીંદગીમાં ભાગ્યેજ આવે છે, અને વળી ગુન્હો કરે જીવ જતો હોય તેમાં કાયદા પ્રમાણે તેને કે ફાંસી કે હરકોઇ શિક્ષા મળે તે તેના કર્મનું ફળ છે. જુઠું બોલી નામર્દાઇનું કલંક જાણી જોઇને માથે વહોરવું વ્યાજબી નથી. ખરા ધર્માત્મા પુરૂષો એમ કરતા નથી.

**ટુંકામાં સાર ને બોધ.**

આ લોકને પરલોકમાં સત્યથીજ ફાયદો થાય છે; આત્માને મહા સંતોષ સત્ય બોલવાથીજ વળે છે, અને પરમેશ્વર સત્ય બોલનાર પરજ રાજી રહે છે. માટે જુઠું બોલી નીચપણું દાખવવું નહિ, મશ્કરીમાં પણ જુઠું ન બોલવું.

## સભ્યતા

**વ્યુત્પતિ ને વ્યાખ્યા.**

સભ્છતાએ સંસ્કૃત શબ્દ છે. ( સભ્ય=સભામાં બેસવા યોગ્ય=તા=પણું ) સભામાં બેસવાનો જે ગુણ તે સભ્યતા. ખરી સભ્યતા સભામાંજ જોવામાં આવે છે. તેથી એ શબ્દ મૂળ અર્થમાં હોવો જોઇએ. સાધારણ અર્થ એવો છે કે આપણા સંબંધમાં જે જે લોક આવે તેમને યોગ્ય માન આપી તેમનાં મન પ્રસન્ન કરવાં તે સભ્યતા.

**સંસારમાં એ ગુણની જરૂર**

જુદી જુદી પંક્તિ તથા રીતભાતનાં માણસો મરજીમાં આવે તેમ બોલે ચાલે તે બે ગડી પણ જોડે રહી શકે નહિ, જંગલી જનાવરોની પેઠે એક બીજાથી છુટાંજ રહેવું પડે. સભામાં એટલે લોકોના સમુ-

હમાં બેસવાનો એને મૂળ અર્થ છે. તે પરથીજ એ સદ્દગુણની સંસારમાં ખરી જરૂર જણાઇ આવે છે.

**સભ્યતા બતાવવાની જુદી જુદી રીતો.**

સઘળાં માણુસ સાથે સભ્યતા રાખી શકાય છે, અને તે રાખવીજ જોઇએ, વડિલની સાથે સભ્યતા રાખવાની એવી રીત છે કે તેમના હુકમ પ્રમાણે ચાલવું; તેમનો હુકમ અયોગ્ય હોય, તોપણ વખતે માથે ચડાવવો; ઉપરીની સાથે સરખી બેઠકે બેસવું નહિ, બને તો તેમની આગળ ઉભા રહેવું. અયોગ્ય અને બે અદબી શબ્દ તેમની સાથે બોલવા નહિ.

બરોબરીઆ સાથે સભ્યતા રાખવાની જુદી રીત છે. તેમની જોડે પણ યોગ્ય રીતે વાત કરવી. વાત કરવામાં હું મોટો છું તમે હલકા છો એમ કદી જણાવવું ન જોઇએ. ઉતરતા માણુસ સાથે પણ ઘટતી રીતે સભ્યતા રાખવી તેને પણ હલકી રીતે બોલાવવો નહિં. હુકમ રૂપે કામ ન સોંપવું.

**સભ્યતામાં કાંઇક અસત્યતા છે એવી ખોટી દલીલ.**

સભ્યતામાં અસત્ય જેવું કંઇક લાગે, પણ તે અસત્ય નથી, કેમકે સભ્યતા બોલનો ખરો અર્થ શો છે, એ બધાં માણુસો સમજે છે.

કોઇને માટે આપણા નઠારા વિચાર હોય. પણ તે જાહેર કરવાને આપણે હંમેશાં બંધાએલાં નથી.

કોઇને માઠું ન લાગે એમ ધારી પોતાના વિચાર કે મનનું વલણ દાબી રાખવા એ અસત્ય નથી, પણ પરોપકારી સ્વભાવની નીશાની છે.

**સભ્યતાના પ્રકાર.** સભ્યતા બે પ્રકારની છે. સાચી સભ્યતા ને જુઠી, સાચી સભ્યતા માયાળુપણામાંથી ઉત્પન્ન થાય છે; અને તે ખાનદાનવાળા માણસોનું ખાસ લક્ષણ છે. જુઠી સભ્યતા મતલબી તથા નીચ માણસોમાં થાય છે, અને તે ઝટ ઓળખાઇ આવે છે. સાચી સભ્યતાવાળા માણસ, ઉંચ. નીચ. કે બરોબરીઆ સઘળાંની સરખી પ્રીતિ મેળવે છે. જુઠી સભ્યતાવાળાં નીચની સાથે જુલમી હોય છે; બરોબરીઆ સાથે અભિમાની તથા પતરાજીખોર, અને ઉપરી સાથે તુચ્છ ખુશામતીઆ હોય છે.

**સયતાના ફા- યદા** **अ.** સભ્યતાથી પોતાનો વખત સલાહસંપ તથા આનંદમાં જાય છે.

**ब**. ઘણાં માણસોની સાથે મહોબત થાય છે, અને તેથી જ્યારે જોઇએ ત્યારે મદદ મળતાં વાર લાગતી નથી.

**क**. સભ્યતાવાળા માણસની લાયકી તથા મોટાઇ દુનીઆમાં જાહેર થાય છે;

**ड**. કોઇનું માન ખંડન કરવા કરતાં તેને સાજી કરવો એ ખરે ખરો ને બધાથી ઝટ બની શકે એવો પરોપકાર છે, અને તેવો પરોપકાર સભ્યતાથી સહેજમાં થાય છે.

**ટુંકામાં સાર ને બોધ** સભ્યતા એ ઉંચો સદ્ગુણ છે, દુનીઆમાં માણુસ જાતને એ સદ્ગુણની જરૂર છે. સભ્યતા બતાવવામાં અસત્ય જેવું કાંઇ નથી, ખરી સભ્યતા એ સાચા શુરી ને ખાનદાન માણસનું ખાસ લક્ષણ છે,

બાળકોને નાનપણથીજ સભ્યતા દર્શાવવાનો મહાવરો પાડવો કે મોટ- પણામાં તેઓ પ્રસંશાપાત્ર માણસ નીવડે.

---

## પરોપકાર.

પરોપકાર ( પર=પારકા=ઉપકાર=પાડ, ભલું કરવું તે. ) પારકાનું ભલું કરવું તો કોઇ પણ પુણ્યનું કામ કરવું તે

**અર્થ વ્યુત્પતિ. પરોપકાર.** મહા મુની વ્યાસે કહ્યું છે કે, " **परोपकारं पुण्याय, पापाय परपीडनम्** ' એટલે પરોપકાર કરવો તે પુણ્ય અને બીજાને પીડા કરવી તે પાપ.

( **क** ) આંધળાં, લુલાં વગેરે અપંગ માણસો કે જેમનાથી રળી શકાતું નથી. તેમને આપવું એજ **ખરેખરો** પરો-

**ખરો પરોપકાર.** પકાર છે. નિરાશ્રિત ફંડમાં નાણું ભરવું એ, તેટલા માટે ખરા પરોપકારનું કામ છે.

( **ख** ) જેઓ જનહિતના કામમાં સદા રોકાએલા હોય તેઓને આપવું તે ઉત્તમ દાન છે, ધર્મ, નીતીનો બોધ કરનારા, જનહિતનુંજ કામ કરે છે. પવિત્ર સાધુ, સન્યાસી, ને ખરા ફકીરો વગેરેનો એ લોકમાંજ સમાવેશ થાય છે.

( **ग** ) ઘણાં માણસોને ઘણી વખત ફાયદો થાય, એવાં કામોમાં પૈસો ખરચવો એ ઉંચી જાતનો પરોપકાર છે. નિશાળો કઢાવી વિદ્યા-દાન આપવું, દવાખાનાં નિભાવી રોગીઓના રોગ સારા કરાવવા પાણીનો ખુટકો હોય તેવી જગ્યાએ કુવા ખોદાવવા, કે પરબો મંડાવવી એ વગેરે અનેક કામો ઉંચી જાતના પરોપકારનાંજ છે ન્યાત જમા-ડવી, એ એનાથી ઉલટું છે. ફકત એક વેળા ( વખત ) ના

ભોજન માટે સેંકડો રૂપીઆની એથી ખરાબી થાય છે. વિદ્યાદાનથી આખા જન્મારા સુધીના સુખનું સાધન આપી શકાય છે.

(ઘ) સકમાઈમાંથી ખરે રસ્તે દાન કરવું, એજ ઉંચી જાતનો પરોપકાર છે, અધર્મથી પેદા કરી દાન કરવું, તે કરતાં તે ન કરવું સારૂં છે. કહેવત છે કે, " એરણનો ચોરી ને સોયનું દાન " તેમ કદી ન કરવું. શાહુકારને રડાવી ધર્મદાન કરવા નાકળવું, એ પણ તેટલુંજ નઠારૂં છે.

( ઙ ) કુટુંબનાં માણસો–મા, બાપ; સ્ત્રી, છોકરાં વગેરે જેમનું પોષણ કરવાની ફરજ છે, તેને અદા કરતાં ધર્માત્મામાં ખપવું વ્યાજબી નથી. જેમનો આપણાપર આધાર રાખવાનો હક છે, તેમને રઝળાવી ધર્મદાન કરવું સારૂં નથી.

( ચ ) શરીરે સુદૃઢ, અલમસ્ત, વ્યસની અભણ હોય, તેવાને દાન ન આપવું, કેમકે તેવાને દાન આપવાથી આળસને ઉત્તેજન મળે છે. શાસ્ત્રમાં ઠામ ઠામ કહ્યું છે કે " પાત્ર જોઇને દાન આપવું. " સત્પાત્રને દાન આપે, તેજ ખરૂં પુણ્ય છે. કુપાત્રને દાન આપનાર અધોગતિએ પહોંચે છે. કેમકે કુપાત્ર મળેલા દાન વડે જે કાંઇ પાપ કરે તેનો સહભાગી આપનાર થાય છે.

**હાલ ચાલતો પરોપકાર.**

(ક) આપણા દેશમા હાલ પાત્ર અપાત્રને જોયા વગર દાન અપાય છે, તે વ્યાજબી નથી. એથીજ ભિખારીઓ વધી ગયા છે, અને દેશને નુકશાન છે.

( ખ ) કેટલાક દહેશતથી દાન કરે છે; બારણે આવેલો ભિખારી નિર્મુખ પાછો જાય, તો નિસાસો મુકશે કે શાપ દેશે. તે ભયથી દાન કરે છે, તે પણ ખરૂં દાન નથી.

(ગ) કેટલાક શ્રીમંતો મોટાઇ દેખાડવાને અગર સરકારમાં વહાલા થઇ ખિતાબ મેળવવાને દાન કરે છે, તેવાઓથી અલબત કેટલાંક કામ સારાં થાય છે એ વાત ખરી, તોપણ દાન કરવાનો રૂડો હેતુ તેમના મનમાં અંતઃકરણની લાગણીપૂર્વક ધર્યા વગર દાન કરવું વ્યાજબી નથી.

**પરોપકારના પ્રકાર**

પરોપકાર તન, મન ને ધનથી થાય છે. પોતાના પાડોશમાં ઘરડાં અપંગ રહેતાં હોય, તેમનું મફત કામ કરવું તે તનનો પરોપકાર છે, પોતાના દેશમાં હુન્નર કળાનો વધારો થાય, એવાં પુસ્તકો પ્રગટ કરવાં એ વિદ્વાને મનથી કરવાનો પરોપકાર છે, પોતાની કમાઇમાંથી દશાંશ ધર્મદાનમાં વાપરવું, એ ધનથી કરવાનો પરોપકાર છે. પરોપકાર એ ઊંચામાં ઊંચો સદ્‌ગુણ છે.

**બોધ**

ખરા ભાવથી સામાનું કલ્યાણજ કરવાનો રૂડો હેતું મનમાં રાખીને યથાશક્તિ ધર્મદાન કરવું, એ નાના ને મોટા ગરીબ ને શ્રીમંત સર્વની ફરજ છે.

---

# જીવદયા ને અહિંસા.

**શબ્દનો અર્થ વ્યુત્પતિ**

જીવદયા (જીવ-દયા) =હરકોઇ પ્રાણીનો જીવ બચાવવો કે તેને દુઃખ થતું અટકાવવું તેના ઉપર દયા લાવવી તે. અહિંસા (અ=નહિ=હિંસા=ઘાત)-હરકોઇ જીવને મારી ન નાંખવો તે અહિંસા.

**જીવદયા ને**

પરમેશ્વર પ્રાણીમાત્રના જીવ સરખા કર્યા છે, જેમ

**અહિંસાની જરૂર**

આપણને કોઈ પીડા કરે તો દુઃખ થાય તેમ બીજાને પીડા કરવાથી તેમને દુઃખ થાય છે; પરમેશ્વરે માણસને બીજા પ્રાણી કરતાં તર્કશક્તિ અને ધર્મબુદ્ધિ આપી શ્રેષ્ઠ બનાવ્યો છે, માટે તેનો રૂડો ઉપયોગ કરી કોઈ પણ પ્રાણીને દુઃખ ન દેતાં સર્વપર સમાનપણું રાખી દયાથી વર્તવું, કોઈના જીવ લેવો એ ખુન કર્યા બરાબર છે. માણસનો જીવ લેનાર ખુની આ રાજ્યમાં કાયદાપૂર્વક સજા પામી ફાંસીએ લટકે છે, ને અન્ય પ્રાણીના ખુન કરનાર પાપી મહા સમર્થ પ્રભુને ત્યાં તેવીજ ગતિમાં પહોંચે છે.

**કેટલાંક માણસ નાનાં પ્રાણીનો જીવવિસાતમાં નથી, એમ સમજી કેટલોક તેનો ઘાત કરે છે.**

જૂ, માંકડ, ચાંચડ, મરઘી, બકરી ગાય વગેરે નિર્બળ પ્રાણીનો ઘાત કરે છે; એવા પાપીઓ એમ સમજે છે કે માણસ જાતને હેરાન કરનાર તથા તેમના ઉપયોગમાં આવનાર પ્રાણીનો જીવ લેવામાં પાપ નથી. પણ એ સમજ વ્યાજબી નથી. આપણે ચોકખા ન રહીએ, ત્યારેજ ચાંચડ માંકડ, જૂ, વગેરે પેદા થાય છે, તે કરડી ચટકા મારી આપણને ચોકખા રહેવાનુંજ સૂચવે છે, જૈન લોકોની માફક જીવ ઉત્પન્ન થાય એમ બનતાં સુધી રહેવું, અને ઉત્પન્ન થયા હોય તો ન મારતાં દુર કરવા. મરઘી, બકરી, ગાયને મારનાર એમ સમજે છે કે એનું માંસ માણસ જાતના ઉપયોગમાં આવે છે, પણ તેમણે જાણવું જોઈએ કે તે જીવતા રહી જે પદાર્થો આપે છે, તેથી

ઘણા લોકોનું પોષણ થાય છે, બકરી ને ગાય જીવતી રહેવાથી બચ્ચાં ને દુધ આપે છે. તેમ ગાયના વાછરડા ( બળદ ) ગાડી ને હળ ખેંચે છે, અને તેથી લાખો મણ નવું ધાન્ય દરવર્ષે આપણા દેશમાં પાકે છે; જેથી એકંદર ઘણા માણસોનું પોષણ થાય છે.

**પ્રાણીને દુઃખ દેવાના પ્રકાર.**

પ્રાણીને સોટાથી મારવાં, પરોણી ઘોંચવી, ગજા ઉપરાંત ભાર ભરવો, રમત રમતાં મુગાં પ્રાણીઓને દુઃખ દેવું, ભૂખે મારવાં વગેરે અનેક રીતે પાપીઓ તેમને હેરાન કરે છે, પણ એ સઘળું કરવું એ ઘાતકીપણું છે. " માખી મારે તે માણસ મારે " એ સાધારણ કહેવત મુજબ પ્રાણીને દુઃખ દેનાર તથા મારનારા મંડાળો લાગ આવે માણસને દુઃખ દેવામાં કે મારવામાં ચુકે નહિ. જનસમૂહ માટે કલ્યાણનાં કામો કરવામાં તો એવા પાપીઓ ખપ નજ લાગે.

**પ્રાણીપર ઘાતકીપણુંઅટકાવનારી મંડળી, ગૌરક્ષા મંડળી, પાંજરા પોળ.**

મુંબઇ શહેરમાં પ્રાણીપર ઘાતકીપણું અટકાવનારી એક મંડળી છે, તેના નોકરો તે શહેરમાં ઠામ ઠામ ફરી માંદાં પ્રાણીને ગાડીમાં જોડનારને, ગજા ઉપરાંત ભાર ભરનારને, તથા પ્રાણીને ભૂખે મારનારને શોધી કાઢી પોલીસની મદદથી પકડાવી માજીસ્ટ્રેટ આગળ લઇ જઇ સજા કરાવે છે; એ પુણ્યનું ખરૂં કામ છે. એવી મંડળીઓ દરેક મોટાં શહેરમાં સ્થાપન થવાની જરૂર છે.

કેટલાક શહેરમાં શ્રાવક વાણીઆના મહાજનની મદદ ને મહેનતથી પાંજરા પોળો ચાલે છે. તેમાં કોઇ માંદું, ખોડું, ઘરડું, અશક્ત ઢોર મુકી આવે, તેને ઇલાજો કરી સારૂં કરે છે, ને ખવડાવી પીવ-

શવી પાળે છે. ગાયોનું રક્ષણ પૂર્વકાળમાં ક્ષત્રિય રાજાઓથી થતું અને ગાય મારનારને તેવા વખતમાં ભારે સજા થતી.

ટુંકમાં સાર ને બોધ.

પરોપકાર કરવો એ પુણ્ય ને બીજાને પીડા કરવી એ પાપ છે. માટે હરકોઇ નાનો કે મોટો જીવહોય તેને પીડા કરવી, રીબવીને મારવો, કે જીવથી મારી નાખવો એ પાપનું ભારે કામ છે; એ નક્કી સમજવું. કોઇએ એવું ઘાતકી કામ ન કરવું, ને બીજાઓને કરતાં અટકાવવા.

---

# પરહેજગારી (કેફ ન કરવા વિષે.)

શબ્દનો અર્થ.

પરહેજગારી એ ફારસી ભાષાનો શબ્દ છે, એનો મૂળ અર્થ એ છે કે તન્દુરસ્તી જાળવી રાખવા સારૂ ખાવા પીવામાં તપાસીને ચાલવું, તે ઉપરથી સાધારણ રીતે કોઇ જાતની કેફ ન કરવી તેને પણ પરહેજગારી કહે છે.

કેફી પદાર્થોનું કયા લોકમાં કઇ જાતનું વ્યસન વધારે છે.

કેફી પદાર્થોમાં દારૂ, તાડી, ભાંગ, ગાંજો, અફીણ, તમાકુ ને પાનસોપારી ગણાય છે. દારૂ બે જાતનો છે ગામડી અને વિલાયતી; ગામડી દારૂ રાની લોકો તેમજ ઢેડ, ભંગી માછી. કોળી, ભંડારી વગેરે હિંદુની નીચ જાત વધારે પીએ છે. તાડી પણ એજ જાતના લોકોમાં તથા ઉજળાં કપડાં પહેરનારી પારસીની કોમમાં વિશેષ પીવાનો ચાલ છે. સાહેબ લોકનું જોઇ પારસીઓ તથા કેટલાક હિંદુઓએ વિલાયતી દારૂ

વધારે પીવા માંડયો છે. અફીણનું વ્યસન ગરાસીઆ, રજપૂત, ઠાકોરો ને ચરોતરના પાટીદારો વગેરેમાં તેમજ પ્રાચીન લોકોમાં વધારે છે. ભાંગ ગાંજાનું વ્યસન સાધુઓ અને ફકીરોમાં જોવામાં આવે છે. તમાકુ અંગ્રેજો આ દેશમાં અમેરિકામાંથી લાવ્યા છે, અને તે લગભગ ૪૦૦ વર્ષમાં તો ઘેર ઘેર દાખલ થઈ ગઇ છે. કોઇ બીડીમાં, કોઇ હુક્કામાં, અને કોઈ પાન સાથે અગર ચુના સાથે ભેગી વાપરે છે. બૈરી અને કેટલાક મરદ તેની તપખીર બનાવી સૂંઘે છે. પાનસોપારી ગુજરાતમાં દક્ષિણીઓના સહવાસથી વધ્યાં છે.

**કેફી પદાર્થોનાં વ્યસનથી થતાં નુકશાન.** વ્યસન માત્રથી કાંઇ નુકસાન ખરૂંજ. વ્યસની માણસ તને, મને, ને ધને દિનપરદિન ખરાબ થતોજ જાય છે; અને દુનીઆમાં તિરસ્કાર પામતો કોઇ વખત તે બુરી હાલતમાં મરણ પામે છે.

દારૂના વ્યયસનથી આપણા દેશમાં કરોડો જાદવ ક્ષત્રિયો પ્રાચીનકાળમાં પ્રભાસપાટણ આગળ માંહો માંહે લડી કપાઈ મુઆ છે. અમેરિકાના જંગલી ઇન્ડીઅનોએ પોતાની મૂલ્યવાન ભૂમિ ખોઈ છે. ઇંગ્લાંડ તથા આ દેશના મજુર વર્ગના લોકો સારૂં કમાય છે છતાં, એ બુરી લતને લીધે ગરીબના ગરીબ સદા રહે છે. વળી દારૂના પીનારાના શરીરના માંહેલા ભાગ તથા આંતરડાં વગેરે કહોવડાવી નાંખે છે; એ કોહેલી ગરમ ચીજ છે; તે કાળજાંને બગાડે છે, અને શરીરમાં ચાંદી પાડે છે; તથા ગરમીના બીજા ઘણા રોગ ઉત્પન્ન કરે છે. ને બુદ્ધિ બગાડે છે, તેથી પુરૂષ અનીતિવાન થઇ જાય છે.

અફીણનું પાણી જેને લોકો કસુંબો કહે છે, તે પાટીદાર ગરાસીઆ વગેરે લોક એકઠા મળીને પીએ છે; અને ઘેન ચડે ત્યારે કામ

ધંધો ભૂલી જઇ ઝોકયાં કરે છે, અને અળસ વધતું જાય છે, ઘણાં ઠાકોરો એ લતમાં પોતાની જાગીર ઉપરાંત કરજ કરે છે, જુવાન ઠાકોરો રાજકુમાર કોલેજમાં કેળવણી લઇ અફીણની તલપથી મોકળા થાય છે પણ તેમનામાં વિલાયતી દારૂનું વ્યસન દાખલ થતું જાય છે. અફીણ ગયું ને દારૂ થયો, એટલે ખરાબી તેની તેજ; અફીણ ઘણું મોંઘું મળે છે, તેથી કોઈ વખત ન મળવાથી એના વ્યસનીઓ મોઢે ફીણ આવી તમ્મર ખાઇ મરણ પામે છે, માટે અફીણ ખાવાની બુરી ટેવ કોઇએ પાડવી નહિ; ભાંગ પીવાથી ચિત્ત ભમેલું રહે છે; તથા યદ્વા તદ્વા બકાય છે. ગાંજાથી મગજે ગરમી ચઢી જાય છે, શરીર કાળું પડી જાય છે, અને નીસ્તેજ જઈ કૌવત ઘટતું જાય છે, બીડી પીનારને કાળજે ચાંદી પડે છે, વળી તેનાં ઠુંઠાં આમ તેમ ફેંકી દે છે, તેથી ગલીચી થાય છે, અને કોઇ પ્રસંગે આગ લાગી ઊઠે છે, તમાકુ ખાવાથી છાતીએ ને તપખીર સુંઘવાથી મગજે તેનો ફોટો ઠરી જઈ શરીર ખરાબ થાય છે, પાન કામિક છે; અને સોપારી દાંત બગાડે ને તેરા ક્ષય કે કાચબીનો રોગ થાય છે, એ નુકસાન મોટું છે.

સઘળાં વ્યસનથી શરીર તથા બુદ્ધિ બગડે છે; લોકોમાં હલકા ગણાઇએ છીએ. અને પૈસા જાય છે. માટે હરકોઇ વ્યસનની માઠી ટેવ કોઇએ પાડવી નહિ; અને ભોગે જોગે તેવી બુરી ટેવ કોઇને પડી હોય તો ધીમે ધીમે છોડી દેવી.

## ઉદ્યોગ.

| | |
|---|---|
| **શબ્દ વ્યુત્પત્તિ અને વ્યાખ્યા.** | ઉદ્યોગ ( ઉદ્=બહાર+યુજ=જોડવું=ક્રિયા, ) બહારના પદાર્થો સાથે મનવું કે તનનું જોડવું તે ઉદ્યોગ. |

**ઉદ્યોગ કરશે એ ક. છોકરાં જન્મે, અને બહારની હવાનો સ્પર્શ સ્વાભાવિક છે. લાગે કે તુર્ત હાથપગ હલાવવા લાગે, અને તેથી તેનું શરીર વધતું જાય છે.**

ख. ઉદ્યોગ કરવાથી નાનાં કે મોટાં સર્વનું શરીર સારૂં કરે છે. નકામું બેસી રહેવું કોઇને ગમતું નથી; ઉદ્યોગથીજ શરીરના જુદા જુદા અવયવો કસાય છે, અવયવો કસાયાથી ચામડીપરનાં છીદ્રો ખુલ્લાં પડી તે વાટે પરસેવો નીકળી જાય છે; પરસેવો નીકળી જવાથી શરીર હલકું પડી નિરોગી રહે છે; અને શરીર નિરોગી રહેવાથી મન પણ આનંદમાં રહે છે, માટે શરીર સાચવવા ઉદ્યોગ કરવો એ સ્વાભાવિક રીતે ઠરે છે.

ग. સંસારનો સઘળો આધાર ઉદ્યોગપર છે, માણસના ખપની તમામ વસ્તુઓ પરસ્પરના ઉદ્યોગેજ બની છે, ને બને છે. ઉદ્યોગથીજ ખેડુતો અન્નને કપાસ પકવે છે, કે જેથી સર્વ કોઇને ખોરાક ને વસ્ત્ર મળે છે, જંગલમાં લાકડાં કાપી લાવવાં, ચુનો, ઈંટો પકવવાં, અને એ સઘળાંને એકઠાં કરી ઘર બાંધવુ એ બધાં કામોમાં ઉદ્યોગજ છે. હસ્તકૃત વસ્તુઓ ઉદ્યોગથી બને છે, તેમ સ્વાભાવિક વસ્તુઓ પણ ઉદ્યોગથીજ થતી જોવામાં આવે છે; સૂર્યના તાપથી પાણીની વરાળ થઇ તે ઉંચે ચડે છે તેનાં વાદળાં બંધાય છે, અને ગરમીથી પાતળી થએલી હવા ઉંચે ચઢે તેની જગ્યા પૂરવાને તેજ વાદળાં પાછાં આવે છે. વરસાદ, બરફ, કરા, ઝાકળ કે ધુણુસ રૂપે પડે છે. વરસાદનું પાણી નદી વાટે સમુદ્રમાં એકઠું થાય છે, અને સૂર્યના તાપથી તેની વરાળ થઇ પાછું ઉંચે ચઢે છે, એ ચકાવો એમજ સિદ્ધ કરે છે કે આ સૃષ્ટિમાં ઉદ્યોગજ વ્યાપી રહેલો છે.

घ. કીડી, મધમાખ, મક્ષી જેવાં નાનાં પ્રાણી રાત્રી દિવસ ઉદ્યોગમાંજ મચેલાં જણાય છે. તે પરથી પણ સિદ્ધ થાય છે કે ઉદ્યોગમાં રહેવાની પ્રભુની આજ્ઞા છે, અને માણસે તે બજાવવી જોઈએ.

ઉપરની સઘળી બાબતો ધ્યાનમાં લેતાં ઉદ્યોગ કરવો એજ સ્વાભાવિક છે; ઇશ્વરની મરજી અહોનિશ ઉદ્યોગ કરવો એજ છે; માટે ઉદ્યોગ ન કરે તે તેની મરજી ઉલટો ચાલનાર મહા પાપી જાણવો.

ઉદ્યોગના ફાયદા.

क. શરીર ઉદ્યોગ કરવાથી નિરોગી રહે છે.

ख. ધંધામાં પડેલું મન, આળસ કે દુર્વ્યસનમાં પડતું નથી.

ग. ધંધો કરનારને દ્રવ્ય મળે છે. એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કેઃ—

"उद्योगिनंपुरुषसिंहमुपैतिलक्ष्मीर्दैवेनदेयमितिकापुरुषावदन्ति।
दैवंविहायकुरुपौरुषमात्मशक्त्या,यत्नेकृतेयदिनसिध्यतिकोऽत्रदोषः

ઉદ્યોગી રૂપ સિંહની માફક લક્ષ્મી મેળવે છે. સુતેલા સિંહને શિકાર મળતો નથી. તેમ વગર ધંધે આળસુ થઇ બેસી રહેનાર લક્ષ્મી પાત્ર કરતો નથી. યત્ન કરવા છતાં ન મળે તો કોત્રદોષ એટલે શું દોષ એટલે શું ખામી તે ઉદ્યોગ કરવામાં રહી ગઇ છે, તે શોધી કાઢી દૂર કરી ફરી ઉદ્યોગ કરવો, એટલે લક્ષ્મી જરૂર પ્રાપ્ત થશે; કરેલી મહેનત ફોગટ જનાર નથી.

घ. ઉદ્યોગથી આબરૂ વધે છે. શ્રીમંત માણસ હોય, તોપણ બેઠો બેઠો ખાય તો લોકો તેની નિંદા કરે છે ઉદ્યોગીને માન મળે છે ને તેનાં વખાણ થાય છે.

પૂર્વપક્ષ એટલે સામી તકરાર.

કેટલાક લોકનું કહેવું છે કે "કર્મમાં લખ્યાં હોય તે થાવ ઉદ્યોગથી ન વળે" સંતોષ એ ઉંચો સદ્ગુણ છે, માટે અતિશય ફાંફાં મારી દેહને રીબ્યાં ન કરવો એ કરેવું કેટલેક દરજ્જે વ્યાજબી છે, તથાપિ ઉદ્યોગ ન કરતાં નશીબપરજ જે બેસી રહે છે, તે ભૂખે મરે છે. હાથપગ વાળીને બેસી રહેવાનું કદી બનતું નથી. બધાં માણુસો હાથ પગ વાળી પોતાના પ્રારબ્ધ (કર્મ) પર બેસી રહી ઉદ્યોગ ન કરે તો સંસારનો સઘળો વ્યવહાર ઝટ અટકી પડે. પાકેલું સઘળું અનાજ ખવાઇ જાય, ને કામ એટલે ઉદ્યોગ, માટે ખરૂં જોતાં કર્મ ને ઉદ્યોગ એકજ છે ઉદ્યોગ કરે છે, તેનેજ પ્રભુ સહાય છે. માટે ઉદ્યોગમાંજ સઘળાં રૂડાં વાનાં છે.

બોધ.

બાળપણુમાંજ ઉદ્યોગ કરી વિદ્યા સંપાદન કરવી, અને જુવાનીમાં ઉદ્યોગ કરી ધન મેળવવું, કે ઘડપણુના દિવસ સુખમાં જાય.

---

# ખંત.

**સિદ્ધાંત**—હરકોઇ કામ આપણે પુરૂં કરવાનું માથે લઇએ ને તેમાં ફતેહમંદ થવાને ખંત રાખીએ તો ક્વચિત નિષ્ફળ થઇએ છીએ.

**કારણ**—જે પગલાં ભરવાથી તે કામ થતું જાય તે ધીમાં હોય તો પણ દરેક પગલું તેના છેડાની પાસે જતું જાય છે. ને અમુક

વખતમાં તેમાં ધારેલો વધારો થઇ જાય છે. તથા ઇચ્છેલા પ્રયત્નમાં પાર પાડીએ છીએ.

યુક્તિ—આ સત્યને પુષ્ટિ આપવાને આપણે દરેક કામમાં દરરોજ થોડો થોડો વધારો કરતા જઇએ તો કેવી અજાયબ રીતે તેમાં વધારો થાય છે. તે ફક્ત બતાવવાની જરૂર છે. નિશાળમાં દરરોજ જે મનોયત્ન આપણે લખીએ છીએ તે વર્ષ પુરૂં થતાં ભેગાં કરીએ તો તેનું એક દળદાર પુસ્તક થઇ જાય છે. તેજ એ બતાવી આપે છે.

ઉપમા—સસલા અને કાચબાની જોડી કાઢેલી વાત આગ્રહનું બળ બતાવે છે. સસલાઓ પોતાના પગની દોડપર ભરોસો રાખીને લાંબી સરતપર ઢીલ કર્યા કરી; અને કાચબો ધીમો હતો તો પણ દરરોજ થોડું થોડું આગળ જતો તેથી તે સરતની જગાએ વહેલો જઇ પહોંચ્યો. અને સરત જીતનાર નીવડયો.

દ્રષ્ટાંત—ઇતિહાસમાં આપણા વાંચવામાં આવે છે કે કોઇ પણ કિલ્લો ગમે એટલો મજબુત હોય તો પણ ઘેરો ઘાલવાની સામા તેમાંના લડવૈયા ભાગ્યેજ ટકી શકે છે. અને સાધારણ જીંદગીમાં જેઓ આપણી પાસે એક સરખી રીતે માગણી કર્યા કરે, તેઓના કાલાવાલાનો ઇનકાર કરવાને આપણને ઘણીજ મુશ્કેલી લાગે છે ને ઘણી વખત જે બાબતમાં આપણે ના પાડવી જોઇએ, તે બાબતમાં તેઓની માગણીને તાબે થવું પડે છે.

સાબીતી—એવું કહેવામાં આવ્યું છે કે ઉદ્યોગ જે જાતના ગુણને લગભગ મળતો છે. તે તદ્દન નિષ્ફળ જતો નથી કારણ કે

જો મુખ્ય બાબતમાં આપણે ભૂલતા હોઇએ તો પણ આગ્રહ પૂર્વક મંડ્યા રહેવાથી તેમાં સુધારો કરી શકી શકીએ છીએ.

પરિણામ—તેટલા માટે સાર એ નીકળે છે કે આપણે આપણા કામમા થોડો થેડો વધારો કરતાં જઇએ તેમાં ઘણું કરીને શક્તિ કરતાં ખંતના સદ્‌ગુણના વધારે આભારી થઇ પડીએ છીએ.

## મિત્રાચારી.

વ્યાખ્યા—લગભગ સરખી ઉમ્મરના, સરખી અવસ્થાના, સરખા વિચારના ( અને કેટલાક લખનારના કહેવા મુજબ ) અને એકજ જાતિના બે પુરૂષો વચ્ચેનો સ્નેહ યુકત એક સંપ.

કારણ—મિત્રાચારી એ માણસનો જાતી સ્વભાવ છે. માણસ મળતાવડો પ્રાણી છે, તે કારણથી તે સરખા સ્વભાવનાં બીજાં જોડે મળતો થવાને, અને જે માણસ પોતાના જેવોજ હોય તેની જોડે પ્રીતી રાખવાને તે ઇચ્છા રાખે છેજ, આ પ્રીતી કુદરતી રીતે માયાળુપણાનાં અરસ્પરસનાં કામો બજાવે છે, તેથી તે એક સંપ પેદા કરે છે. તેનેજ આપણે મિત્રાચારી કહીએ છીએ.

જુનાપણું—નીતિના વિષય ઉપર અસલના લખનારાઓ મિત્રાચારી બાબત અતિ પ્રશંસા કરે છે; વળી કવિઓ અને ઇતિહાસના લેખકો તેના ઉત્તમ દાખલાઓ બતાવે છે. મહાભારતમાં કૃષ્ણની અર્જુન જોડેની, તેમજ રામાયણમાં રામ ઉપર વિભીષણની પ્રીતી એ બે પુરૂષ વચ્ચેનું હદપાર સ્નેહાકર્ષણ બતાવે છે. આ સ્નેહાકર્ષણનો આવેશ કેટલીક વખત તેમને જીવસટ્ટાના દરજ્જે ખેંચી જાય છે.

અલૌકકપણું—મિત્રતાને આવેશ અર્વાચીન કાળમાં ઓછો થયેલો દેખાય છે. પણ છેક જતો રહ્યો નથી. મિત્રાના જોસના કેટલાક ઉજળા દાખલાઓ અર્વાચીન ઇતિહાસમાંથી આપી શકાય; છેક હાલના વખતમાં પણ તેવા જુસ્સા વગરના દાખલા છે, એમ કાંઇ બન્યું નથી.

ફાયદા—માણસના સ્વભાવમાં તેની વર્ત્તણુકના એક ભાગ તરીકે મિત્રતા એટલી બધી પ્રસિદ્ધ શા માટે થવી જોઇએ તેનાં મજબુત કારણો છે. દરેક માણસ જેનાપર વિશ્વાસ રાખે છે તેની તંગીને શોધમાંજ જણાય છે કે પોતાના સુખ દુઃખનો સહભાગી મિત્ર મળ્યો હોય ત્યારે પોતાની ખુશાલીઓ એટલી બધી વધી ગએલી અને દીલગીરીઓ એટલી બધી ઓછી થએલી દેખાય છે કે, મિત્ર ન હોય એવા થોડાજ લોકો તેની નજરે પડે છે.

ગેરફાયદાઓ—ખરો મિત્ર મેળવવો એ એટલું બધું હિતકારક છતાં જુઠાનો મિત્રાચારીમાં ફસાઇ પડવાનો ભય રહે છે. અતિ શોકાતુર બનાવનો પાયો મિત્રતામાં કૃતઘ્નતા થાય છે, અને તેનાં નઠારાં પરિણામ ઇતિહાસમાં ભરપુર જડો આવે છે ગાઢી દોસ્તી ઘણું ખરૂં જુવાનીમાં થાય છે, અને તે વખતમાં મિત્ર પસંદ કરવાને છેક ઓછા શક્તિવાન હોઇએ છીએ, અને તેવા જુવાન પર ઘણી વખત મિત્ર પસંદ કરાવવાની ભૂલનું સંકટ આવ્યા વગર રહેતું નથી. આખરે તેને વગર ઇલાજે પોતાના મિત્રને છોડી દેવાનું મુશ્કેલ લાગે છે. તેટલા માટે મિત્ર પસંદ કરો તે પહેલાં તેની કસોટી કરજો.

બોધ—કહેવાનું એ છે કે, જાની જવાબી ને નાની એવા ત્રણ પ્રકારના મિત્ર થાય છે, જવાની મિત્ર સ્વાર્થ વખતે હાથ તાળી

આપી પોતાનું કામ કાઢી લે છે. નાની એટલે રોટલી ખાઉ મિત્ર હોય તે જમતાં સુધીજ મીઠું મીઠું બોલે છે; ને ખરા જાની મિત્ર હોય તે આપણા દુઃખમાં પોતાનો જાન પટકી મારવા તૈયાર થાય છે; માટે કસોટી કરતાં જાનો મિત્ર નીવડે એમ લાગતું હોય તોજ તેના જોડે પ્રીતિ જોડવી.

---

## કરકસર.

કરકસરથી મા-ણસ ધનવાન થઇ શકે છે.

કરકસર એ એક મોટો સદ્ગુણ છે. એ સદ્ગુણવાળો માણસ ઝટ પૈસાદાર થઇ શકે છે "કાંકરે કાંકરે પાળ બંધાય ને ટીપે ટીપે સરોવર ભરાય" એ કહેવત મુજબ કરકસરથી થોડું થોડું સંઘરી રાખેલું ધન એક સારી રકમ ઉભી કરી શકે છે. "સો કસર ને એક સફર." એક સફર મારીને જેટલી કમાઇ બહારથી પુરૂષ મેળવી લાવે, તેટલી રકમ ઘરમાં બેઠાં બેઠાં સો કસર કરવાથી એક સ્ત્રી એકઠી કરી શકે છે. "ત્રેવડ ત્રીજો ભાઈ છે" પુરૂષો કરતાં દરરોજ પરચુરણ ઝીણી રકમોનો ખરચ કરવાનું કામ સ્ત્રીનું હોય છે. તેને લીધે સ્ત્રી જે કસરવાળી હોય છે, તે દરરોજ થોડું થોડું બચાવી એક સારી રકમ એકઠી કરી શકે છે. કહેવત કે "રાંધ્યું વરે પડે." મતલબ કે જે રંધાઇ ચુકયું તે વપરાય, અગર ન વપરાય તો પણ ખરચ તો થઇ ચુકયું, રંધાયા પછી તે બચાવી શકાતું નથી; માટે વર માં અને દરરોજ અમુક માણસ જમનાર છે, અને તેને માટે અમુકજ જોઇશે, તેનો ચોકસ વિચાર કરીને રસોઇ કરવી

જોઇએ. વરામાં દરેક ચીજની કસર કરવાથી એક સારી રકમ ઉગરી શકે છે "કરે ખરચ ને રાખે માચો; તેને જાણો પ્રથમ ડાહ્યો." પોતાની પાસે હોય, તેના કરતાં વધારેને વરો ન કરતાં ઉલટું ઓછાનોજ કરવો કે શાહુકારનું ઘર શોધવા જવું ન પડે; અને જેટલી રકમનો ખરચ કરવા ધારીએ તેમાંથી પણ વિચાર કરી કરીને કસરથી પાંચ પચાસનો બચાવજ કરવો, ઘણા લોકો ખરચ વખતે અગાઉની સરકાર માફક અડસટ્ટો (બજેટ) કરતા નથી, અને ધારવાડ કરતાં વધારે ખરચ થાય, ત્યારે પાછળથી પસ્તાય છે. માટે ઘર બાંધવામાં અને એવા હરકોઇ મોટા વરામાં, તેમજ વાર્ષિક ખરચમાં પેટા બાબતો જુદી જુદી ગણી તે દરેકમાં ઓછામાં ઓછા કેટલા રૂપીઆ ખરચવાથી ચાલી શકે તેનો વિચાર કરી પ્રથમ અડસટ્ટો નક્કી કરવો. અને તેટલી ગુંજાસ હોય ત્યારેજ તે કામ ઉઠાવવું. વળી જે ખરચ કરવાની જ્યારે ખરી જરૂરજ આવી પડે ત્યારેજ તે ખરચ કરવા તૈયાર થવું. અંગ્રેજીમાં કહેવત છે કે "પૈસો પેદા કર્યા બરાબર છે." માટે ખરી જરૂર વગર અગાઉથી હરકોઇ ચીજ ખરીદ કરી લાવવાની ટેવ પાડવી નહિ. આપણા દેશમાં મારવાડીઓ અને યુરોપમાં યાહુદીઓ જેઓ વ્યાજુ ધંધો કરે છે, તેઓ પણ કસરીઆ હોય છે અને ખરૂં જોતાં કસરથીજ તેઓ મોટા શ્રીમંત થાય છે.

**કંજુસાઇ અને કરકસરનો** — કંજુસાઇ અને કરકસર એ બેમાં મોટો તફાવત છે. કંજુસ માણસો પોતાની પાસે છતું ધન હોય, ને ખરચવાની જરૂર હોય, તોપણ ખરચને નથી; અને ન છુટકે ખરચવાની જરૂર પડે ત્યારે પણ તેના જીવને

તફાવત. ભારે સંતાપ થાય છે. કંજુસ માણુસ જાતે અગર તેનો એકનોએક દીકરો માંદો પડે તોપણ ડાકટરને બોલાવી તેની ફી ખરચવાની ભાગ્યેજ હા પાડે ધર્માદાની ટીપ પૈસા ભરવા કોઇ કંજુસની આગળ કદાપિ ધરે તો તેમાં પૈસા ભરતાં તો તેને તાવજ આવે, અને ગમે એટલું તેને કોઇ સમજાવે તોપણ છતે પૈસે તે તેમાં પૈસા ભરવાની ના પાડશે. કંજુસની એવી અનેક કહાણીઓ છે. કસર કરનારો માણુસ એવો નથી, તે દરેક જરૂરી કામમાં પૈસા ખરચે છે. ખરચ કરવાની તેની રીત ઉડાઉ નહિ પણ મધ્યમ રીતે નીતિસર હોય છે, રૂપીઓ ખરચવાનો હોય ત્યાં તે પંદર આને ચલાવે. અને કંજુસ તો ઘસીને નાજ પાડે. એક સાધારણ દાખલો લઇએ કે દીવાસળીની પેટી કસરાઓ લાવે, તો તેના બે ભાગ કરી એક અડધો ભાગ ખરચવા રાખે, ને બીજો અડધો ભાગ અનામત રાખે બાદ પેલો અડધો ભાગ પુરો થાય ત્યારે પાછળનો ભાગ વાપરવા બહાર કાઢે, અને કંજુસ તો એવો ખરચ કરેજ નહિ. બીજા પાસે માગીને ચલાવે.

ધન મેળવવાનો ખરો રસ્તો. ઘણા અનીતિવાન લોકો એમ કહે છે કે લુચ્ચાઇથી ધન મેળવી કંજુસાઇથી સંઘરી રાખવું. એટલે પૈસાદાર થઇ શકીએ છીએ; પણ એ રસ્તો વ્યાજબી નથી પ્રભુને ત્યાં એવાને જવાબ દેવો ભારી પડે છે. માટે સદુદ્યોગથી ધન મેળવી કરકસરથી સંઘરી રાખવું, એજ રસ્તો ઉત્તમ છે.

# કેળવણી.

---

**કેળવણીની વ્યાખ્યા અને તે મેળવવાની આવશ્યકતા.**

પ્રભુએ માણસ માત્રમાં જન્મથી બુદ્ધિરૂપી બી આપેલું છે. તેને ઉપયોગી જ્ઞાન આપી વધારવું તેનું નામ કેળવણી; મતલબ કે બુદ્ધિનો વધારો કરવો તેનું નામ કેળવણી. ઘઉંની કણેક મસળવાથી જેમ કેળવાય છે, અને તરેહ તરેહના ભિન્ન ભિન્ન પકવાન બનાવવાને ઉપયોગી થઇ પડે છે, તેમ જુદી જુદી જાતના વિષયોનાં જ્ઞાનથી બાળકના મનની શક્તિઓ ખીલતી જાય છે. કેળવાએલો માણસ સંસારમાં પોતાનું કામ બીજાઓ કરતાં સારી રીતે કરી શકે છે, એટલુંજ નહિ પણ જનસમુહના હિતનાં અનેક કામ તે કરે છે. વગર કેળવાએલી કણેકનો રોટલો ખાવામાં સ્વાદ ન પડતાં અભાવ ઉત્પન્ન કરી ઘઉંની ખુબી દર્શાવતો નથી તેમ બિન કેળવેલો માણસ દુનિઆમાં માણસાઇ હીન નીવડી પોતાનું કાર્ય રૂડી રીતે પાર પાડતાં જંગલના જાનવરની માફક તે જંગલી પશુવત્ પોતાની જીંદગી પૂરી કરે છે, અન્યને તો તે કેવળ નિરૂપયોગીજ છે.

**કેળવણીનો પ્રકાર.**

મન કે બુદ્ધિની નીતિની અને શરીરની એવી ત્રણ પ્રકારની કેળવણી છે, પ્રથમ શરીરની કેળવણી આપવી જોઇએ શરીર નિરોગી રહેવા સારૂ બાળકને ખાધા પીધામાં પરહેજગારી પાળતાં શીખવવું, કોઇ કુછંદમાં પડવા ન દેવું, અને બીજી સાવચેતી રાખવી. થાક લાગે, એટલી મહેનત દરરોજ તેની પાસે કરાવવી, પરસેવો નીકળી

જાય એટલી કસરત કરવાથી, અને ખુલ્લી હવામાં ફરવા દેવાથી તેનું શરીર નિરોગી રહે છે. ગમે એટલું જાડું કે રૂપાળું શરીર હોય, પણ તે કેળવાએલા શરીર જેટલું ઉપયોગી ને સુખદાયી નથી. "પહેલું સુખ તે જાતે નર્યા" એ કહેવતથી સ્પષ્ટ સમજવાનું કે બાળકની શરીરસંપત્તિ જાળવવી, એ સૌથી મોટી સુખ આપનારી કેળવણી છે. વળી બીજી સઘળી કેળવણીનો આધાર શરીરની કેળવણીપર છે. શરીર સારૂં હોય, ત્યારે સઘળાં રૂડાં વાનાં છે.

**શરીરની કેળવણી.**

સરકારે નિશાળોને લગતા બાગ બનાવ્યા છે. અને કસરતશાળાઓ સ્થાપી છે, તે શરીરની કેળવણી માટેજ શરીરની કેળવણી પર ધ્યાન ન આપનારથી. એ. કે એમ. એ. ની ઉંચી પદવી ધરાવનારા ઘણાક યુવાનો ભરજુવાનીમાં મરણ પામે છે, એટલે મહા પરિશ્રમથી મેળવેલું વિદ્યારૂપી ધન તેમનું નિર્થક થાય છે.

**બુદ્ધિની કેળવણી**

બુદ્ધિની કેળવણી શાળાઓમાં હાલ સારી અપાય છે; ઇતિહાસને ભૂગોળ, ભૂસ્તર, ખગોળ વગેરે ભિન્ન ભિન્ન વિષયોના જ્ઞાનથી મનની શક્તિઓ એટલે બુદ્ધિ સારી રીતે કેળવાય છે. દુનીઆમાં જે જે મોટા શોધો થયા છે, અને થાય છે, તે બુદ્ધિની કેળવણીવાળાં માણસોથીજ થાય છે. બુદ્ધિની કેળવણી લેવાનાં સાધનો હાલની શાળાઓને પાઠશાળાઓ છે; તે ઉપરાંત સારા સારા ગ્રંથકર્ત્તાઓના હાથે લખાએલા પુસ્તકો વાંચવાં, ઉંચા જ્ઞાનવાળા ભાષણ કર્ત્તાઓનાં ભાષણો સાંભળવાં, ચોપાનીઆં ને વર્તમાનપત્રો વાંચતા રહેવું, વગેરે.

નીતિની કેળવણીથી માણસ પોતે સુખમાં રહી શકે છે, અને

બીજાને સુખી કરે છે. તથા પરલોકમાં તેનો અ-

**નીતિની કેળવણી.** મર આત્મા સુખશાંતિમાંજ રહે છે, સઘળા સદ્‌ગુણો સંધરવા ને દુર્ગુણો છોડવા, એનુંજ નામ નીતીની કેળવણી, વડીલોનું સન્માન સદા રાખવું કુળાચાર ને ધર્મ ઉંચા ગ્યાનની સમજ સાથે રૂડી રીતે જાળવવાં, એ નીતીની કેળવણીનાં ફળ છે. હાલની શાળાઓ કરતાં મા બાપ કે ધર્મગુરૂએ પોતાને ઘેર નીતીની-ધર્મની કેળવણી સારી આપી શકે. શાળામાં ઘણો વખત બુદ્ધિની કેળવણીજ અપાય છે; અને નીતીની કેળવણી સહેજ અપાય છે.

ગુરૂ કે મહેતાજીએ નીતીથી ચાલી એ દાખલો વિદ્યાર્થીઓમાં સચોટ બેસાડવો, કે તેઓ મોટી ઉમ્મરે નીતીએ ચાલે.

---

## સ્ત્રી કેળવણી.

સ્ત્રી જાતમાં જન્મથી બુદ્ધિ એટલે મનની શક્તિઓનાં અંકુર હોય, તેને ઉપયોગી ગ્યાન આપી વધારવાં તેનું નામ સ્ત્રી કેળવણી. સંસારમાં પોતપોતાનાં કામ સારી રીતે કરવાને કેળવણીની સધળાને જરૂર છે. પુરૂષ કરતાં સ્ત્રીને કાંઇ તેનો ઓછો ખપ નથી. જે લોક સ્ત્રી કેળવણીને નકામી ગણે છે. તે લોક કેળવણીનો અર્થજ સમજતા નથી.

**સ્ત્રીકેળવણીની વ્યાખ્યા અને તેની આવશ્યકતા.**

ક. ઘરનાં બધાં કામ સારી રીતે કરવાં જોઇએ તે બિન કેળવાએલી સ્ત્રીથી કરી શકાતાં નથી, પણ ઘરમાં ચાકરની પેઠે વઇતરૂં કરી જાણે છે. એથી પુરૂષને

**બિન કેળવા-**

એલી સ્ત્રીથી ગેરફાયદા

ઘરની અને બહારની બન્ને ફિકર રાખવી પડે છે. ગૃહસ્થાશ્રમના કામની ખરી વહેંચણી તો એ છે કે પુરૂષે બહારથી કમાઇ લાવવું, અને સ્ત્રીએ તેની સારી વ્યવસ્થા કરવી.

ખ. બાળકોની સંભાળ લેવી, તથા તેમને કેળવવાં એ સ્ત્રીનું ખાસ કામ છે, તે બિનકેળવાએલી સ્ત્રીથી બીલકુલ થઇ શકતું નથી. છોકરૂં નાનપણમાં મા પાસે વધારે રહે છે, તેથી કેળવણી માથીજ સારી અપાય છે. સિદ્ધરાજની માએ રૂડી રીતે રાજકારભાર કર્યો, અને રૈયત ઉપયોગી કામો કર્યાં તો તે રૂડો રાજકર્તા નીવડયો. મા સારી હોવાથી છોકરાં સારાં નીવડે છે, તેના અનેક દાખલા મળી આવે છે.

ગ. ધણી ધણીઆણીને બનતું નથી, ધણી વ્હેમનું ખંડન કરે ત્યારે ઘરમાં પેલી વ્હેમની વાતો વધારતી હોય ઘરેણાં કરાવવાની હઠ પકડે. ધણી શાસ્ત્રોની વાત કરે, પેલી સાસુ નણંદને બાઝે. તેમને સંસાર સદા કલેશ ને કંકાસમાં પુરો થાય.

ઘ. વ્હેમી તથા અજ્ઞાન સ્ત્રી, પુરૂષને નિરંતર સારાં કામમાં આડે આવે છે. પુરૂષ પરદેશ ચાકરી જતો હોય, તો તેને અટકાવે છે, છોકરાં બગાડે છે, ગાળ દેતાં ભૂત ડાકણના વ્હેમની વાતો શીખવે છે. એ વગેરે અનેક ગેરફાયદા અજ્ઞાન ને અભણ સ્ત્રીથી નીપજે છે.

ङ. જે દેશમાં સ્ત્રી ભણેલી નહિ, તે દેશ સુધરેલ ન કહેવાય, કેમકે વસ્તીનો અર્ધોઅર્ધ ભાગ જે સ્ત્રીની સંખ્યા તે તો કેવળ જંગલી હોય; વળી તેવી અજ્ઞાન સ્ત્રીના સહવાસમાં રાતદિવસ છોકરાં

મદદ રહેવાથી તેની અજ્ઞાનતાનો પાસ કાંઇક તેમને લાગે, અને પરિણામ એ થાય કે પુરૂષની કેળવણી પણ અધુરી થઇ જાય.

(ક) સ્ત્રીએ કમાવા જવું નથી. એમ જેઓ બોલે સામી તકરારો, તેમણે જાણવું જોઇએ કે ઘરમાં ઘટતો ખરચ અને તેનું કરવો, તેનો હિસાબ રાખવો છોકરાને કેળવવાં સમાધાન. વગેરે કામમાં કેળવણીની જરૂર, કમાવા કરતાં કાંઇ ઓછી નથી. અભણ સ્ત્રીથી તેવાં કામો નજ બને.

(ખ) અનીતી વધે છે, એમ જેઓ કહે છે, તેમણે જાણવું જોઇએ કે કેળવણીનો અર્થ ભણવું એટલુંજ કાંઇ નથી. પણ તન, મન, ને નીતિ, એ ત્રણે સુધારવાં. ધર્મ ને નીતીની કેળવણી લીધેલી સ્ત્રીમાં અનીતી વધે એમજ મનાય નહિ, આપણા દેશમાં કેળવાએલ ઘણી સ્ત્રીઓ નથી. તેમની નીતી હાલ જે દેશ સ્ત્રી કેળવણીમાં આગળ છે, તે દેશની સ્ત્રીઓની નીતી કરતાં ચડીઆતી નથી. પણ અભણ સ્ત્રીમાંજ દુરાચાર વધારે હોય છે.

પ્રાચીનકાળમાં આપણો દેશ સુધરેલો હતો, ત્યારે કુંતા, સીતા દમયંતી, લીલાવતી વગેરે ઘણી સ્ત્રીઓ ભણેલી બોધ. હતી, તે પરથી સિદ્ધ થાય છે કે તે વખતમાં સ્ત્રી કેળવણી સારી રીતે અપાતી; હાલ અંગ્રેજી રાજ્ય થવાથી બાળકીઓને કેળવવા સારૂ સરકારે ઠામે ઠામ કન્યાશાળાઓ કાઢી છે. તેમાં આપણી કન્યાઓને ખસુસ મોકલવી જોઇએ કેમકે દેશની ભવિષ્યની માતાઓ તેજ છે, અને દેશનો ભવિષ્યમાં અભ્યુદય થવાને આધાર તેમનાપરજ છે.

# વિદ્યા

**શબ્દ વ્યુત્પત્તિ ને વ્યાખ્યા** વિદ્યા ( વિદ્=જાણવું+યા=પણું=જાણપણું ) હ. રકોઇ વસ્તુ કે વિષયનું યથાસ્થિત જ્ઞાન મેળવવું.

**પ્રાચીન કાળની અને હાલની વિદ્યા.** પ્રાચીનકાળમાં જુનામાં જુનાં પુસ્તકો વેદ છે, વેદ શીખવાને સુગમ પાડવા સારૂં વ્યાકરણ, વ્યુત્પત્તિ ( નિરૂકત ), પીંગળ, વગેરે છ અંગ થયાં, જેને વેદાંગ કહે છે. વેદના ત્રણ કાંડ છે, કર્મ, ઉપાસના ને જ્ઞાનજ્ઞાનનાં પુસ્તકો ઉપનિષદો છે. વેદને શ્રુતિ પણ કહે છે. શ્રુતિ પછી સ્મૃતિ ને પુરાણો થયાં, સ્મૃતિમાં ઘણી વર્ણાશ્રમના ધર્મો, તેમજ વારસા હિસ્સા પ્રકરણ વગેરે તે કાળની ઘણી બાબતો છે, તેમાંની કેટલીક આજપર્યંત માન્ય છે, જ્યોતિષ ( ખગોળ ) વૈદક સંગીત, કવિતા કાયદા ( ધર્મશાસ્ત્ર ) વગેરે અનેક બાબતોના અસંખ્ય પુસ્તકો સંસ્કૃત ભાષામાં રચાએલાં છે. અર્વાચીન કાળમાં દેશી ભાષા ઉપરાંત અંગ્રેજી, સંસ્કૃત, ફારસી, લેટીન વગેરે કેટલીક ભાષાનું જ્ઞાન આપવામા આવે છે, અને તે સાથે તત્કાસ: ભૂગોળ, ભૂસ્તર, ખગોળ, ભૂમિતિ, ત્રિકોણમિતિ, અંકગણિત અક્ષર ગણિત, રસાયણ, યંત્રશાસ્ત્ર, પ્રાણીવિદ્યા, વનસ્પતિવિદ્યા, વૈદક વિદ્યા વગેરે વગેરે બાબતો શાળા ને પાઠશાળાઓમાં શીખવવામાં આવે છે.

**વિદ્યાનો મહિમા.** વિદ્યા એ જ્ઞાનનું મૂળ છે. વિદ્યાથી સઘળાં રૂડાં વાનાં છે. વિદ્યાથી ઇજ્જત મળે છે, ને લક્ષ્મી પણ મળે છે. લક્ષ્મી અને વિદ્યાનો ઘણીક જગાએ મુકાબલો કરવામાં આવ્યો છે. પંડિતોએ વિદ્યાનેજ પ્રાધાન્ય પદ આપ્યું છે. શામળ કવિ કહે છે કે " સદ્‌વિદ્યા

આગળ ધન તે શું" એટલે શા હિસાબમાં ? ધનતે ચોરો ચોરી કરી લઈ શકે છે, રાજા વખતે લૂંટી લે છે, પણ વિદ્યા રૂપી ધન એવું છે કે તેની ચોરો ચોરી કરી શકતા નથી, ઠગારા ઠગી શકતા નથી, રાજા લૂંટી શકતો નથી, અગ્નિ બાળી શકતો નથી એટલે એ ધન સર્વકાળ રહી શકે છે. કેટલીક વખત એમ બને છે કે સાધારણ લોકો વિદ્યાવાળા કરતાં લક્ષ્મીવાળાને વધારે માન આપે છે. પણ તે વખતે એ સ્મરણમાં રાખવાનું કે લક્ષ્મી-વાળા શાહુકારને કે રાજાને તેના દેશમાંજ માન મળે છે, અને વિદ્વાન સર્વત્ર પૂજાય છે. ડાહ્યા પુરૂષો વિદ્યા સંપાદન કરે છે, તે જોડે જન વ્યવહારમાં ધનનો ખપ પડે છે, એમ સમજી તેના આદર કરે છે. લક્ષ્મીના તૃષાતુર મૂર્ખાઓ વિદ્યા (જ્ઞાન) જે સુખનું મૂળ છે, તે—સંપાદન કરવાનું ભુલી જઈ ધન મેળવવામાંજ જીંદગીનું સાર્થક સમજે છે—મતલબ કે વિદ્વાન વિદ્યા ને લક્ષ્મી બન્નેની કિમ્મત સમજે છે, તેથી તે ડાહ્યો ઠરે છે. અને ધનવાન ફક્ત ધનનીજ કિમ્મત સમજે છે, તેટલો તે પેલાથી પાછળ પડે છે. વિદ્યાની મોટાઈ સંસ્કૃત ગ્રંથોમાં ઠામ ઠામ પ્રદર્શિત છે.

**विद्यानामनरस्यरूपमधिकं प्रच्छन्नगुप्तंधनम् ।**
**विद्याभोगकरीयशः सुखकरी विद्यागुरुणांगुरुः ॥**
**विद्याबंधुजनो विदेशगमने विद्यापरा देवता ।**
**विद्याराजसुपुजित नतुधनं विद्या विहीनः पशुः ॥**

**અર્થ**—વિદ્યા પુરૂષનું વિશેષ રૂપ છે, તે છાનું ધન છે, યશ

આપનાર, સુખ કરનાર, અને ગુરૂનો ગુરૂ વિદ્યાજ છે. પરદેશમાં ભાઇબંધ, અને પરમ દેવતા વિદ્યા છે. રાજદરબારે પૂજન કરાવનાર ધન નહિ, પણ વિદ્યાજ છે. ા વદ્યા વગરનાં માણસો પશુ છે.

**વિદ્યા ભણવાનો વખત.**

પ્રાચીનકાળમાં સાત વર્ષ પુરાં થયા પછી ઉપનયન (જનોઇ) સંસ્કાર કરી વિદ્યા ભણવાનો આરંભ કરતા ને લગભગ ૨૧ વર્ષની ઉમ્મર થતાં સુધી બ્રહ્મચર્ય એટલું વિદ્યાર્થિની અવસ્થામાં પાળતા. વિદ્યા ભણી રહ્યા પછી પરણી ગ્રહસ્થાશ્રમમાં હરેકોઇ પુરૂષ પડતો. હાલ ઘણાં માબાપ પાંચમે વર્ષે બાળકને નિશાળમાં મોકલે છે, એથી તેમનું કુમળું શરીર કંતાઇ જાય છે, વળી ભણાવવા કરતાં પરણાવવાની ફીકર માબાપ ઘણી રાખે છે, જેથી લાગ આવે કે તુરત લાકડે માંકડું વળગાડી ઢીંગલા ઢીંગલીની રમત કરી, પોતાના કોડ પુરા કરે છે. નુકસાન બિચારા બાળકને થાય છે, કેમકે મોટી ઉમ્મર સુધી તેનાથી ભણાતું નથી. પરિણામ એ થાય છે, કે અધુરી વિદ્યાથી પાયો નબળો નંખાય છે તેથી સંસારમાં તેના સઘળા મનોરથો પાર પડતા નથી અને નિરમાલ્ય જીંદગી પુરી કરે છે.

**બોધ.**

કુમળો છોડ નમાવેલો નમે છે. પાકું ઝાડ થયા પછી વળતું નથી; તેમ નાનપણેજ વિદ્યા મેળવે, તે જુવાનીમાં સુખી વખત દેખે છે, નાનપણમાં વિદ્યા મેળવે, તે જુવાનીમાં સુખી થાય છે. મૂછ ઉગેલા ઘણા મરદો ઘણી વાર અફસોસ કરતા જણાય છે ને નાનપણમાં વિદ્યા ન ભણાઇ, તેથી દુઃખી હોય છે. માટે હે બાળકો, નાનપણમાં વિદ્યા રૂપી રમત ગમતમાંજ તમારૂં ચિત્ત અહોનીશ પરોવી રાખો.

## બાળલગ્ન.

બાળલગ્નના ઘારા.

બાળલગ્નનો રિવાજ છેક ગાંડો છે. નાનપણમાં છોકરાં પરણાવી દેવાં એ ઢીંગલા ઢીંગલીની રમત જેવું છે. સ્વાભાવિક નિયમથી એ ઉલટું છે. મોટી ઉમ્મરે પરણવું એજ ઇશ્વરી નિયમ મુજબ જણાય છે, અને તેથીજ આપણા દેશમાં અસલ સ્વયંવરનો રિવાજ હતો. યુરોપમાં હાલ મોટી ઉમ્મરેજ પરણે છે. પોતાની પસંદગીથી પરણેલું જોડું જેવું સુખી થાય છે તેવું માબાપની પસંદગીથી પરણેલું જોડું કદી સુખી થાય નહિ.

ઘણાં માબાપઃછોકરીને ભણાવવા કરતાં પરણાવવાની ફીકર વધારે રાખે છે. છોકરી નાની, ચંચળ ને રૂપાળી હોય છતાં ગમે તેટલી વયના કદરૂપા કે મુઢ વર જોડે પણ પરણાવી દે છે, ગરીબ બિચારી છોડીનો આખો ભવ કેમ જશે, તેનો મુદ્દલ ખ્યાલ કરતા નથી. કેટલાક નીચ માબાપ તો પૈસા લઈ ઢોરની માફક વેચે છે. કેટલાક કુળની મોટાઇમાં ગમે તેવાં નિર્ધન ને કુંભાંડી પણ નામના ફક્ત કહેવાતા કુળવાનને ઘેર દીકરી દે છે દીકરીના કલ્યાણનો વિચાર ન કરતાં ગાડરીઆ પ્રવાહ માફક રૂઢીને અનુસરી લગ્ન કરી દે છે.

માબાપ ગમે એટલી કાળજી રાખે, તોપણ નાનાં બાળક કેવાં નીવડશે, તેના કાંઇ આગળથી ખબર નહિ પડે, માટે બાળપણમાં લગ્ન કરવાં એ બહુજ ખોટું છે.

**બાળલગ્નથી થતાં નુકશાન.**

(क) વિદ્યાભ્યાસ પુરો થઇ શકતો નથી, સ્ત્રી મોટી થઇ જવાથી સંસારી ખટપટમાં વહેલો પડવાને લીધે શાળામાં જતાં શરમાય છે, અને

નાની ઉમ્મરથી હલકી નોકરી કે ઓછી કમાઇના ધંધામાં પડવું પડે છે. વળી તેથી આખી જીંદગી ગરીબ ને ગરીબ સ્થિતીમાં રહેવું પડે છે.

(ख) કજોડાં થાય છે. સ્ત્રી પુખ્ત ઉમ્મરે વહેલી આવવાથી ઉમ્મરનું કજોડું થાય છે, પુરૂષ ભણી ગણીને ડાહ્યો થાય, અને સ્ત્રી બેવકુફ અભણ રહે, તેથી બન્નેના આચાર વિચારમાં ફેર પડવાથી બુદ્ધિનું કજોડું થાય છે, બળીઆ, ઓરી કે અછબડાથી અંગમાં ખોડ આવે, મોં કદરૂપું થઇ જાય, તેથી રૂપનું પણ કજોડું થાય, આવાં હરકોઇ કજોડાથી તેમને સદા અણબનાવ રહે, અને આખો ભવ દુઃખમાં જાય.

(ग) નાની વયમાં છોકરાં થાય; તેથી તેમનાં શરીર કંતાઇ જાય છે, અને પેદા થએલાં પણ કમજોર ને કમ અક્કલવાન નીવડે છે. અશક્ત છોકરાની ઓલાદ પણ દિનપરદિન કમકૌવતવાન થતી જાય એ સ્વાભાવિક છે.

(घ) બાળાપણમાં છોકરાં વધારે મરી જાય છે, તેથી લગ્નનો કરેલો ખર્ચ નકામો જાય છે.

(ङ) બ્રાહ્મણ, વાણીઆ વગેરે હિંદુની ઉંચ જ્ઞાતિમાં છોડીથી રંડાયા પછી ફરીથી લગ્ન થતું નથી, અને બિચારી બાળાનો આખો ભવ દુઃખમાં જાય છે. માટે એવી જ્ઞાતિવાળાએ તો ખસુસ બાળલગ્ન નજ કરવાં જોઇએ.

(च) અસલ આપણા દેશમાં મોટી ઉમ્મરે પરણતા. તેથી આપણા પૂર્વજો શરીરે જબરા ને સુખી હતા. પરદેશી ને પરધર્મીઓ તે વખતે આવી રાજ્ય કરવા પામતા નહિ. બાળલગ્નના નઠારા રિવાજથી હાલ આપણે બાયલા કમજોર બની ગયા છીએ.

( છ ) બાળલગ્નથી આખો ભવ બગડે છતાં આ મહત્વની બાબત પર બેપરવાઇ રાખે છે. એ કેવી નિર્દયતા કેવું મોટું પાપ, ને કેવી મુર્ખાઈ!

બોધ. બાળ લગ્નથી અનેક નુકસાન છે. તન, મન, ને ધને આપણે ને આપણી પ્રજા નબળી પાડીએ છીએ, માટે સમજુ માણુસોએ પોતપોતાની ન્યાતીમાંથી એ બુરો રિવાજ નાબુદ કરવો.

---

# ઊંચું કુળ.

વ્યાખ્યા. જે કુળમાં વિદ્યા, ધન ને વિવેક, વિચાર વિશેષ હોય. તે કુળ બીજાઓ કરતાં ઉંચું; કેમકે તેવા કુળમાં રહેનારાં માણુસો સુખ—વૈભવ વધારે મેળવે છે. અને સુખ વૈભવ મેળવવાની ઇચ્છા માણુસ માત્રને હોય છે.

ઊંચા કુળવાન. બ્રાહ્મણોમાં જે વિદ્વાન થાય, અને મોટાઇ મેળવે તેનું કુળ ઉંચું; ગામોટ બ્રાહ્મણો કરતાં ભટ, શુકલ આદિ બ્રાહ્મણો ઊંચા કહેવાય. રજપુતોમાં જે શુરાતન બતાવે, રાજ્ય મેળવે, આપત્તિમાં પણ ધૈર્ય સહી કીર્તિ નિષ્કલંક રાખે, તેમનું કુળ ઊંચું; મેવાડના રજપૂતોનું કુળ મુસલમાનને કન્યા ન દેવાથી હજુ ઊંચું ગણાય છે; રજપૂતોને ધગલે ગરાસીઆ, પાટીદાર, અનાવલા દેશાઇ વગેરે ન્યાતિવાળા પોતાનાં કુળ ઊંચાં ગણે છે. બીજી વર્ણોમાં સાધારણ રીતે કુળમાં વિવેક, વિચાર, વિદ્યા ધન, સુખ, વૈભવ વિશેષ હોય તે કુળ ઉંચું. અસલ એ રીતે ઉંચ કુળ ગણવામાં આવતાં.

ઊંચા કુળમાં કન્યા આપવાથી થતા ફાયદા ગેરફાયદા.

ઊંચા કુળમાં કન્યા આપવાથી કન્યાને સુખ મળે, એ વાત સાચી છે. કહેવત છે કે "દીકરી ને ગાય. આપે ત્યાં જાય." માટે દીકરો તેની આખી જીંદગી સુખમાં ગુજારે, અને તેની ઓલાદ સુખી રહે, એવું ઘર શોધી દેવી, એ માબાપની મોટી મોટી ફરજ છે. જે ઘરમાં વિદ્યા, વિવેક, વિચાર, ધન, વૈભવ, ને સુખ, હોય તે ઘરમાં બેધડક દીકરી દેવી, પ્રથમ વર સારો શોધવો. કન્યા કરતાં ઓછામાં ઓછો પાંચ વર્ષે મોટો, રૂપાળો, કંઇ પણ અંગવિકાર રહિત, અને ભણવામાં ચાલાક હોય તેવો વર પસંદ કરવો. કહેવત છે કે "વરમાંથી ઘર થાય." ગરીબ ઘર હોય, પણ વર સારો હોય તો પૈસા ટકા કમાઇને ઘર નવું મેળવે; પણ ઘરમાંથી વર થતો નથી; શ્રીમંતનું ઘર હોય પણ છોકરો મૂર્ખ જેવો કે ખોડવાળો હોય, તેવાને કન્યા આપવી વાસ્તવિક નથી.

લોકો કુળ શોધવામાં મોટી ભૂલ એ કરે છે કે અસલના વારામાં કુળ ઉંચું હોય, પણ હાલ તે કુળ ખાખાવીખી થઈ ગયું હોય, ઉંચા કુળનાં લક્ષણો તદ્દન નાશ પામ્યાં હોય, તે છતાં તેનેજ ઉંચુ કુળ ગણ્યાં કરે છે. એ તેમની મોટી ભૂલ છે, કેમકે કાળે કાળે કુળનું જાંખારણ કરતું જાય છે. "સાપ ગયા, ને લીસોટા રહ્યા" તે કહેવત મુજબ જે કુળમાં ઉંચા કુળનાં લક્ષણો કાંઈ રહ્યા ન હોય, તે ફક્ત નામનુંજ ઊંચું કુળ ગણાતું હોય, તે કુળમાં કન્યા આપી તેને દુઃખી કરવી વ્યાજબી નથી. એવા કુળને બદલે જે કુળમાં વિદ્યા, ધન વગેરેનો નવો વાસ હોય, તેવા કુળમાં દીકરી દેવાથી તેને સુખ મળે છે; નામના કુળમાં કન્યા આપવાથી ઘણા ગેરફાયદા થાય છે.

એવા કુળમાં વિદ્યા ભણેલા નહિ, એટલે વિવેક, વિચાર કેવી. " ખાવા પીવા ખેરસલા, ધીંગાણું બોલવું " તે કહેવત મુજબ નાગાં તોફાન વધારે રોજ નવાં નવાં કીપણ કરી, સાસરાવાળા પાસે પૈસા માગે ન આપે તો મારી ઝુડી લે. ને કાઢી મુકે; તે ન મળે તો ફરી પરણવા તૈયાર થાય, કેટલાક બીજી પરણી પણ લાવે, ખાવાનું મળે નહિ, વગેરે અગણિત પ્રકારનું દુઃખ નામના કુળમાં કન્યા દીધાથી કન્યાને ભોગવવું પડે છે.

અસલ ક્રમ મુજબ જેનું ખરૂં ઉંચુ કુળ હોય, અગર ઉંચા કુળની વ્યાખ્યા મુજબ વિદ્યા, ધન સત્તા વિવેક, વિચાર મળવાથી જે નવું કુળવાન થયું હોય, તેવું ઘર શોધી ગુણવાન વરને દીકરી દેવી કે જેથી તેને ભવિષ્યમાં પ્રજા સર્વે સુખી થાય.

બોધ.

---

## રોવા કુટવાનો ઘેલો ચાલ.

રોવા કુટવાનો ઘેલો ચાલ અર્વાચીન કાળમાં દાખલ થએલો જણાય છે. શાસ્ત્રમાં એનો આધાર જણાતો નથી, શાસ્ત્રમાં ઘણેખરે ઠેકાણે એ ચાલની વિરૂદ્ધ લખેલું જોવામાં આવે છે. ભગવત્ ગીતાના આરંભમાંજ લખ્યું છે કેઃ—

" अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ॥
गतासुनगतासुंश्च निशोचंतिपण्डिताः " ॥

અર્થ—( અરે અર્જુન, ) તું જેનો શોક કરવો યોગ્ય નથી તેનો શોક કરે છે, અને વળી હું પંડીત છું, રોવા કુટવા વિષે એવો વાદ કરે છે. પંડીત કાંઇ મુઆનો કિંવા

શાસ્ત્રમાં મના  જીવતાનો શોક કરતા નથી. ધર્મશાસ્ત્રના મિતાક્ષરા ગ્રંથમાં લખ્યું છે કે—

" श्लेषमाश्रुबान्धवैर्मुक्तंप्रेतोभुङ्क्ते यतोऽवशः ॥
यतो नरोदितव्यंहि क्रियाः कार्याः तुशक्तिः ॥

મુઆની પાછળ તેનાં સગાવહાલાં રડી કુટીને આંસુ અને લીંટ પાડે છે ને મરનાર પ્રેત ખાય છે, કાં કે તે પોતાને વશ નથી, એ માટે મુઆની પાછળ રોવું કુટવું નહિ, પણ તે મરનારની ક્રિયા યથાશકિત કરવી. ગરૂડપુરાણમાં પણ એનેજ મળતા અર્થનો શ્લોક છે. હિતોપદેશમાં પણ લખ્યું છે કે—

" शोकस्थानसहस्राणि भयस्थानशतानिच ।
दिवसे दिवसे मूढमाविशन्ति न पंडितम् ॥

એટલે શોકનાં ઠેકાણા હજારો છે, ને ભયનાં સ્થાન સેંકડો છે, માટે જો એવા શોક કર્યા કરીએ, તો દહાડે દહાડે મૂઢપણું આવે ને ડહાપણ જતું રહે.

કહેવત છે કે " આવ્યું સમાય, પણ ગયું ન ખમાય," તેમ મરનારનો વિજોગ થવાથી, તેનો શોક થાય એ કાંઇક સ્વાભાવિક છે. મરનાર માટે દીલગીરી થાય અને આંસુ પણ આવે; પણ બૈરાં હદપાર જઇ સ્વાભાવિક હોય તે કરતાં વિશેષ શોકનો ઢોંગ કરે તે ખોટું છે. સ્ત્રીઓમાં અજ્ઞાનતા વધવાથી એ ચાલ નીકળ્યો હોય એમ લાગે છે.

મરવાનો નિશ્ચય થતો જાય, ત્યારથીજ સગાંવહાલાં કઇ વખતે રડે છે. રડવા માંડે છે. અને અંતકાળે તો હદજ રહેતી નથી; મુડદું લઇ પુરૂષો ઘરમાંથી બહાર નીકળ્યા

કે બૈરાં ચકલા સુધી પાછળ દોડતાં જઈ હદપાર રડે છે, ને કૂટે છે. પાછાં ઘર તરફ આવતાં રાજવી ગાય છે, ને ભારે ધુમ મચાવી મૂકે છે વળી પાછાં નદી કે કુવા સુધી રડતાં કૂટતાં જાય છે, ને આવે છે. દશ દિવસ સુધી સગાં વહાલાં આવે ત્યારે, તેમ રોજ સાંજે રડવા કૂટવાનું કામ ધમધોકારે ચાલે છે. જુવાન પુરૂષનું મરણ હોય, ત્યારે તો કૂટી કૂટીને છાતી સુજી આવે છે, સ્વાભાવિક હદ ઉપરાંત મોઢેથી ઘાંટા પાડી રડવું. છાતી કૂટવી ને રાજવી ગાવી એ ચાલ બંધ થવાની જરૂર છે.

ગેરફાયદા — રસ્તામાં રડતાં કૂટતાં હોય તે જોઈ જતાં આવતાં સારા માણસોને—પરકોમનાને ઘણો કંટાળો ઉપજે છે; અને હિંદુઓ બેવકુફ છે, એમ તેઓને લાગ્યા વગર રહેતું નથી. બૈરાંની લાજ મર્યાદા રોવા કુટવાના રિવાજથી ઓછી થતી જણાય છે. શરીર બગડે છે; કૂટવાથી છાતી સુજી આવે છે, થાનનું દુધ બગડે છે, હમેલવાળી સ્ત્રી હોય તો ગર્ભને નુકશાન થાય છે. શરીરને ઇજા એટલે મનને પણ ખરી, મન નબળું પડવાથી વિવેકબુદ્ધિ ઓછી થાય છે. સેંકડો જાતનાં નુકસાન રોવા કૂટવાથી નીપજે છે.

સાર ને બોધ. રોવા કૂટવાનો ચાલ પ્રાચીન નથી. શાસ્ત્રમાં એની મના કરેલી જણાય છે. એ ચાલ જારી રાખવાથી ઘણાં નુકસાન થાય છે; માટે સમજુ માણસોએ પોતાની દીકરીઓને રૂડી કેળવણી આપતા જવી, જેથી ભવિષ્યમાં લગ્નનાં ફટાણાં તથા રોવા કૂટવા, ને રાજવી ગાવાના ચાલ બંધ થાય.

બાળ લગ્ન, કુળ જોઇને કન્યા આપવી, રોવા કુટવાનો ચાલ, કરજ કરીને ન્યાતવરા કરવા એ નિબંધ લખી બતાવ્યા છે. તેમ પુનર્લગ્ન, મોહ કરતાં વધારે ખરચી થતા નુકસાન, ફટાણાં, કજોડાં, કન્યાવિક્રય, વરઘોડા, નિર્લજ્જ સ્ત્રીઓમાં નાચ, મોટા મંડપ વગેરે વગેરે ઘણી બાબતોના રિવાજો વિષે નિબંધ લખી શકાય. ભણનાર છોકરાંમાં ઘણાં જે જ્ઞાતિના હોય, તે જ્ઞાતિના કુચાલો વિષે નિબંધ લખવાથી બેવડો ફાયદો થાય છે. જાણીતી બાબત એટલે છોકરાંને લખતાં આવડે તે, અને રિવાજની અનીતી બાળકોનાં કુમળાં મન પર ઠસવાથી ભવિષ્યમાં તે મોટી ઉમરે આપોઆપ સુધારો કરતાં શીખે છે.

---

## અંગ્રેજી રાજ્યના ફાયદા.

અંગ્રેજી રાજ્ય થયા પહેલાં દેશની સ્થીતી.

અંગ્રેજી રાજ્ય થયું, તે અરસામાં આખો દેશ ઘણો દુઃખકારક હાલતમાં હતો. દેશમાં એક જોરાવર રાજા નહોતો, દિલ્હીની મોગલ પાદશાહી નબળી પડી ગઇ હતી. સુબેદારો અને નવાબો ઠામ ઠામ પોતાની મરજી પ્રમાણે ચાલતા, પંજાબમાં શીખ લોકોનું જોર વધ્યું હતું, દક્ષીણમાં હૈદરઅલી અને તેનો છોકરો ટીપુ જોરાવર થઇ હિંદુઓને પીડા કરતા હતા. મરેઠાઓ જોરાવર હતા; છતાં લુટારા રાજા રહ્યા હતા. પીંઢારા, ફાંસીઆ, ભીલ, કોળી, ગરાસીઆ, કાઠી, પઠાણ વગેરે લોકો ઉઘાડે છોક ધાડ પાડતા બહારવટીઆ રાજાઓ ફોજ લઇને ફરતા ને નજરમાં આવે

તેટલું રૈયતને પીડા કરી ઉઘરાવી લેતા. ફોજદારો કે દિવાની દાવાનો નિકાલ કરવાનો બંદોબસ્ત નહિ. એવાં કારણથી લોકોને અંગ્રેજી રાજ્ય થયું, તે પહેલાંનો વખત ભારે સંતાપનો હતો.

અંગ્રેજી રાજ્યથી શાંતિ સ્થાપન થઈ છે.

અંગ્રેજી રાજ્ય થયા પછી ભરતખંડમાં પાછી ધીમે ધીમે શાંતિ સ્થાપન થઈ છે. પહેલાંના જુલમ કરનારાઓ જતા રહ્યા છે. મહમદ તેમૂર વગેરે પરદેશી જુલમી લુટારાઓ સરહદ તરફ બચાવવું ભારે લશ્કર રાખવાને લીધે આવી શકતા નથી. સિંધીઆ, હોલકર વગેરે મરેઠા સરદારો લુંટ કરતા અટકાયા છે. કોળી, ફાંસીઆ, પિંઢારા વગેરેનો ભય જતો રહ્યો છે. પોલિસ, ગુન્હેગારોને આ રાજ્યમાં અચુક પકડી પાડે છે. ને દિવાની તેવા ફોજદારી ગુન્હેગારોનો ઇનસાફ કાયદા પૂર્વક અદલ રીતે થાય છે. ગરીબને તવંગર સૌના ઇનસાફ એક સરખી રીતે થાય છે. તેથી "વાઘ બકરી એક ઓવારે પાણી પીએ છે," એવી કહેવત ચાલી છે, લોકો ઉઘાડે બારણે સુતા થયા છે. પોતાનો જાનમાલ જાળવવાની કોઇને કશી ફિકર રહેતી નથી. આવી સુખશાંતિ આ દેશમાં પહેલાં કોઇ વખત પણ નહોતી. મુગલાઇ, ગાયકવાડી વગેરે શબ્દોજ કહી આપે છે કે માજી રાજ્યોમાં ઇનસાફ વગેરેનાં કામો ઘણી માઠી રીતે ચાલતાં. ખેડુતોને પણ હાલના વખતમાં જમીનની માપણી કરી, ભરવાની રકમ ઠરી આપેલી હોય છે; તેથી તેમની પાસે સરકારના કોઇપણ અધિકારીથી જાસ્તી લઈ શકાતું નથી.

સારા બંદોબ-

(ક) દેશમાં રાજ્યના સારા બંદોબસ્ત સુલેહ શાંતિ સ્થાપન થવાને લીધે લોકો દિનપરદિન ઉદ્યોગી

સ્તથી અંગ્રેજી રાજ્યમાં થએલા સુધારા ને ફાયદા

થતાં ગયા છે, ને થતાં જાય છે. પહેલાંની પડતર જમીન ઘણી ખેડાઇ ગઇ છે, તેથી દેશના ઉત્પન્નમાં મોટો વધારો થયો છે; વેપારીને પોતાનો માલ એક સ્થળેથી બીજે સ્થળે લઇ જવાની કશી ધાસ્તી ન હોવાને લીધે દેશની માંહેના ભાગના વેપારમાં ઘણો વધારો થયો છે.

(ख) આ જમાનામાં સૌથી વધારે સુધરેલો ખંડ તો યુરોપ છે, અને તે ખંડમાં રહેનારા અંગ્રેજ લોકોનો આપણને સમાગમ થવાથી વિદ્યાકળા યંત્રમાં ઘણો ફાયદો થયો છે, આગગાડી, આગબોટ, તાર, ટપાલખાતું વગેરેનો લાભ સઘળાને મળતો થયો છે.

(ग) કેળવણીખાતું પહેલાંની કોઇપણ સરકારે કાઢ્યું નહોતું, એ ખાતું કાઢવાથી બેહદ ફાયદા થવા લાગ્યા છે, લોકો ભણીગણી હોશિઆર થવાથી વિદ્યા; હુન્નર, ને રાજપ્રકરણમાં માહીતગાર થતા જાય છે. પોતાના સંસારના વ્યવહારિક સુધારા પણ કરતા જાય છે, સુધારાનો ઉદય થવા લાગ્યો, તેથી પાયમાલ થએલા દેશનો ઉદ્ધાર થવાની કાંઇક આશા રાખી શકાય છે.

પૂર્વ પક્ષ ને તેનું સમાધાન.

મોટા હોદ્દા દેશીઓને મળતા નથી, દોલત પરદેશ જાય છે, ત્યાંની પાર્લામેન્ટની સભામાં આપણા લાભ ઉપર લક્ષ અપાતું નથી, વગેરે હરકતો બતાવવામાં આવે છે, તે કેટલેક દરજ્જે વ્યાજબી છે, પણ વિલાયત જઇ સિવિલ સાર્વિસની પરીક્ષા આપી આવવી વગેરે કાયદાસર ઉપાયો ખંતથી કર્યા હોય તો તે દુઃખ ટળી શકે એમ છે. વળી નુકસાનમાં સામા લાભનો વિચાર કરવો જોઇએ, ખોટું દેશા-

ભિમાન રાખવાથી કાંઇજ ફાયદો નથી. અંગ્રેજી રાજ્ય ન હોય તો ગામેગામ પાછી મારામારી ને કાપાકાપી ચાલી વેપાર રોજગાર બંધ પડી જાય, ને લોકો દુઃખી થાય. માટે આ રાજ્ય સલામત રહે, એમ નિત્ય ઇચ્છવું; અને તે આવ્યું છે, માટે ઇશ્વરનો પાડ માનવો. વેપાર કરવા આવેલા લોકો રાજ્યકર્ત્તા થઇ ગયા, એ કેવો અકળ ચમત્કાર ? ભરતખંડના ઉદયને માટેજ પરમેશ્વરે તે મોકલ્યું છે, માટે તે ઘણુકાળ રહો, અને ભરતખંડ અસલ આબાદ હતો, તેવો પાછો થાઓ.

નિબંધ લખવામાં ત્રણ રૂપ છે. વર્ણન, કથન, અને વિવેચન એ ત્રણે રૂપના નમુના જણાઇ આવે. એવી શૈલીથી નમુના પાછળ ઘણાખરા આપ્યા છે, તે પરથી સાધારણ વાંચનાર એમ સમજે કે નિબંધ અમુક રૂપેજ લખી શકાય; પણ એવો કાંઇજ મેળ નથી. ત્રણે રૂપ ભેળીને મિશ્રરૂપે નિબંધ લખે, તે સવિસ્તર લખાય છે. તેવો એક નમુનો આગગાડી વિષે નિબંધનો નીચે આપ્યો છે, એ પ્રમાણે તેવો હરકોઇ વિષય લઇને ત્રણે રૂપનો સમાસ થાય, એવો નિબંધ સાધારણ રીતે લખી શકાય છે.

---

## આગગાડી.

આગગાડીમાં સૌથી આગલે ભાગે હાથીની માફક વરાળયંત્ર તથા એંજીન હોય છે. એંજીનને મોખરે પતંગીદાર આગગાડીનું લોઢાની જાળી હોય છે, તે વડે રેલવેના પાટાપર

વર્ણન: બોંસ પાટા કે તેનું ઉપર કોઇ જનાવર ઊભેલું હોય, અગર કોઇ ચીજ પડેલા હોય, તે ફેંકી દે છે, કે જેથી તે પ્રાણી કે ચીજને લીધે કોઇ પ્રકારનું એંજીનને થતું નુકસાન અટકે. જાળી પછી ધુમાડાનું ભુંગળું હોય છે, તેમાંથી ભક ભક ભક ભક ધુમાડો નીકળ્યે જાય છે; વરાળયંત્રમાં એક બોઇલર (દેગ) પાણી ભરવાનો હોય છે, અને તેમાં એક કોઠી ઉતારેલી હોય છે, તેની નીચે સળગેલા કોયલા રહે છે, કે જેની ગરમીથી બોઇલરમાંનું પાણી ઉકાળી વરાળ બને છે. એ વરાળ કોઠીના નીચલા કાણાવાટે દાખલ થઇ તેમાંના ડાટાને ઉંચકે છે, અને ડાટો ઉંચકાવાથી ઉપલા ભાગે કોઠીમાં જે બીજું છિદ્ર હોય, તેમાં થઇ નળી વાટે વરાળ નીકળી જાય છે, અને વરાળ નીકળી ગઇ કે તેની જોડે ડાટો જે કોઠીના ઉપલા ભાગે જડેલો હોય, તે પાછો નીચો પડે છે; એમ વરાળના જોરે કોઠીમાંનો ડાટો ઉંચો નીચો થયા કરે છે, અને તેને જોરે તેને જડેલા એક લાંબો ડાંડો-સળીઓ ઉંચો નીચો થાય છે; એ સળીઆનો બીજો છેડો પૈડાની ધરી જોડે જડી લીધેલો હોય છે, તેથી ધરી ફરે છે. એમ એંજીનનાં બધાં પૈડાં ફરે છે. અને તેની જોડે ડબાઓ મજબુત સાંકળોથી જોડી દીધેલા હોય તે ફરે છે, એટલે તમામ પૈડાંઓ ગતિમાં આવી ઝપાટાબંધ દોડે છે, જે પ્રમાણે ગાડી દોડાવવી હોય, તે પ્રમાણે વરાળયંત્રનું વધતું યા ઓછું જોર રાખે છે. ગરમી માપવાની શીશી રાખે છે કે તેથી ગરમીનું જોર વધતું ઓછું થવા ન દેતાં હદમાં રાખી શકાય છે. કોયલા એંજીનમાં ઉપલા ભાગે ભરેલા હોય છે. કોયલા નાંખવાને જે માણસ રાખે છે, તેને ફાયરમેન કહે છે, અને ગાડી ચલાવવાને યંત્રશાસ્ત્ર ભણેલો વધારે પગારદાર જે માણસ રાખવામાં આવે છે, તેને એંજીન ડ્રાઇવર કહે છે.

આગગાડી એ આ જમાનાનું ઘોડા કે બળદ વગર ચાલતું એક અપૂર્વ વાહન છે. લાંબો બહુ બોજો ને સેંકડો ઉતારૂને બેસાડીને ઝપાટાબંધ દોડતું જાય છે. પ્રથમ ચાલવા માંડે, ત્યારે સહેજ આંચકો લાગે છે, પણ તે વખતે ધીમી ધીમી ચલાવે છે, અને પાછળથી ખુબ ઝપાટાબંધ દોડાવે છે સૌથી છેલ્લો ડબો હોય, તેમાં તપાસ રાખનાર ગાર્ડ બેસે છે, તથા ઉતારૂઓની જોડે લઇ જવાના ભારનાં પોટલાં મૂકે છે.

**વરાળ યંત્રની પ્રથમ શોધ, ને હાલ દુનીયામાં રેલવેનું ફેલાવવું.**

વરાળયંત્રની પ્રથમ શોધનું માન જેમ્સ વૉટને છે, પણ તે વડે આગગાડી ચલાવવાની શોધ સ્ટિવન્સનથી થઇ છે. એ શોધ થયાને લગભગ ૭૫ વર્ષ ઉપરાંત થયાં છે. ઈંગ્લાંડના લિવરપુલ અને માનચેસ્ટર એ બે શેહેર વચ્ચે પ્રથમ આગગાડી શરૂ થઇ હતી. ત્યાર બાદ થોડી મુદતમાં આખા ગ્રેટબ્રિટનમાં ને યુરોપ ખંડમાં તેનો પ્રસાર થયો છે; અમેરિકા ને આસ્ટ્રેલીઆમાં પણ આગગાડી દાખલ થઇ છે; કેમકે ત્યાં યુરોપીયનો જઇ વસેલા છે. અમેરિકામાં તો મોટા મોટા ખેડુતો વરાળયંત્રવડે ખેતી કરે છે, તેઓએ પોતાના લાંબાં લાંબા ખેતરોમાં એક છેડેથી બીજે છેડે માલ લઇ જવા લાવવાને પોતાની ખાનગી આગગાડીઓ બનાવેલી છે. ને ખંડમાં વીજળીના નવા નવા શોધો થયા પછી વરાળને બદલે વીજળીના બળવડે આગગાડી ચલાવવી શરૂ કરી છે. વીજળીની મદદે ચાલતી ગાડીઓ ઘણીજ ઝડપથી પવનવેગે દોડી જાય છે. આપણા દેશમાં લૉર્ડ ડેલહાઉસીના અમલમાં પ્રથમ આગગાડી દાખલ થઇ, અને ચોત્રીસ વરસમાં તો

હવે પેશાવરથી મદ્રાસ. ને કરાંચીથી કલકત્તા સુધી આખા દેશમાં પ્રસરી ગઇ છે. મોટી રેલવેના પેટામાં શાખા રેલવેઓ હજુ ઘણી ઉઘડતી જાય છે. ટર્કી જે યુરોપમાં અણસુધરેલું રાજ્ય છે ત્યાં, તેમજ આફ્રીકાના જંગલી મુલકોમાં પણ રેલવે ચાલુ થઇ છે.

**આગગાડીથી થતા મુસાફરી તથા વેપાર ને ફાયદા.**

આગગાડીથી મુસાફરી ઘણી સહેલી અને સુખરૂપ થઇ પડી છે. ગાડામાં મુસાફરી કરતાં ધુળ તાપ, ને ટાઢ ખમવાં પડે. તે સઘળું દુર થયું છે. વખત વધારે જતો અને તેથી ધારેલી મુદતમાં ધારેલે સ્થળે જઈ પહોંચાતું નહિ તે એક મોટી મુશ્કેલી આગગાડીથી મુસાફરી કરવાથી દુર થઇ છે આગગાડીથી માણસ ગમે તે સ્થળે ઝટ વારમાં જઇ આવી ધાર્યાં કામ પાર પાડે છે, વખતનો બચાવ; જોડે મોટો બચાવ મુસાફરી કરતાં અને માલ લઇ જતાં પૈસાનો થયો છે, તે એક જબરો ફાયદો છે બળદ ગાડાથી ૨૦ માઇલના મુસાફરીના કામમાં કમ રૂ. ૨) બેસે તેટલાજ મૈલની આગગાડીથી મુસાફરો ફક્ત રૂ, ૦-૪-૦ આનામાં કરી શકાય; ટુંક મજલમાં એટલો ફાયદો ત્યારે લાંબી મજલે તે કેટલો વધી પડે ? બેશક ઘણોજ નાણાંના બચાવનો ફાયદો છે. આગગાડીથી મુસાફરી થોડા વખતમાં ને થોડા પૈસામાં થાય, તેથીજ સાધારણ સ્થિતિમાં માણસો પણ આગગાડીને રસ્તે જાત્રાને બહાને કે શોખની ખાતર કાશી, કલકત્તા, રામેશ્વર કે શ્રીનગર સુધી ચોગરદમ મુસાફરી કરી આવે છે.

દેશની માહેના ભાગના વેપારમાં પણ બહોળો વધારો આગગાડીથી થયો છે. ગુજરાત ને બંગાળા, તથા મદ્રાસ ને પંજાબ વે-

પારથી હાલ જોડાઇ ગયાં છે. માલ ભરેલી સેંકડો ગુડસ ટ્રેનો મોસમમાં દેડયાં કરે છે. દુકાળનું કાળું મોં એને લીધે નાશ પામ્યું છે. એક પ્રાંતમાં દુકાળનાં ચિન્હ જણાવવા માંડયાં ને મોંઘવારી શરૂ થાય કે, તુર્ત બીજા પ્રાંતમાંથી ત્યાં અનાજ ધસડાઇ આવે છે. સુકાળના વખતમાં પણ જે ચીજો પોતાના પ્રાંતમાં ન બનતી હોય, તે બીજા પ્રાંતોમાંથી રેલ્વેને માર્ગે જથાબંધ આવે છે, અને પોતાના પ્રાંતમાં થતી હોય, તે ત્યાં લઈ જવામાં આવે છે, એથી બને પ્રાંતના લોકને ફાયદો થાય છે. પોતાનો માલ ખપે છે, અને પોતાને ત્યાં ન બનતો હોય તે વાપરવા મળે છે. વેપારના વધારાથી દેશનો ઉદ્યોગ વધે છે. અને તેથી છેવટ પરિણામ એ થાય છે કે દેશમાં ઘણા લોકોને રોજી મળે છે, અને દેશના ઉદ્યોગમાં વધારો થાય છે. આગગાડી ન હોય તો એક ભાગની પેદાશ, ત્યાંની ત્યાંજ પડી રહે, અને સસ્તી કીંમતે વેચી દેવી પડે; કેમકે ગાડામાં ભરીને મોકલતાં રસ્તે બગડી જાય. અને ખરચ એટલો બધો લાગે કે કોઇ લે નહિ બંદરના ફાયદા આગગાડીથી દેશની માંહેના ભાગના શહેરોને પણ મળે છે.

**આગગાડીના ટુંકમાં ફાયદા ને ગેરફાયદા.**

આગગાડીનું સ્ટેશન, ને ગાડીની આવજા જોવાનું અને તેમાં મુસાફરી કરવાનું સર્વ કોઇને સ્વાભાવિક રીતે મન થાય છે. દુકાળની ધાસ્તી રહેતી નથી. આગગાડીથી ખેડુત ને વેપારી, રાજા ને રૈયત સર્વને ફાયદો થયો છે ને થાય છે. દેશના હરકોઇ ભાગમાં હુલ્લડ થાય તે બેસાડી દેવાને લશ્કર લાવવા લઇ જવાનુ અચ્છું સાધન એથી મળ્યું છે. આગગાડીથી અંગ્રેજોની ચતુરાઇ, ને હોંશિયારી દીપી નીકળી છે. આપણા દેશીઓએ ખંત

ને તિક્ષ્ણ બુદ્ધિ રાખી, યુરોપીઅનોના જેવા શોધો કરવાની ને એવાં અજાયબીભરેલ કામ માટે ઉડાણી ચલાવવાની હિમ્મત ને કળા વાપરવાં શીખવું જોઇએ.

પેટાં પાડી અત્યાર સુધી નિબન્ધના નમુના આપ્યા છે, તેનું કારણ એ છે કે નવા શીખાઉને માટે એ રીત ઘણી સારી છે જે વિષય સંબંધી નિબંધ લખવો હોય, તે વિષયના મુખ્ય મુદ્દાનો પ્રથમ વિચાર કરે, અગર શિક્ષક તે વિષે ચેતવણી આપે. અને તેનો વીસ્તાર શીખનાર પોતપોતાની શક્તિ પ્રમાણે લખી લાવે, બાદ શિક્ષક તેમા ઘટતો સુધારો કરે, તે રીતથી શીખનારની લખવાથી શક્તિ ખીલતી જાય છે. વળી નિબંધની જોડે નમુનામાં નામ આંતરે આંતરે આપ્યાં છે, તે એજ મતલબથી કે તેવા વિષયો સંબંધી શીખનાર પોતાની જાતે લખતા જાય, તે સઘળા નમુના આ ચોપડીમાં લખવામાં આવે, અને શીખનાર તે મોહે કરે. તો નિબંધ શીખવાનો હેતુ ઉંધો વળે, ને તેમની ગોખણ શક્તિને ઉત્તેજન મળે. પેટાં પાડી લખવાનો અતિશય મ્હાવરો પડયા પછી વગર પેટે નિબંધ લખી જાય તે કાંઇ ખોટું નથી. તે ક્રમાનુસાર જોઇએ, એટલે જે બાબત આરંભમાં લખવી હોય તે અંતમાં ન આવે, ને અંતની બાબત આરંભમાં ન આવે; વાંચનમાળાની સાતે ચોપડીઓમાં સામાન્ય જ્ઞાન, અને નીતિ સંબંધીના જે પાઠો છે, તેમાંના ઘણા ખરા નિબંધ રૂપજ લખ્યા છે. પેટાં નથી પાડયાં છતાં તે સારી રીતે લખેલા નિબંધજ છે. પેટાં વગરના નિબંધનો ફક્ત

એક નમુનો ખેરટ આપ્યો છે, અને બીજા અમુક વિષયોનાં નામ આપ્યાં છે, તેમાંથી પેટાં પણ આગર પેટાં વગર નિબંધ લખાવી શકાય. વળી થોડાક વિષયનાં રૂપ પેટાંજ આપ્યાં છે, તે એવા વિચારથી કે શિક્ષક એવાં પેટાં બતાવે. તે લખનાર તે ઉપર પોતાની ઇમારત ચણી નિબંધ પુરો લખી લાવે. છેક ટુંક વખતમાં નિબંધ લખાવવો હોય, ત્યારે બાળક પાસે તે ઢબે મુખ્ય પેટાંજ લખી મંગાવાય; તેમ નિબંધ લખાવી વાંચી જઈ, તેમાંની ભૂલ સુધારવાનો વખત ન હોય ત્યારે પેટાં બોલાવી જઇ તેમાંનો મુખ્ય સાર પ્રશ્નોત્તર પુછી શકાય.

---

# અંગ્રેજોની મંડળીમાં સભ્યતા જાળવવાના કેટલાક નિયમો.

(૧) અંગ્રેજોની મંડળીમાં જઇ પાન સોપારી કે એવું કાંઇ ખાવું તે સભ્ય ગણાતું નથી. તેટલા માટે તેમની સોબતમાં જ્યારે બેસવું થાય ત્યારે એવી ચીજો ખાવી નહિ. અને જો ખાધી હોય તો મોં ધોયા સિવાય તેઓની પાસે નજ જવું. જે દેશી ગૃહસ્થો યુરોપીયનો જોડે મિત્રતા કે પિછાન રાખવા ઇચ્છતા હોય, તેમણે આ બાબતની ઘણીજ સંભાળ રાખવી.

(૨) જાહેરમાં એટલે ઘણા લોકોના મંડળમાં હોયએ, ત્યારે મોટે સાદે ખોખારવું, કે ગળું સાફ કરવું નહિ. જો તેમ કરવાની જરૂર પડે તો ઉઠીને દૂર જઇ ખુણામાં તેમ કરવું. અંગ્રેજોને તેવો

અવાજ મોટે સાદે સાંભળવો પસંદ નથી, સબબ તેઓની સોબતમાં તેવું ન બને તેની ખુબ સંભાળ રાખવી.

(૩) જાહેર મંડળમાં બેઠા હોઇએ ત્યારે ઓટકાર ખાવો, છીંક ખાવી, કે અપાન વાયુ કાઢવો પડે તો દૂર ઉઠીને જવું.

(૪) મોટેથી ઉધરસ ખાવી કે છીંકવું એ પણ સારૂં નથી, તપખીર પણ ન સુંઘવી. એવી ટેવ હોય, ને યુરોપીયનોની મંડળીમાં જવું પડે તો જોડે તો રૂમાલ રાખવો.

(૫) જાહેર મંડળીમાં બેઠા હોઇએ ત્યારે શરીર આમ તેમ ડોલાવવું, ઉંચા નીચા આંચકા ખાવા, પગો એક બીજાપર ચડાવવા કે લાંબા ટુંકા કરવા નહિ, શરીરમાં ધ્રવડવવું, ખુરસી કે ટેબલપર પગ ઉંચા ચડાવી બેસવું એ પણ સારૂં નથી.

(૬) ચાલતી વખત શરીર સીધુ રાખવું, હાથ લટકતા રાખવા છાતી પહોળી રાખવી, ખભા પાછળ રાખવા અને પગલાં ધીમે રહીને મેલવાં.

(૭) મંડળમાં બેઠા હોઇએ, ત્યારે ગુપચુપ વાતો કરવી, ગણુ ગણવું, સિસોટી વગાડવી, મોટે સાદે હસવું એ પણ અસભ્ય છે. ખુશીનો પ્રસંગ હોય ત્યારે હસવું પણ તે નરમાશ ભરેલી રીતે કુદરતી ઢબેજ હસવું, હસતી વખત હાથ વતી મોં ઢાંકવું નહિ. બગાસું ખાવું પડે તો તે વખતે મોં આગળ હાથ રાખવો. નખવતી દાંત ખોતરવા નહિ, ચાળા ન કરવા, માથું ધ્રવડવું નહિ અને નાક કે કાનમાં આંગળી ન ઘાલવી. વર્તમાનપત્ર કે ચોપડી પાસે બેઠેલા સાંભળે એમ ન વાંચવાં.

(૮) ઉપલા વર્ગના અંગ્રેજો જોડે બોલવામાં તથા લખવામાં

પણ સંભાળ રાખવાની છે. એક સાધારણ દાખલો લઇએ કે પેટમાં દુઃખતું હોય, તે કોઇ પણ અંગ્રેજ બીજાને કહેતો નથી; તેમ ડાકટર સીવાય બીજાને એવું લખે નહિ, વિશેષ કરીને સ્ત્રીઓ સાંભળતાં તેવું નજ બોલવું. છોકરાંનો જન્મ, ગર્ભપાત, શિયળ વ્રત વિરૂદ્ધ થઇ, વિષય પર સ્ત્રીઓ આગળ વાત કરવી, એ પણ અસભ્ય ગણાય છે.

(૯) મોટા દિવાનખાનામાં, બાગમાં, કે એવી કાંઇ જાહેર જગ્યામાં હોઇએ, ત્યારે જયાં આગળ સ્ત્રી પુરૂષો આવતાં હોય ત્યાં ઉભા ન રહેવું, તેમ તેઓ સાંભળે, એમ તેઓ વિષે વાત ન કરવી.

(૧૦) અંગ્રેજ સ્ત્રીઓ વાત કરતી હોય તે ઠાવકાઇથી સાંભળવી; વાત ગપ્પાં જેવી હોય તોપણ તેમને સીધી રીતે તોડી પાડવી નહિ, આડકતરી રીતે ઇસારા રૂપે બોલવું.

---

## પેટાંજ ફક્ત પાડયાં છે એવા નમુનાઓ.

### ગુલામગીરી.

(૧) ગુલામગીરીના રિવાજની ઉત્પત્તિ અને એકવાર કદાપિ ભલાઇની ખાતર પણ તે હોય.

(૨) હાલના વખતની ગુલામગીરી.

( अ ) ગુલામોનું પકડવું.

( ब ) ગુલામોને પકડવાના કિનારા પરની મુસાફરી.

( क ) ગુલામો ભરેલાં વહાણોને ધાસ્તિ.

( ड ) ઘર ધંધામાં અને ખેતીના કામમાં ગુલામોને લગાડવું.

( ૩ ) ગુલામગીરીની અસરો

( अ ) ધણી ઉપર.

( ब ) સ્વતંત્ર માણસો પર.

( ૪ ) આપણા દેશના ગુલામો.

( ૫ ) ગુલામ અને પગારદાર નોકર વચ્ચેનો તફાવત,

## નિયમિતપણું.

( ૧ ) એ શબ્દનો અર્થ વ્યુત્પત્તિ.

( ૨ ) નિયમિત રીતે શાળામાં જનારો વિદ્યાર્થી.

( ૩ ) નિયમિતિ રીતે કામ કરનારો રોજગારી માણસ.

( ૪ ) અનિયમિત માણસ.

( अ ) મોડા ઉઠવું,

( ब ) ખાવું, ગાડીએ બેસવું, કે ઓફિસે જવું. વગેરે દરેક વાતમાં મોડા થવું.

(क) સ્નેહી, સંબંધી, ને કામે લગાડનાર દરેકને તેનાથી ઉપજતો કંટાળો.

( ड ) પોતાની આશાઓનો નાશ થવાનો સંભવ, અને કોઇ પ્રસંગે ભારે સંતાપ થવાનું કારણ.

## વહેલા ઉઠવું.

( ૧ ) વહેલા ઉઠવા વિષે ધર્મશાસ્ત્રની આજ્ઞાઓ, અને ડાકટરનો અભિપ્રાયો.

( ૨ ) વહેલા ઉઠવાથી દાહાડાનું કામ ઝડપથી આટોપી લેવાય

છે અને શરીર તનદુરસ્ત રહે છે,

( ૩ ) મોઢા ઉઠવાથી થતાં નુકશાન.

ગરમ.

( ૧ ) ગરમ કપડાંની વ્યાખ્યા જે કપડ પહેરવાથી શરીરની ગરમી બહાર જઇ શકતી નથી અને બહારની ગરમી અંદર આવી શકતી નથી.

( ૨ ) ગરમ કપડાંના પ્રકાર, અને કયા કયા દેશમાં કઇકઇ જાતનાં બને છે.

( ૩ ) ગરમ કપડાંના પહેરવાના ફાયદા.

( ૪ ) ગરમ કપડાં પહેરવાની જરૂરીઆત વિષે બોધ.

---

## શહેરમાં રહેવાના ફાયદા ગેરફાયદા.

ફાયદા.

( ૧ ) કેળવણી સંબંધી,

( अ ) નિશાળો ને કોલેજો,

( ब ) પુસ્તકશાળા ને રીડિંગરૂમ ( વાચનશાળા. )

( क ) જાહેર મકાનો, બંદર, વહાણો વગેરે જોવાથી લીધેલી કેળવણી ને મળતો અનુભવ.

( ૨ ) મોટા શહેરની લાલચો:-મેળા જોવા, ન્યાતિમાં સારા જમણુ જમવાં વગેરે.

( ૩ ) જીંદગીનાં ઉંચાં સુખો ભોગવવાનો સંભવ.

ગેરફાયદા.

( ૧ ) તાજી હવાની તંગી.

( ૨ ) ઘરોમાં અજવાળાની ખોટ, ને ભોંય તળીએ શરદી,

( ૩ ) શેરીમાં ભટકતા બાળકો વિષે રહેતો ભય.

( ૪ ) ગાડી ઘોડાનો ખખડાટ, અને દોડતી ગાડી તળે છુંદાઇ જવાનો ભય.

( ૫ ) પાણીનું દુઃખ.

( ૬ ) સંડાસ, ને ખાળકુવાની ગંદકી.

---

## અંગ્રેજી ભણવાના ફાયદા

( ૧ ) એ ભાષા ઘણી ખેડાએલી છે, માટે તમામ વિષયનું જ્ઞાન એ ભાષામાં પુસ્તકો દ્વારા મેળવી શકાય છે.

( ૨ ) આખી દુનીઆમાં અંગ્રેજી રાજ્ય ને વેપાર છે. માટે એ ભાષા જાણવાથી આખી દુનીઆમાં મુસાફરી ને વેપાર કરવામાં સુગમતા છે.

( ૩ ) અંગ્રેજી ભાષાના જ્ઞાનથી સારા પગારની સરકારી યા વેપારી કંપનીની નોકરી મળે છે.

( ૪ ) આખા દેશમાં તમામ કેળવાયલા લોકો અંગ્રેજી ભણેલા હોય છે, તેઓની જોડે અંગ્રેજી ભાષાના જ્ઞાનથી સારો સંબંધ બાં· ધી શકાય છે.

## સ્વદેશાભિમાન.

(૧) વફાદારીમાંથી એ ગુણ ઉત્પન્ન થાય છે.

(૨) સ્વદેશાભિમાની પુરૂષોના દાખલા–વોશિંગ્ટન, વિલિયમ ટેલ, મતાપ્રસિંહ વગેરે.

(૩) યુદ્ધમાં જોર મારવું એજ ફક્ત સ્વદેશાભિમાન ન કહેવાય પણ ભાષાના ખેડાણની વૃદ્ધિ, રાજતંત્ર અને જીંદગી સુધારણાની દરેક વાતમાં સ્વદેશાભિમાન દાખવી શકાય છે.

---

## વાંચનનો શોખ.

(૧) હાલના જમાનામાં ચોપડી ઘણી સસ્તી મળે છે.

(૨) વાંચન, મોટા બુદ્ધિમાન પુરૂષોના સંગમાં વાંચનારને લાવે છે.

(૩) દરેક જાતનો અભ્યાસ કરવાને હાલ પુસ્તકો છે.

(૪) વાંચનનો શોખ એ શાળા ને પાઠશાળાનો અભ્યાસ જીંદગીના પાછલા ભાગમાં પણ જાળવી રાખે છે.

(૫) વાંચનના શોખથી શાસ્ત્રિય વિષયની ચર્ચા ચલાવનારી મંડળીને લાભ મળે છે.

---

## ચોપડીઓની પસંદગી.

(૧) હાલના જમાનામાં ઘણી જાતની ચોપડીઓ છપાય છે, માટે તેમાંથી સારી કઈ તે પ્રથમ નક્કી કરવું જરૂરનું છે.

(૨) એકને એક જાતની ચોપડી પસંદ હોય, અને બીજાને બીજી જાતની પસંદ હોય, પણ એટલું ચોક્કસ રાખવું કે જ્ઞાન વધે, અને બુદ્ધિ સન્માર્ગે દોરાય એવા વિષયની ચોપડીઓ પસંદ કરવી.

(૩) વિદ્યાર્થીઓએ પોતાના અભ્યાસમાં મદદ કરે એવી ચોપડીઓ પસંદ કરવી.

(૪) પાઠશાળાનો અભ્યાસ છોડયા પછી ધંધામાં લાભ કરે, ને બુદ્ધિમાં વધારો કરે એવી ચોપડીઓ પસંદ કરવી.

(૫) ભાષાનો અભ્યાસ, ને શાસ્ત્રિય વિષયમાં પ્રખ્યાત થવું હોય ત્યારે નામાંકિત કર્ત્તાઓનાં પુસ્તક ખસુસ વાંચવાં જોઇએ.

---

## વારતાની ચોપડીઓનું વાંચન.

(૧) વારતાની ચોપડીઓનું હદપાર વાંચન એ એક ઘણો વખત ગુમાવવાનું લક્ષણ છે.

(૨) વારતના વાંચનથી ધંધાનો રોધ કે ફુરસદના વખતનું રોકાણ નજ થવું જોઇએ.

(૩) વારતાના વાંચન માટે ચોક્કસ વખતજ નિયમસર રાખવો એ ફાયદા ભરેલું છે.

(૪) ઇતિહાસિક વારતાની ચોપડીઓ ઇતિહાસ શીખવે છે.

(૫) અંગ્રેજ લોકોની જીંદગીના વર્ણનનો વારતાઓ વાંચીએ તો તેઓની રીતભાત ને રિવાજનું જ્ઞાન થાય છે.

(૬) સારી વારતાઓ જીંદગીનો કીંમતી અનુભવ આપે છે.
(૭) વારતાની ઘણીક ચોપડીઓ માણુસના સહવાસના ઉમદા ગુણો બતાવે છે, કે જેથી વાંચનાર સ્વાભાવિક રીતે તેવા ગુણોની નકલ કરતાં શીખે છે.

---

## વર્તમાનપત્રોનું વાંચન.

(૧) હાલ આપણા દેશમાં ને વિલાયતમાં છપાતાં પ્રસિદ્ધ વર્તમાન પત્રોનું ઓળખાણ.

(૨) વર્તમાનપત્રોના વિષયો તાત્કાલિક બનાવના હોય છે. પુસ્તકોના જેવું ગંભીર લખાણુ એમાં હોતું નથી.

(૩) વર્તમાનપત્રમાં આવતી બાબતો-(૧) ઇતિહાસ, ખગોળ, ભૂગોળના નવા શોધો (૨) દેશના સામાન્ય લાભના વિચારો (૩) નવી નવી ચોપડીઓની પહોંચો (૪) રાજતંત્ર અને શહેર સુધારાનાં કર્તવ્યોમાં કીમતી શીખામણો.

(૪) વર્તમાન પત્રોથી થતા ફાયદા; તેમાં કેટલી વખત બિન ફાયદાના વિષયો પણ હોય છે.

---

## સંસ્કૃત ભણુવાના ફાયદા.

(૧) સંસ્કૃત જેવી ખેડાએલી ભાષા બીજી એકે નથી; માટે એના અભ્યાસથી સારા વિદ્વાન થઈ શકાય છે.

(૨) જુનામાં જુનાં પુસ્તકો એ ભાષામાં છે, તેનું જ્ઞાન મળે છે.

(૩) આપણાં ધર્મ પુસ્તકો એ ભાષામાં છે, તેનું જ્ઞાન મળે છે.

(૪) તત્વજ્ઞાન ને અધ્યાત્મવિદ્યાનાં પુસ્તકો એ ભાષામાં છે, તેટલાં બીજી કોઇ ભાષાનાં નથી; માટે જરૂરના વિષયોનું જ્ઞાન એ ભાષાના અભ્યાસથી મળે છે.

(૫) સંસ્કૃત એ ભરતખંડની હાલ બોલાતી ઘણી ખરી ભાષાઓની માતૃભાષા છે, માટે તેનું જ્ઞાન થવાથી શું શું વિકારો પામી હાલની ભાષાઓ થઇ છે, તેનું જ્ઞાન થાય છે.

(૬) સંસ્કૃતનું જ્ઞાન થવાથી લાટિન, ઝંદ વગેરે પ્રાચીન બીજી આર્ય ભાષાઓનો અભ્યાસ કરવો સુગમ પડે છે.

(૭) કાશી વગેરે સ્થળમાં પંડિતની પદવી સંસ્કૃતના અભ્યાસથીજ મળે છે.

---

## નદીમાં રેલ.

(૧) રેલ આવવાનું કારણ-નદીનાં મૂળ તરફના મુલકોમાં અતિશય વરસાદ વગેરે.

(૨) રેલ વખતે નદીનો દેખાવ.

(૩) રેલથી થતી ખરાબી.

(૪) રેલના ફાયદા.

અ—જંગલ તરફની ખાતરીવાળી માટી વગેરે રેલથી ઘસડાઇ આવી ખેતરોની જમીનમાં પુરાણ કરે છે. અને તેથી દરવર્ષે સારો પાક ઉત્પન્ન થાય છે.

બ—નદીઓમાં નેહેરોમાં મીઠું પાણી જાય, અને નેહેરો બંધ

કરી લે પાણી ખેતરોમાં લે તેથી બમણો પાક થાય છે, નાઇલ વગેરે વગેરે નદીઓનાં દષ્ટાંત.

(૫) રેલથી થતી ખરાબી અટકાવવાના કિનારા પરનાં મોટાં શહેરોનાં કરવાનાં બાંધકામો.

---

## ચોરી.

(૧) વ્યાખ્યા.

(૨) ચોરીના પ્રકાર, અને તે દરેક બદલ હિંદુસ્તાનના ફોજદારી કાયદામાં ઠરાવેલી શિક્ષા.

(૩) ચોરીથી થતાં દુઃખ, ને ગેરફાયદા.

(૪) ચોરી ન કરવા વિષે સારા કવિઓની કવિતા, તથા શ્લોકો.

(૫) ઉપસંહારને બોધ.

---

## નિબંધ લખવાના થોડા વિષયોનાં નામો.

(૧) મિતાહાર,

(૨) જ્ઞાન એ શક્તિ છે.

(૩) પર્વતનો દેખાવ

(૪) સારી શરૂઆત એ અડધું કામ કર્યા બરોબર છે.

(૫) ધંધાની પસંદગી

(૬) મિત્રતા.

(૭) ઇતિહાસ ભૂગોળ, શીખવાના ફાયદા.

(૮) શહેર અને ગામડાનો તફાવત.

(૯) પરદેશ જઇ વસવું.

(૧૦) જીંદગીપર લક્ષ્મીની અસર.

(૧૧) આગગાડી, આગબોટ ને તાર દાખલ થવાથી થએલા

ફેરફાર,

(૧૨) હરીફાઈ,

(૧૩) ભિક્ષાવૃત્તિ.

(૧૪) સ્વચ્છતા.

(૧૫) નિર્દયતા.

(૧૬) બહાદુરી, હિમ્મત.

(૧૭) બજાર.

(૧૮) પુસ્તકશાળા,

(૧૯) પ્રમાણિકપણું.

(૨૦) મરી ગએલાનુ ભુંડુ બોલવું.

(૨૧) કપુર,

(૨૨) શારીરિક કેળવણી.

(૨૩) વરસાદ.

(૨૪) એકાંતવાસ.

(૨૫) વખતનો ખરો ઉપયોગ.

(૨૬) આગ્રહ.

(૨૭) દેશી રમતો.

(૨૮) સ્મરણશક્તિ.

(૨૯) મુલતવી રાખવાનાં માઠાં ફળ.

(૩૦) તહેવારો.

(૩૧) વરસાદનો વખત.

(૩૨) બદપરહેજીની ખરાબી.

(૩૩) આળસ.

(૩૪) કરજ.

(૩૫) આગ.

(૩૬) આનંદ.

(૩૭) રાજ્યભક્તિ.

(૩૮) ચંદની.

(૩૯) શ્રીમંતાઈ અને ગરીબાઇ.

(૪૦) યુદ્ધ.

(૪૧) સ્વાર્થ.

(૪૨) જીંદગીનો વીમો.

(૪૩) યુરોપીયન ઢબ પર ખેતી ખાતર.

(૪૪) વેપાર.

(૪૫) મોજશોખ.

(૪૬) પૈસા ઉછીના લેવાની ટેવ.

(૪૭) મંડળીથી થતા લાભ.

(૪૮) સંપ.

(૪૯) સુખ,

(૫૦) કવિતા.

(૫૧) લોકની સ્થિતિ.

(૫૨) નિરાશ્રિત ફંડ.

(૫૩) લગ્ન.

(૫૪) ધર્મગુરૂ.
(૫૫) મેવાડના રજપુતો.
(૫૬) મરનારની ઉત્તર ક્રિયાઓ.
(૫૭) જોશીઓની વિદ્યા.
(૫૮) સતી થવાનો ચાલ.
(૫૯) બાળહત્યા.
(૬૦) હોજલ પડદે સ્ત્રીઓને રાખવાનો રિવાજ.
(૬૧) બે બાયડીઓનો વર.
(૬૨) સ્વયંવર.
(૬૩) ગૌશીતળ
(૬૪) જાદુગરોનું કપટ.
(૬૫) સ્ત્રીનો ધર્મ.
(૬૬) વરના ધર્મ.
(૬૭) વહેમ.
(૬૮) શિક્ષકનો ધંધો
(૬૯) કર-સીધાકર, આડકતરા સરકારી ને મ્યુ. ના કર.
(૭૦) મહેનતનાં વિભાગ.
(૭૧) ફિલ્સો.
(૭૨) નીરખ.
(૭૩) જમીનનો દર [વીઘોટી]
(૭૪) પૃથ્વી ફરે છે, તેની સાબીતીઓ.
(૭૫) ભરતી ઓટ.
(૭૬) ગ્રહણ.
(૭૭) ધીરજ.
(૭૮) સમય સૂચકતા.
(૭૯) શરીર સુખાકારી.
(૮૦) ક્ષમા.
(૮૧) સંતોષ.
(૮૨) આપબળ.
(૮૩) આપવડાઇ
(૮૪) લાંચ.
(૮૫) પોતા સમો બીજાને દેખવું.
(૮૬) વૃક્ષના ફાયદા.
(૮૭) ભલાઇ.
(૮૮) “બાપ તેવા બેટા, ને વડ તેવા ટેટા.”
(૯૦) નદી.
(૯૧) કનકવા (પતંગ).
(૯૨) સાંજનો વખત.
(૯૩) ભણીને શું કરવું.
(૯૪) દરીઆની મુસાફરી.

(૯૫) પ્રદર્શન.
(૯૬) શિકાર.
(૯૭) સોના રૂપાનો ભાવ.
(૯૮) ધર્મ જ્ઞાનની જરૂર.
(૯૯) ઇશ્વરનું અસ્તિત્વ.
(૧૦૦) મેવો ને ફળફળાદિ.
(૧૦૧) બદામ.
(૧૦૨) કેરી.
(૧૦૩) રામનવમીનો તહેવાર.
(૧૦૪) તાબુત.
(૧૦૫) નાતાલ વગેરે.

ૐ

# "મનુષ્ય યત્ન ઇશ્વરકૃપા."

જે માણસ પુરૂષાર્થ અથવા તો પુરૂષ પ્રયત્ન કરે તોજ ઇશ્વ- રની રહેમીયત માણસ પર થાય છે. કારણ કે

વાકયાર્થ: **"नहि सुप्तस्य सिंहस्य मुखे प्रविशन्तिमृगाः"** વલી **"आलस्यहि मनुष्याणाम् शरीरस्थो महारिपु."** માટે આળસ રૂપી નિદ્રાનો ત્યાગ કરી પ્રયત્ન કરવાથીજ ઇશ્વર અનુકુળ થાય છે.

આ ક્ષણભંગુર સંસારમાં પુરૂષાર્થથી યત્ન કરી પ્રભુની કૃપાથી નાશવંત જીંદગીની સફળતા મેળવવાને મુખ્યત્વે પુરૂષાર્થ સાથ કરીને ત્રીપુટી–પુરૂષાર્થ, પ્રમાણિકપણું અને ઉત્તમ કેવી રીતે અને તંદુરસ્તીની જરૂરીયત છે. એટલું તો તેની સાથે કઇ દિશામાં. યાદ રાખવું જોઇએ કે યત્ન યાતો પુરૂષાર્થથી પ્રત્યેક વસ્તુ મેળવી શકાય છે, પરંતુ તેની સાથે એટલું

પણ જાણવું જોઇએ કે પુરૂષાર્થ સત્ય વસ્તુ સંપાદન કરવામાંજ વપરાવું જોઈએ અને તેથીજ તેની સાથે પ્રમાણીકપણું અને ઉત્તમ તંદુરસ્તી જે ઇશ્વરદત્ત વસ્તુઓ છે તે પણ હોવી જોઇએ, પુરૂષાર્થ કરનારા ઉદ્યોગી સિંહ રૂપી પુરૂષની પાસે લક્ષ્મી તો પોતાની જાતેજ શક્તિનો ઉપયોગ કરે છે તે પુરૂષાર્થ છે.

**પુરૂષાર્થનું દ્રષ્ટિ ગોચર થતું પરીણામ.**

પુરૂષાર્થ કરવાથીજ ઇશ્વરદત્ત સૃષ્ટિનો વ્યવહાર તેમજ વ્યાપાર આગળ ચાલી રહેલ છે જગતનિયંતા પ્રભુને પણ પુરૂષાર્થ કરવો પડે છે. પ્રત્યેક વ્યક્તિ તેમજ જડ તથા ચૈતન્ય વસ્તુ પણ પોતાની શક્તિ અનુસાર પુરૂષાર્થ કરી રહ્યા છે અને ત્યારે તેના નિયંતા પ્રભુ પણ તેમને કૃપા કરી રહ્યા છે પુરૂષાર્થ કરવાથીજ મનુષ્ય પોતે ધારેલું–આરંભેલું કાર્ય પુરૂં કરી શકે છે. તેટલુંજ નહિ પરંતું પોતાના કર્મના સંયોગો ફેરવી નાખી નવું પારબ્ધ ઉત્પન્ન કરે છે, આધુનિક સૃષ્ટિમાં આપણે જે પ્રવૃત્તિ જોઇએ છીએ અથવા જે જે વસ્તુઓ આપણી દ્રષ્ટીગોચર થાય છે. તે મહાન્ વ્યક્તિઓના પુરૂષાર્થનુંજ પરીણામ છે. જગતની ઉત્પત્તિ સમયે ઇશ્વર મનુષ્યોને માત્ર જ્ઞાન આપી પેદા કર્યા હતાં, પરંતુ પુરૂષાર્થ વડે તેઓએ જોઇતા સાધનો ઉત્પન્ન કરી હાલમાં પ્રત્યેક વસ્તુનો પોતાની અનુકુળતાનુસાર ઉપયોગ કરવા માંડયો છે. શહેરોમાં રાષ્ટ્રોમાં તેમજ દેશોમાં મહાન ફેરફાર દેખાય છે, અથવા તો થાય છે તે પણ સતત્ પ્રયાસનું પરીણામ છે ત્યારેજ ઇશ્વરકૃપા થાય છે કે જયારે મનુષ્ય ખંતથી, પોતાનો પ્રયાસ નિષ્ફળ નીવડયાં છતાં, ચાલુ રાખે છેજ.

યત્ન કરવા છતાં કોઇ કાર્ય સિદ્ધ ન થય તો કોઇનો દોષ કહાડવાનો નથી, પરંતુ ધૈર્ય, માનસિક, સ્થીરતા

**પ્રયત્નમાં વિઘ્ન:** ખંત રાખી નીચેના સુત્રોનું નિરંતર મનન કરવાથી પોતાનું ધ્યેય જરૂર પ્રત્યેક નાની મોટી વ્યક્તિ સિદ્ધ કરી શકે છે.

**यत्ने कृते यदि न सिध्यति कोऽत्र दोषः ।**

" અખિલ વિશ્વમા એવી કોઇ પણ વસ્તુ નથી કે જે યત્નથી ન મેળવી શકાય અથવા અસંભ્ય હોઇ શકે. માત્ર માણુસનું મન અમુક નિશ્ચયપર દઢ થવું જોઇએ.

યત્નની સાથે નાસીપાસી પળ રહેલી છે, પરંતુ તે આપણું કાર્ય સફળ કરવામાં આપણો ઉત્તમ માર્ગદર્શક અને નમુનેદાર શિક્ષક બને છે નાસીપાસી થવાથીજ નિશ્ચયી પુરૂષ પુનઃ પુનઃ પોતાનું કાર્ય હાથમાં લે છે; વારંવાર મનન કરવાથીજ પોતાની મન બુદ્ધિ વિગેરે ચંચળ અને તિવ્ર બને છે અને ધીરે ધીરે આત્મશ્રદ્ધા ઉત્પન્ન થાય છે, પુરૂષાર્થ એજ પુરૂષ સિંહને ઉત્તમ સાત્વીક આહાર રૂપ છે, જેવી રીતે ઉત્તમ સાત્વીક આહાર મનુષ્યને પ્રફુલ્લીત બનાવે છે. તેવી રીતે ઉદ્યમી પુરૂષ પણુ ઉદ્યમથી આનંદી બને છે, વિદ્યા તેમજ લક્ષ્મી અને અન્ય અનંત ગુણાન્વીત પુરૂષ યત્ન રહિત હોય, તો ઇષ્ટ વસ્તુની પ્રાપ્તી કરી શકતો નથી. કારણુ કે કહેવત છે કે " **कार्याणि सिध्यन्ति यत्नै न मनोरथैः** " કાર્ય યત્નથી સિદ્ધ થાય છે કેવળ મનોરથ કરવાથી નહિ માત્ર મનોરથ કરનારને ઇશ્વર કૃપા કરી શકતોજ નથી. વિશેષમાં ફળની આશા રાખ્યા સિવાય મનુષ્યે યત્ન કરવો, કારણુ કે ગીતામાં કહ્યું છે કે " **कर्मण्येवाधिकारस्ते मा।**

**फलेषु कदाचन** " પુરૂષાર્થનું પરીણામ વહેલા યાતો મોડું આવ્યા વિના રહેતું નથી. કારણ ફળ આપવું તેતો ઇશ્વરનાજ હસ્તમાં રહેલું છે.

**ઉત્તમ પ્રકારનું પરીણામ લાવવામાં જોઇતા સાધનો:—**

ઉત્તમ અથવા સારા પ્રકારનું પરીણામ લાવવામાં મનની સ્થીરતાની જરૂર છે, અને ધૈર્યથી કરેલા કાર્યનું પરીણામ વિશેષ ફળપ્રદ નિવડે છે. સખત અને સતત્ પ્રયાસ કરતાં છતાં અવીચારી મનુષ્યો કોઇ પણ વસ્તુ અયોગ્ય સમયે કરે છે અને પરીણામમાં પશ્ચાતાપ અને નિરાશા રહે છે. જે વ્યક્તિઓ પોતે શું કાર્ય કરે છે તેનો વિચાર કરવા રસ્તામાં અટકતા નથી તેમજ તેનું ચિંતવન પણ કરતા નથી તેથી તેમનું ધ્યેય હવાઇ કીલ્લા પેઠે પડી જઇ નાશ પામે છે. જેટલું કાર્ય મહાન્ તેના પ્રમાણમાંજ કાર્ય દક્ષતા, પુરૂષાર્થ અને મનની સ્થીરતાની જરૂર છે; અને તેથીજ ઇશ્વર કૃપા થાય છે. જેઓ કાર્યનો અંત જોવામાં ઉતાવળ કરે છે તે તે કાર્યને માટે બરાબર લાયક નથી, કારણ કે તેવા કાર્યમાં સંપુર્ણ વિચાર અને સતત્ ચિંતવનની જરૂર હોય છે તેથી જરા ઉતાવળાપણું ભયંકર અને ત્રાસદાયક પરીણામ લાવે છે.

**ઉપમા—**

જેવી રીતે લોઢું કાટથી ખવાય છે, જેમ સ્થિર અથવા એકજ ખાડા ખાબોચીઆમાં પડી રહેલું પાણી ગંદુ બની જાય છે તેવીજ રીતે શરીર તથા ઇંદ્રિઓ પોતાની ફરજ બજાવવામાં જરા પણ બેદરકારી અથવા તો આળસ બતાવે છે તો તે શરીર ખવાઇ જાય છે; અને ઇંદ્રિઓ શીથીલ તથા મંદ થઇ જાય છે. ધીરજથી

પ્રયત્ન કરવાથી મહાન ફેરફાર થઇ શકે છે; સમુદ્રો પુરી બેટ બનાવી દેવાય છે; પહાડો કાપી છે જગ્યા પર મહેલો બનાવવામાં આવે છે અને મનથી અગમ્ય અને અલક્ષ્ય વસ્તુઓ પણ યત્નથી મેળવી શકાય છે.

દાખલો:— પોતાના ભાલપર પરસેવો વાળી કમાતાથીજ પોતાની રોટલી મીઠી લાગે છે." શેકસપીઅર.

" પુરૂષ પ્રયત્ન ખંતથી કરવાથીજ આ જગતમાં ફતેહ મળે છે." નેપોલીઅન. ૧

" એરોપ્લેન; સબમરીન, ક્રૂઝરો, વાયરલેસ ટેલીગ્રાફી; વિગેરે વિજ્ઞાનની શોધો પણ પુરૂષાર્થની ઇશ્વરી બક્ષીશજ છે."

પરીણામ:— આ પરથી સાર એટલોજ નિકળે છે કે પ્રત્યે વ્યકિત સ્ત્રી યા તો પુરૂષે દૃઢ નિશ્ચય બની, મજબુત આત્મ શ્રદ્ધા વડે પોતાનું લક્ષ્ય સાધવા પ્રયાસ કરવો જોઇએ અને તેની સાથે ઇશ્વર પર સંપૂર્ણ વિશ્વાસ અને યકીન રાખવો જોઇએ અને તેથીજ સંસાર રૂપ ખાડામાંથી આનંદનો ઉત્તમ ઉપભોગ પ્રભુ કૃપા વડેજ થઇ શકે છે. સંપૂર્ણ.

---

## " ઉજળું તેટલું દુધ હોતું નથી."

**પ્રસ્તાવના:**—ઉપરના સુત્ર ઉપરથી સમજાય છે કે પ્રત્યેક વ્યકિતની કિંમત અથવા તો ગુણ તેના બાહ્ય દેખાવ પરથી નક્કી કરી શકાતા નથી; આપણામાં એક પ્રાચીન કહેવત છે કે **आकृति गुणान् कथयति** ! પરંતુ આવી અંધા શ્રદ્ધા રાખવાથી કોઇ વાર ભયંકર પરિણામ આવે છે.

**કુદરતી વસ્તુઓ બનાવટ:**—સૃષ્ટિમાં એટલી બધી વસ્તુઓ છે કે જેના બાહ્ય દેખાવ પર વિશ્વાસ મુકી શકાય નહિં. દાખલા તરીકે, પૃથ્વીની સ્થીરતા, સૂર્યનું પરિક્રમણ, ચંદ્રનો પ્રકાશ, વિગેરે આપણી નરી આંખથી જોતાં જુદાંજ દેખાય છે, પરંતુ તે ભ્રમ ઉત્પન્ન કરનારાવાળી છે; પુનઃ કુદરતમાં જે વસ્તુઓ આપણને રંગ રૂપ, અને આકારમાં તેજસ્વી અને આકર્ષક લાગે છે, તે સર્વદા ઉપયોગી હોઇ શકતી નથી, કેટલાંક પુષ્પો રંગમાં ચમકદાર હોય છે, પરંતુ સુવાસ આવી શકાતી નથી; તેમજ સુવસીત પુષ્પો સુંદર હોય છે. તે ખાવામાં સ્વાદિષ્ટ હોઈ શકતાં નથી ભભકાદાર સુશોભીત કપડાંઓ ચાલવામાં ઘણાજ નબળાં હોય છે.

**મનુષ્ય અને પ્રાણીવર્ગ:**—ઇશ્વરકૃત સૃષ્ટિમાં દરેક વ્યક્તિ જ્યારે અન્ય વ્યક્તિના પરીચયમાં આવી પોતાનો અર્થ સાધવો હોય ત્યારે બાહ્ય દેખાવ ધારણ કરે છે અને તેથીજ પોતાની ધારણા અથવા મુરાદ પાર પાડે છે. માટે જે જે મનુષ્યોના સમાગમમાં આવીએ અથવા વહેવારમાં જોડાઇએ તે તે વ્યક્તિઓ વિશ્વાસપાત્ર છે કે કેમ તે જોવું જોઇએ. સંબંધમાં આવનાર દરેક વ્યક્તિની બારીક પરીક્ષા ત્યા વર્તનનું નિરીક્ષણ, કાળજી પૂર્વક કર્યા પછીથીજ તેની સાથે જોડાવું તે અત્યુત્તમ છે. કોઇ ધંધાદારી વણીક પોતાની ચીજો, વસ્તુઓ તથા બનાવટ માટે હલકો વિચાર આપશે નહિ કારણ કે દરેક જણ પોતાની ખામીઓ સંતાડવાને અને તેઓનો બચાવ કરવાને યત્ન કરે છે. તેની લેવડ દેવડ કરતાં પહેલાં બહુજ સાવચેતી, ડહાપણ અને કાર્ય દક્ષતા રાખીને સારૂ કરવું. પ્રાણીવર્ગમાં પણ તેમજ છે. બાહ્ય દેખાવ પર વિશ્વાસ રાખવાથી માણસ છેતરાય છે. ભરતા

કુતરાઓ ભાગ્યેજ કરડે છે, તેમજ વાઘ પોતાના શીકાર પર કુદતાં આગમચ સુંધવાનો ડોળ કરે છે. તેવીજ રીતે ગાય, ભેંસ, બળદ, વિગેરે દેખાવમાં રૂષ્ટ પુષ્ટ હોય છે પરંતુ તેથી ગાય, ભેંસ, ઘણું સારૂં દુધ આપતાં નથી, તથા બળદ બોજો ઉડાવી શકતો નથી. જેથી સુહાઇ ગએલ લોહિ વિનાના પ્રાણીઓ જાડા દેખાતા મનુષ્યો કરતાં સખ્ત કામ કરનાર, મજબુત અને હિમતવાળા હોય છે.

**ખોરાક પણ ભ્રમણા ઉત્પન્ન કરે છેઃ**—સંપત્તિવાળા, ખાનદાન સત્તાધીશ મનુષ્યો કવચીતજ છટાદાર અને ભભકાદાર કપડાં પહેરે છે, તેઓનો પોસાક સાદો અને સામાન્ય હોય છેઃ ફકત બુદ્ધિહીન, અક્કલમંદ પુરૂષો, પોતે છે તેના કરતાં વિશેષ દેખાવાને ખરચાળ કીમતી અને આકર્ષક પોશાક પહેરે છે; ખરેખર પૈસાદાર તેમજ કુળવાન મનુષ્યોને તેઓની મોટાઇ અથવા યશ વધારવાને ભભકાદાર પોશાકની જરૂરીઆત હોતી નથી; હલકટ, અધુરા મનુષ્યો પોતાની ખામીઓ, પોતાનું કુળ વિગેરે સંતાડવાને ખાતરજ ભારે કપડાં પહેરે છે, આપણા બાપદાદાઓ સાદા પોશાકમાં રહી, ઉચ્ચ વિચાર કરી, ઉચ્ચ ભૂમિકાએ પહોંચ્યા છે; તથા દેખાવથી, સુંદર કપડાંઓથી તેમજ મીઠી વાતચીતથી લોભાઇ જવું નહિં; આપણામાં કહેવત છેઃ—કે **मधु तिष्ठति जिव्हाग्रे, हृदये तु हलाहलं ।** વળી ગુલાબોની પથારીમાં કોઇ વખત સર્પો સંતાએલા હોય છે, અને નિર્મળ જળના ઝર્ણાઓમાં પુષ્કળ કાદવ હોય છે હસતાં ચહેરાવાળા મનુષ્યોના હૃદય ઘણીવાર કાળા માલુમ પડે છે. માટે સંપૂર્ણ પરીક્ષા કર્યા સિવાય કોઇપણ મનુષ્યમાં અથવા વસ્તુમાં વિશ્વાસ રાખવો જોઇએ નહિ.

---

# ગયો અવસર પુનઃ આવતો નથી.

**પ્રસ્તાવના:**—આપણને જે વખત મળે છે તેનો યોગ્ય ઉપયોગ્ય વખતે કરવામાં ન આવે તો પરીણામમાં આપણે ઘણુંજ સોસવું પડે છે. કેટલીક વખત તો માણસની જીંદગી પણ ભોગરૂપ થઈ પડે છે. અથવા તો બીજાં હજારો મનુષ્યોની જીંદગીનો નાશ થાય છે; તો જે વખત મળેલાં હોય છે; તેનો બહુજ કાળજીપૂર્વક ઉપયોગ કરવો; કારણ કે **कालो न याति वयमेव याताः** વખત પોતાનું કામ કર્યા જાય છે; આપણું આયુષ્ય ટુંક થાય છે એટલે આપણે તો મૃત્યુની સમીપ ઘસડાતા જઈએ છીએ.

**જીંદગીની અસ્થીરતા:**—મનુષ્યને મરવાનું તો છેજ અને જીંદગી અનશ્ચિત નાશવંત અને ટુંકી છે. કોઈ પણ વ્યકિત હિમતથી જીંદગીની મર્યાદા નકી કરી શકશે નહિ; કારણકે સ્નેહી મિત્ર મંડળમાંથી જુદો પડેલો એક માણસ રાત્રીએ છુટો પડે છે અને પ્રભાતે મિત્ર, બંધુ વિગેરે અન્ય વર્તમાન સાંભળી શોકાબ્ધીમાં ગરક થાય છે. બીજી બાજુએ જોતાં એક સુકાઇ ગએલ ખવાએલ શરીરવાળો માણસ ધાર્યા કરતાં પણ લાંબુ આયુષ્ય ભોગવે છે, વળી **न ज्ञाती जानकीनाथः प्रभाते किं भविष्यति ॥** માટે કોઈ કાર્ય મુલતવી નાખવું તે તો ઘણુંજ ભયંકર છે,

**વખત શિક્ષક છે:**—ધનવાન મનુષ્યો દુનિયાના કોઇ પણ ભાગપર અને વસ્તુપર સત્તા ચલાવી શકે છે; અને મેઘાવી પુરૂષો પોતાની બુદ્ધિથી કુદરતી તત્ત્વોપર પણ કાબુ મેળવી શકયા છે;

કિંતુ વખતને અટકાવવા માટે કોઇ પણ યુક્તિની શોધ ખોળ થઇ શકી નથી.

**પુનઃ વખત પર આવ્વાર:**—પુનઃ કોઇ પણ વ્યક્તિ હિંમતથી કહી શકશે નહિ, કે ફરી તેનો ગએલો વખત મલી શકશે, સારો મળેલો અવસર ફરીથી આવી શકતો નથી, માટે **गृहित इव केसेषु** મૃત્યુએ આપણો ચોટલો પકડેલો છે, એમ ધારીને પોતાને મળેલ અવસરનો સદુપયોગ કરવો જોઇએ; અને આજ કારણથી એક વસ્તુ એકજ સમયે અને એકી સાથેજ કરવી જોઇએ.

**ભવિષ્ય કોઇ જાણી શકતું નથી**—મનુષ્ય ખામી ખોડવાળું પ્રાણી છે. કોઇએ ભવિષ્ય જાણ્યું નથી અને જાણી શકવાના પણ નથી; તેથી પોતે વિલંબેલું કાર્ય ભવિષ્યમાં થશે કે કેમ તે ચોક્કસ કહી શકાયજ નહિં; કેટલીકવાર એવું બને છે કે માણસ અકસ્માત કારણોથી યા તો અણધાર્યા બનાવોથી ચાલવાને અથવા ધારેલું કાર્ય કરવાને અશક્ત થાય છે અને જીંદગીભર પથારી વશ રહી પોતાનો વખત પસાર કરવો પડે છે; કેટલીક વખત ગએલી તક ફરી મલી આવે છે. પરંતુ પહેલાંની માફક અનુકૂળ હોઇ શકતો નથી; અને વિશેષમાં કોઇકવાર એવું બને છે કે એવા હજારો પ્રસંગો માણસને સાનુકુળ થતા નથી અને પોતાની પ્રથમની થોડી ભૂલ માટે ચિરકાલ સુધી સહન કરવું પડે છે.

**અવસર વિત્યા પછી વરસાદ શું કામનો**—આ વાક્ય પરથી સમજાશે કે જો કૃષિકાર ઉન્હાળામાં પોતાનું ખેતર ખેડી રાખે અને ચોમાસામાં વરસાદ પડે તોજ પાક સારો આવે; પરંતુ ક્ષેત્ર બરાબર હળાયું ન હોય તથા વરસાદ ચોમાસાને બદલે શીયા-

ણામાં આવે તો શું કામનો ? આ વાક્ય એક એકુતનેજ લાગુ નથી પડતું પરંતુ જરાનો વિલંબ પણ આગળથી કરેલા કાર્યપર પાણી ફેરવે છે, અને નવું કાર્ય પોતાના હાથ કરવું પડે છે, દાખલા તરીકે એક ઉદ્ધત બાળકને સુધારતું હોય તો કુમળી વેલની પેઠે તેને શરૂઆતથીજ પ્રદ્ધતિસર કેળવવું જોઇએ. નહિં તો મોટા થયા પછીથી તેને રસ્તાપર લાવવામાં પુષ્કળ મહેનત પડે છે. આવા બીજા હજારો દાખલા હમેશાં જીંદગીમાં બને છે કે જેનું પરીણામ ભયંકર આવે છે.

દાખલો—એક વખત એક યોદ્ધો લડાઇમાં પોતાના અશ્વ પર ચડીને જતો હતો તેવામાં ઘોડાના પગનો લોઢાનો નાળનો ખીલો નીકળી ખોવાઈ ગયો, તેને જડાવવા પડોશના શહેરમાં જવા નીકળી પડ્યો. પરંતુ આગળ જતાં જતાં વિલંબ થતાં નાળ ખોવાઇ ગયો. આખરે ઘોડો ચાલી શક્યો નહિં, અને પરીણામમાં તે લડાઇમાં ઘોડાની મદદ ન રહેવાથી મરાયો. તેથી જો પ્રથમથીજ ઘોડાની સંભાળ રાખી હોત તો આવું માઠું પરીણામ ન આવત.

સારઃ—માટે તંદ્રા અથવા ઢીલનો ત્યાગ કરવો જોઇએ. અને જે વખત મળ્યો છે તેનો જેમ બને તેમ કરકસર અને કાળજીથી ઉપયોગ કરવો જોઇએ; નહિં તો પાછળથી પશ્ચાતાપ કરવો પડે છે. ગમે તેવું કાર્ય વખતસર કરવામાં આવે. તોજ તે ઉત્તમ રીતે પાર પડે છે. નહિં તો પાછળ બુદ્ધિથી શરીર તેમજ મન બન્નેને હાની થાય છે.

---

# "કહેવા કરતાં કરી બતાવવું એ વધારે ઉત્તમ છે"

પ્રસ્તાવના:—આપણામાં એક કહેવત છે કે, **परोपदेशे पाण्डित्यम्** ॥ એટલે કે અન્યને ઉપદેશ કરવામાં પંડિતાઇ અને તત્વ જ્ઞાનનો ઉપદેશ કરી શકાય છે પરંતુ તે ઉપદેશકને પોતાને કર્તવ્યમાં યોજવું હોય ત્યારે તો તે બની શકે કે કેમ! માટે કહેવા કરતાં કરી બતાવવું એ ઘણુંજ મશ્કેલ છે અને તેને લીધેજ તે વધારે ઉત્તમ છે.

કારણ:—શા માટે કહેવા કરતાં કરી બતાવવું તે મુશ્કેલ અને ઉત્તમ છે? કારણ કે માણસ દરેક કાર્ય નકલથીજ કરે છે, જો એક માણસ કોઇ નવી પદ્ધતિથી કાર્ય કરે છે. તો બીજો તેની નકલ કરે છે. અને તેની ત્રીજો માણસ નકલ કરે છે. આ પ્રમાણે ઉત્તરોત્તર ચાલ્યા કરે છેજ, અને આ પ્રમાણે તે વસ્તુ સામાન્ય થઇ જાય છે, જો કોઇ માણસ એક કાર્ય કરી તેમાં કોઇ પણ પ્રકારનું ઇનામ અથવા વેતન મેલવે છે તો બીજો તે કાર્ય કરવા પ્રેરાય છે. દરેક મનુષ્ય, જેણે કરૂણારસ યાનો હાસ્યરસ યુક્ત લાગણી-વાળો નટ જોયો હોય, તેની લાગણીઓનો તેણે જરૂર અનુભવ કરેલો હોવો જોઇએ; આ સર્વ કુદરતમાં દેખાઇ આવે છે. આઘાતનો પ્રત્યાઘાત જરૂર થાય છે; કોઇ માણસને પુછો એટલે પ્રત્યુત્તર આપશે અવાજનો પ્રતિધ્વની તુરતજ જવાબ આપશે. એક માણસ રૂદન કરતો હોય છે તો પાસે ઉભા રહેનારા દરેકના આંખમાં ચોક્કસ આંસુ આવશેજ, અને હસતો હશે તો અન્ય પણ હસવાના. પશુ પક્ષીઓમાં પણ આજ સ્થિતી છે. એક કુતરો ભસતો હોય છે તો બીજાં પણ

બેસવું શરૂ કરે છે, એક ઘોડો ખોંખારે છે તો બીજા પણ ખોંખારે છે, એક ઘેટું બેંબેં કરે છે તો આખું ટોળું તેની નકલ કરે છે. કહેવત છે કે गतानुगतिको लोकः

માબાપોએ પણ આ પ્રમાણે વર્તવું જોઇએ:—જો આપણે જાણી શકીએ છીએ કે દરેક વસ્તુ નકલથી શીખી શકાય છે તો માબાપે કાળજી પૂર્વક પોતાનું વર્તન રાખવું જોઇએ; કારણકે બાળકો પોતાના માતાપિતાની તુરતજ નકલ કરતાં શીખી જાય છે. પછી તે સારૂ હોય યા તો ખરાબ, યોગ્ય હોય કે અયોગ્ય માટે બાલકને જેમ અને તેમ સારી શીખામણ આપી સુધારવા જોઇએ. જે માબાપ બોલે કાંઇ અને ચાલે બીજી રીતે, તો બાળકો પણ ખોટુ કરતાં જલદીથી શીખી જાય છે. તેઓ માબાપની શીખામણ ધ્યાનમાં ન લેતાં માબાપ જેમ કરે છે તેમ કરે છે, બાલ્યાવસ્થા સદ્‌વિચારોનું પોષણ કરવાનો વખત છે; અને જો તે તરફ દુર્લક્ષ કરવામાં આવે તો ખરાબ વિચારોનાં વૃક્ષનું બીજ બાળકોના કુમળા મગજમાં સેવાઇ જઈ આગળ જતાં દૃઢ થઇ જાય છે. તે પુનઃ ઉખડી શકતું નથી.

શિક્ષકોએ પણ બોલવું તેમજ વર્તનમાં મુકવું જોઇએ:—બાળકોની યુવાવસ્થાનો કાળ ઘણું કરીને પાઠશાળાઓમાંજ પસાર કરવામાં આવે છે. બાળકોનું વર્તન સુધારવાનો તેમજ ભવિષ્ય ઘડવાની આ ઉત્તમ તક ગણાય છે. માટે માબાપે પોતાના બાળકોને જે શિક્ષકને આપવાના છે. તેમના વર્તનનું બારીક અવલોકન કર્યા પછીથીજ તે નિશાળમાં મોકલવા. તેમજ સારા શિક્ષકો નિભાવવા સારૂ તેમને માટે સારૂં વતન મલવું જોઇએ, કારણ શિક્ષકો ભવિષ્યની કેળવણીનો પાયો નાંખે છે; તે તેઓના શિષ્યોને ભવિષ્યના સારા

શહેરીઓ, ને પુનઃ પુનઃ પ્રમાણીક આજ્ઞાંકીત, સદ્વર્તનવાળા થવા ઉપદેશ કરે છે! શિક્ષકોમાં જો કોઇ પણ પ્રકારની ખામી હોય તો તમે ધારો છો કે બાળકો જેમ તે કહે તેમ વર્તન રાખે ખરા!

સારઃ—તેથી બાળાઓએ ઉપદેશ કરતાં પહેલાં ધ્યાનમાં એટલું રાખવુંજ જોઇએ કે કહેવા કરતાં કરી બતાવવું તે વધારે ઉત્તમ છે.

દાખલો—એક ફકીર પાસે એક ડોસી પોતાનો એક છોકરો જેને ગોળ ખાવાની ટેવ બહુજ પડી હતી તેને લઇને આવી! તેણે ફકીરને છોકરાને ગોળ નહિં ખાવા ઉપદેશ કરવા કહ્યું; પરંતુ ફકીરે તે દિવસે ગોળ ખાધેલ હોવાથી ઉપદેશ કરવા ના કહી. બીજે દિવસે ઉપદેશ કીધો અને છોકરાને ઉપદેશની અસર થઇ. ગોળ ખાવો બંધ કર્યો. માટે પહેલાં પોતે કહેવા કરતાં કરી બતાવવું.

---

## "જ્ઞાન એજ શક્તિ છે"

---

પ્રસ્તાવના—જ્ઞાન એજ શક્તિ છે; કારણ કે તે વડે મનુષ્ય તેમજ અન્ય પ્રાણીઓ પર સત્તા ભોગવી શકાય છે; વિશેષમાં જ્ઞાનથી ભૂત, ભવિષ્ય; અને વર્તમાન જાણી શકાય છે; જ્ઞા એટલે જાણવું, જ્ઞાનથી કુદરતના તત્ત્વો પર પણ કાબુ મેળવી શકાય છે. સાહિત્ય સંગીત, કળા, સર્વ જ્ઞાનથીજ વૃદ્ધિ પામે છે, ॥ साहित्यसंगीत कलाविहीनः साक्षात् पशुपुच्छविषाणहीनः ॥ માટે જ્ઞાન એજ સર્વસ્વ છે.

મનુષ્ય તેમજ પશુ પર કાબુઃ—જ્ઞાનથી જ્ઞાની પુરૂષ પોતે

જાતિ ભાઇઓ પર કાબુ મેળવે છે; તથા તેની ઈચ્છાનુસાર તેમને પ્રવર્તાવે છે. જ્ઞાનથી પોતાની મુશ્કેલીઓ દુર કરી વિદ્વાન પુરૂષ વિજય મેળવે છે. તેનેજ શ્રી વરમાળા પહેરાવે છે. જ્ઞાન મેળવતાં પહેલાંજ મુશ્કેલીઓ વેઠવી પડે છે તે અસંખ્ય અને અસહ્ય હોઇ શકે છે; અને તેને લઇનેજ જ્ઞાન ને ઉત્તમ ગણુઆમાં આવ્યું છે; જ્ઞાનથી પશુ પક્ષીઓ ને કેળવી કામ લઇ શકાય છે, જે સરકસ તથા બીજા તમાસા જોવાથી દેખાઇ આવે છે. જે કાર્ય શક્તિથી નથી થઇ શકતું તે જ્ઞાનથી સહેલાઇથી થઇ શકે છે; તેનાથી સ્વભાવ શાન્ત થાય છે, ઉશ્કેરાયેલ લાગણીઓને શાન્ત કરે છે અને બળવાખોરોને શાન્ત પાડે છે. સિંહ વાઘ જેવા હિંસક પશુંઓ પણ જ્ઞાનથી વશ થાય છે.

જ્ઞાન વખત પર પણ સત્તા ચલાવે છે;—વિદ્વાન પુરૂષ થોડા વખતમાં મોટું કાર્ય કેવી રીતે આટોપવું તે સારી રીતે જાણે છે. જ્યારે માણસો પહેલાં વખતનો ઉપયોગ જાણુતા નહોતા ત્યારે તેની કાંઇ પણ કીંમત ન હતી. ભૂતળ, ભૂગોળ, ખગોળ વિગેરેમાં ઘણીજ શોધ થઇ છે; તેથી પહેલાં કોઇ કાર્ય કરવા જે વખત લાગતો તેના કરતાં હવે થોડાજ વખતમાં કાર્ય પતાવી દેવાય છે: દાખલા તરીકે જ્યોતિષની ગણુત્રી પરથી અમુક વખતે સૂર્ય અથવા તો ચંદ્ર ગ્રહણ થઇ શકે છે તે કહી શકાય છે તે પણ જ્ઞાનથીજ. વિશેષમાં અમુક વખતે વંટોળીયા, ભૂકંપ તથા ઇતર દરીયાઇ અથવા જમીન પરના અકસ્માતીક બનાવો થશે તે પણ જ્ઞાનથી કહી શકાય છે.

જ્ઞાનથી તંદુરસ્તી સાચવી શકાય છે:—જ્યાં લોકો સુધરેલા હોય, અથવા તો પછાત દેશોમાં લોકો પ્રયોગ વસ્તુના તથા અસ્વ-

ચ્છતાથી થતી હાનીઓ જાણતા હોતા નથી ત્યાં માણસો અત્યંત દુ:ખ સહન કરે છે અને બહુજ કફોડી રીતે મરણને શરણ થાય છે; પરંતુ જ્યાં લોકો જ્ઞાન વાળા તેમજ વૈદકીય તથા શારિરીક વિષયોમાં આગળ વધેલા હોય છે ત્યાં એવી સ્થિતિ ઉત્પન્ન થતી નથી.

**જ્ઞાનથી કુદરતનું રહસ્ય બરાબર સમજાય છે:**—અત્યાર સુધી લોકો સૂર્ય ફરે છે તેમ માનતા હતા; પણ ખગોળના જ્ઞાનથી સિદ્ધ થયું છે કે પૃથ્વી ફરે છે, સૂર્ય તદ્દન સ્થિર રહે છે: અજ્ઞાની લોકો કહેવામાં આવે છે આકાશમાં કેટલાક ગ્રહો પૃથ્વીના જેટલાજ મોટા છે તો હસી કહાડશે, કારણ કે તેઓને જ્ઞાન છેજ નહિ. પહેલાં કોણ જાણતું હતું કે પાણી એ બે વાયુનું બનેલું છે; પરંતુ તે રસાયન શાસ્ત્રના જ્ઞાનથી સિદ્ધ થઇ શકે છે ત્યારેજ માલુમ પડે છે.

**કુદરતના હુમલામાંથી જ્ઞાનથી બચી શકાય છે;**—કુદરતને કોઈ પ્રેમી અને કોઇ દુશ્મન એવું હોતુંજ નથી. તેને તો મિત્ર અમિત્ર બંને સરખાજ છે, તે પોતાનું કાર્ય કરે જાય છે, અને તેના કાયદાનું ઉલ્લંઘન કરનારને તરતજ બદલો આપે છે, આપણે તેના કાયદાનો બરાબર અભ્યાસ કરવો જોઇએ, જેથી તેઓનો ભંગ થાય નહિ; કારણ કે તેની પાસે કોઇ પણ પ્રકારની દલીલ થઇ શકિત નથી. અગ્નિમાં હાથ ઘાલનાર નાનું બાળક અને વૃદ્ધ માણસ બન્ને સરખાજ દાઝે છે; ત્યાં બાળક અજ્ઞાન છે તેવો બચાવ થઇ શકતો નથી. તેથી માણસ જ્ઞાન સંપાદન કરે તો બીજાઓ જે અજ્ઞાની છે તે પર પોતે અમલ ચલાવી શકે છે. વૈદ્યો, વકીલો વિગેરેના દાખલા પુષ્કળ છે.

**જ્ઞાનથી માણસ સદ્દગુણી બને છે:**—સત્ય જ્ઞાન એટલે આ

જગત્ શું છે, તે કોણ છે, અને ક્યાંથી આવ્યો છે, ક્યાં જવું છે, તથા આ દુનિયામાં સત્ય વસ્તુ શું છે, વિગેરેના જ્ઞાનથી પોતે પોતાની વૃત્તિઓને મારી નિર્વાણ પામી શકે છે. લક્ષ્મી કલહનું મૂળ છે, અને તે બીજી વસ્તુઓની માફક સ્થિર નથી પણ ચંચળ છે, અને નાશવંત છે તો તેપર ભરૂસો રાખી અજ્ઞાનતિમિરમાં ગોથાં ખાવા વ્યાજબી નથી, વિગેરે જ્ઞાનથી જાણી શકાય છે. દરેક સ્ત્રી યા પુરૂષ તેનાથી પવિત્ર બને છે, તે અમૃત રૂપી ભોજન છે ભર્તૃહરિ કહે છેઃ–" **ज्ञाना मृतं भोजनम्** "

તેથીજ અમૃત રૂપી ભોજન કે જે ખરી શક્તિ દાતા છે તે સાર લેવા માટે જ્ઞાન પ્રાપ્ત કરવું અને તેનેજ અંગે આપણા ઋષિ મુનિઓ, મહાપુરૂષો અને પરમ જ્ઞાની અને દૈવીશક્તિવાળા છે.

---

# નાણાનો સદુપયોગ.

નાણું જગતમાં હરકોઇ માણસનું ભલું અથવા ભુંડું કરવામાં લોકો વાપરે છે. અને જ્યારે તે લોકોનું

**નાણું ભલું અથવા ભુંડું કરવાનું સાધન. તેનો સદુપયોગ** ભલું કરવામાં વાપરવામાં આવે ત્યારે તેનો સદુપયોગ થયો કહેવાય છે, અને જ્યારે ભુંડું કરવામાં વપરાય ત્યારે તેનો દુરૂપયોગ થયો કહેવાય છે.

તવંગર લોકો પોતાનાં મોજશોખનાં સાધન મેળવવા માટે નાણું વાપરે છે, સ્વાર્થી પુરૂષો કોઇને

**નાણાંથી થતાં ભુંડાં કામો ને તેનો દુરૂપયોગ.** લાંચ રૂશ્વત આપવામાં પોતાનું નાણું વાપરે છે, તેમજ ખુની લોકો ખુન કર-

વામાં મદદ તરીકે લાવે છે, અને કેટલાક લોકો પોતાનું નાણું વાણિજ્યની વસ્તુઓનાં ઇજારાઓ લેવામાં વાપરે છે, અને તેથી બીજા વ્યાપારીઓને તેનો ધંધો કરતા અટકાવી પોતેજ ખાસ ધંધો કરીને મરજી મુજબ કીંમત લે છે; ને લોકોને હેરાનગતિ કરે છે. કેટલાક ધનાઢ્ય લોકો પોતાનાં નામ પાછળ (ટાઇટલ) ઇલ્કાબ વિગેરે મેળવવામાં પોતાનાં ધનનો ઉપયોગ કરે છે. આવા આવા ઉપયોગથી સાધારણ જનસમાજને કંઇ ભલું તેઓ કરી શકતા નથી.

ધનાઢ્ય લોકોએ પોતાનું ધન સુપાત્રે સારા કામ માટે વાપરવું જોઇએ. એટલે કે કોઇ અનાથાશ્રમ કે જ્યાં નાણાંથી થતું ભલું અને અપંગો વિગેરેને નભાડવામાં આવતાં હોય, તેનો સદુપયોગ. કોઇ ઔષધશાળા કે જ્યાં ગરીબોને દવા વિગેરે અપાઇ સારવાર થતી હોય, કોઇ વિદ્યાલય કે જ્યાં ગરીબોને અને અનાથોને મફત કેળવણી અપાતી હોય, કોઇ હુન્નરશાળા કે જ્યાં ગરીબોને તેમજ કારીગરોને તેમનાં કામ માટે ઉત્તેજન મળવાથી દેશનાં ઉદ્ધારનું કામ થતું હોય, કોઇ દુષ્કાળફંડ કે જેથી અબોલા પ્રાણીઓ તથા મનુષ્યોનો દુષ્કાળ જે વખતમાં નિભાવ કરવામાં આવતો હોય, તેવા અનેક કાર્યો સાર પ્રતિષ્ઠિત સંચાલકોથી ચલાવાતા હોય ત્યાં ખરચવું જોઇએ; અને તેજ સુપાત્રે અને સારા કામે વાપરેલું ધન ગણી શકાય છે. શાસ્ત્રમાં પણ કહેલું છે કે 'धनानि जीवितं चैव च परार्थे प्राज्ञ उत्सृजेत्।' એટલે કે ડાહ્યા પુરૂષે ધનનો અને પોતાનાં જીવનનો પારકાનાં ભલા માટે ઉપયોગ કરવો; કારણ તે નાશવંત છે.

---

# "કરે તેવું પામે અને વાવે તેવું લણે."



જ્યારે કોઇ પણ માણસને પોતાનાં કૃત્ય પ્રમાણે ફળ મળે છે, ત્યારે આ કહેવતનો ઉપયોગ થાય છે. સારૂં કૃત્ય થયું હોય તો તેનું ફળ મળે છે, અને ખરાબ કૃત્ય થયું હોય તો તેવું ફળ મળે છે. અંગ્રેજી ભાષામાં પણ તેને મળતીજ કહેવત છે કે વાવશો તેવું લણશો. આપણા શાસ્ત્રોમાં પણ તેથીજ સારાં કૃત્ય કરવા ફરમાવેલું છે. કવીશ્વર દલપતરામે પણ એક કવિતામાં કહેલું છે કે "વંદન શબ્દ સુણો કહી વંદન, નિંદક થાઓ તમે કહી નિંદો." આ બોધ જો કે તેમણે વાચિક કર્મ માટે કહેલો છે, પણ દરેક કર્મને તે લાગુ પડી શકે છે.

કર્મ ત્રણ પ્રકારનાં હોઇ શકે છે. કાયિક વાચિક અને માનસિક, કાયા અથવા દેહવડે જાતે જે કાંઇ કૃત્ય કરીએ તે કાયિક કહેવાય: વિચાર કરવાથી જે કૃત્ય થાય તે માનસિક; અને બોલવાથી એટલે વાણીથી જે થાય તે વાચિક કર્મ કહેવાય છે.

પાંડવોને હેરાન કરવામાં કૌરવોએ જે જે ઉપાયો યોજ્યા તે સર્વમાંથી પાંડવો પોતાનાં સત્યથી અને સારી કરણીથી ઉગર્યા. કનોજનાં રાજા જયચંદ્રે પૃથ્વીરાજનો નાશ કરાવ્યો, તો અંતે તેનો પોતાનો પણ નાશ થયો. અલાઉદીને પોતાનાં કાકાને માર્યો તો કાફુરે તેને માર્યો.

માણસ પોતાનાં કર્મ વડેજ માન અથવા હલકી પદીને પામે છે. કહ્યું છે કે:—

न कस्यचित्कश्चिदिह स्वभावाद्भवत्युदारोऽभिमतः खलो वा।
लोके गुरुत्वं विपरीततां वा स्वचेष्टितान्येव नरं नयन्ति ॥

અર્થ—કોઇ માણસ જન્મથીજ સારો અથવા નરસા માણસની નજરમાં જન્મેલો નથી; પણ માત્ર તેનાં કર્મોજ દુનીઆમાં તેને માનને અથવા અપમાનને પહોંચાડે છે. જેથી કર્મો સારાં કરવા કે જેનું પરિણામ સારૂંજ મળે. કોઇ પણ કાળે કરેલું કર્મ મિથ્યા થતું નથી. તેનું ફળ તો અવશ્ય ભોગવવુંજ પડે છે, આ લોકમાં કે પરલોકમાં કહ્યું છે કેઃ—

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
कृत कर्मक्षयो नास्ति कल्पकोटिशतैरपि ॥

અર્થ—કરેલા કર્મનું શુભ અથવા અશુભ ફળ અવશ્ય ભોગવવુંજ જોઇએ. કરેલા કામનો નાશ કોટિ કલ્પે પણ થતો નથી.

પરલોકમાં પણ કરેલ કર્મ સાથે આવે છે. એને તે મુજબ ફળ મળે છે. કહ્યું છે કેઃ—

द्रव्याणि भूमौ पशवश्च गोष्टे भार्या गृहद्वारि जनः श्मशाने ।
देहश्चितायां परलोकमार्गे कर्मानुगो गच्छति जीव एकः ॥

અર્થ—ધન ભુમિપર રહે છે, ઢોર કોડમાં રહે છે, સ્ત્રી ઘરનાં બારણામાં, માણસો શ્મશાનમાં રહે દેહ ચિતામાં રહે છે, માત્ર જીવ પાછળ કર્મ પરલોકમાં જાય છે; અને તેથીજ ઉંચ નીચ જન્મ આવવો, કે સુખ દુઃખ મળવું થાય છે. બુદ્ધિ પણ કર્માનુસાર રહે છે. જેથી માણસો આ લોકમાં ને પરલોકમાં સુખી રહેવાને સારાં કર્મોજ કરવાં, અને સ્વપ્ને પણ બુરૂં કોઇનું કરવું નહિ કે તે માટે વિચાર પણ કરવો નહિ.

**દાનધર્મ માટે શાસ્ત્રીય પ્રમાણ.**

**भूत्वा महाधनः सम्यक्पोष्यवर्गं तु पोषयेत्।**
**अदत्त्वा यत् किंचिदपि न नयेद् दिवसं बुधः॥**

**અર્થ**—વિદ્વાને ધનવાન થયા પછી પોતાનાં કુટુંબ વિગેરે પોષ્યવર્ગનું પોષણ કરવું, અને દરરોજ કંઇને કંઇ દાન કર્યા વગર વાંઝીયો દીવસ કાઢવો નહિ. વળી પણ કહ્યું છે કેઃ–**परोपकाराय सतां विभूतयः** એટલે કે સત્ પુરૂષોની વિભૂતિ પરોપકારને અર્થેંજ વપરાય છે.

**પરોપકારાર્થે ધન વાપરવાથી થતા ફાયદા.**

પોતાનાં ધનથી પરોપકાર કરવાથી દેશનું, જગતનું તેમજ પોતાનું ભલું કરી શકાય છે. આ દુનિઆમાં અમર કીર્તિ મેળવી શકાય છે. અમેરિકા, જર્મની આદિ સુધરેલા દેશોમાં હાલ જે ચડતી આપણે જોઇએ છીએ તે તેઓનાં ધનનાં આવા ઉપયોગથીજ થએલી છે, તે દેશોમાં જે નવી શોધો થતી આપણે જોઇએ છીએ તે પણ તેનુંજ પરીણામ છે. કારણકે ત્યાં ધનાઢ્ય લોકો પોતાનાં ધનનો વ્યય પોતાની મોજશોખ વિગેરે કાર્યોમાં નહિં કરતાં કોઇ પ્રજાકીય ભંડોળ અગર કારીગરો કે નવી શોધ માટે કરવામાં આવતા પ્રયાસમાં રોકે છે. અને તેથી શોધ કરનારને ઉત્તેજન મળી દેશનું ભલું થાય છે. પોતાનાં ધનનાં આવા સદુપયોગથી પોતે સંતુષ્ટ થઇને પરલોકમાં પણ સુખ મેળવે છે.

**બોધ.**

તેથી ધનવાન પુરૂષોએ પોતાની અમર નામના મેળવવી હોય, અક્ષય્ય સુખ પ્રાપ્ત કરવું હોય તો પોતાનાં નાણાંનો પરહિત માટે યોગ્ય એટલે પાત્ર જોઇ ઉપયોગ કરવો; અને સત્કૃત્ય કરી સારૂં ફળ મેળવવું.

---

# કન્યા વિક્રય.

વિક્રય એ સંસ્કૃત શબ્દ છે, અને તેનો અર્થ વેચાણ થાય છે, અને કન્યા વિક્રય એટલે પુત્રીનું વેચાણ થાય છે. માણસે પોતાની છોડીના પૈસા લઇ પરણાવવી તેને કન્યા વિક્રય કહે છે. : તે ચાલ ઘણીક જ્ઞાતિઓમાં પ્રચલિત છે, અને તેને અંગે માબાપો દુષ્ટ બનીને પોતાની દીકરીઓને મનમાન્યા નાણાં લઇ ઘરડા વરને પણ પરણાવી દે છે અને દીકરીના ભવિષ્યનો જરા પણ ખ્યાલ રાખતા નથી.

શાસ્ત્રમાં આઠ પ્રકારનાં વિવાહ કહેલા છે; બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ અને પૈશાચ.

આગળ લોકો કન્યાદાનનું ખરૂં મહત્વ સમજતા તેથી કન્યાને પુરી રીતે શણગારીને બ્રહ્મા અને દૈવ વિધિથી વિવાહ કરી આપતા. પરંતુ હાલના જમાનામાં લોકો ધર્મથી અને શાસ્ત્રથી પતિત થઇને રાક્ષસ અને પૈશાચ વિધિથી નાણાં લઇ છોડીઓનાં લગ્ન કરે છે. આવો કુચાલ પેસવાનું મુળ કારણ એમ કહેવામાં આવે છે કે અગાઉ કન્યાનો બાપ પોતાની દીકરીનાં લગ્ન કરી આપવાનાં બદલામાં વરના બાપ પાસેથી ગાય લેતો; અને ધીમે ધીમે ગાયને બદલે હવે ધન લેવાનો રિવાજ પેસી ગયો; અને હવે તેનું એવું તો ગંભીર રૂપ થઇ ગયું છે કે દીકરી તે જાણે ઢોર હોય તેવીજ રીતે તેનું વેચાણ કરવામાં આવે છે, પરણનારનું વય, રૂપ, ગુણ, સંપત્તિ વિગેરે કશાનો પણ વિચાર કરવામાં આવતોજ નથી. માત્ર પૈસા મળ્યા એટલે થયું પછી દીકરી જાણે ને દિકરીનું ભવિષ્ય જાણે.

કન્યા વિક્રયથી બિચારી દીકરીને જન્મભર પસ્તાવો રહે છે. વર નાનો મલ્યો હોય અને કજોડું થયું હોય તો દુનિઆમાં લોકોનાં મહેણાં ખાવાં અને સાસરિઆમાં તેમજ પિયરમાં ઓશીયાળી જીંદગી કાઢવી પડે છે, અભણ મલ્યો હોય તો જીવનનું સાધન મેળવવા ફાંફાં મારવાં પડે છે, અને વૃદ્ધ મલ્યો હોય તો એક બે વરસમાં રંડાઇ જીંદગી ભરનો રંડાપો ભોગવવો પડે છે. આવાં કજોડાંથી કુકર્મો કરવા પ્રસંગ આવે છે, અને તેનાં નિમિત્તરૂપ માબાપ રહેવાથી તેનાં શ્રાપ લાગી માબાપને પણ તેવીજ રીતે દુઃખનાં અને પાપનાં ભોક્તા થવું પડે છે; અને જગતમાં વગોવાઇ દૃષ્ટાંતરૂપ થવું પડે છે.

" દીકરી ને ગાય દોરે ત્યાં જાય " એ કહેવત મુજબ માબાપ પાસે દીકરીનું કશું ચાલતું નથી. તેથી માબાપો ધિક્કારને પાત્ર જેટલા ગણીએ તેટલા ગણી શકાય શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

व्याघ्राः श्रेष्ठा मनुष्याणां कन्याविक्रयकारिणाम् ।
ते निर्दयाः परेष्वेव पुत्र्यादिषु दयापराः ॥

અર્થઃ—મનુષ્યોમાં કન્યા વિક્રય કરવા વાળાઓ કરતાં શિકારીઓ ઉત્તમ છે. કારણ કે તેઓ તો પારકા પ્રત્યે નિર્દય છે, પણ કન્યા વિક્રય કરનારાઓ તો પોતાની પ્રજા પ્રત્યેજ દયાહીન છે.

કન્યા વિક્રયનો પૈસો પાપરૂપ છે. તેથી તે પૈસો લેનારને આખરે ધૂળની ધૂળ રહે છે; અને વંશમાં પિંડ દાન દેવા પણ કોઇ રહેતું નથી.

વળી શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

मेरुमंदरतुल्यानि पापानि विविधानि च ।
रुद्रेजाप्ये दहेत्तानि कन्याविक्रयजं विना ॥

અર્થઃ—મેરૂ, મંદરાચલ સરખા દરેક તરેહના પાપો શિવને ભજવાથી નાશ પામે છે, પણ કન્યા વિક્રયથી થતું પાપ કદી નાશ પામતું નથી.

આવા કુચાલને લઇને જ્ઞાતિમાં કેટલાક લાયક વરોને કુંવારા જીંદગી માત્ર નાણાંના અભાવે ગાળવી પડે છે; અને તેથી જ્ઞાતિમાં વધારો થતો નથી અને દીન પર દીન જ્ઞાતિ ટુંકી થવા માંડે છે; અથવા તો કેટલાકોને પરજ્ઞાતિની હલકા વર્ણની કન્યાઓ ઓછે નાણે લાવવી પડે છે. તેથી જ્ઞાતિમાં વર્ણશંકર પ્રજા ઉત્પન્ન થાય છે. તેવી વર્ણશંકર પ્રજા જ્ઞાતિનાં નાશરૂપ નિવડે છે, અને જે ઉંચી પંક્તિ જ્ઞાતિની હોય છે તે અધોગતિ થાય છે.

ગીતામાં કહ્યું છે કેઃ—**संकरो नरकायैव.**

તેથી લોકોને ઉચિત છે કે તેવું ઘોર કર્મ કરવું ન જોઇએ, અને પોતાની જ્ઞાતિની અંદર સારા ધારાઓ બાંધી કન્યા વિક્રય જેવો કુચાલ જડમુળથી ઉખેડી લોકોનું અને પોતાની ભવિષ્યની પ્રજાનું ભલું કરવું, અને પુત્રીઓની શુભાશિષો મેળવી સ્વર્ગીય સુખનાં અધિકારી થવું.

## ખેતી.

ખેતીને સંસ્કૃતમાં કૃષિ કહે છે, અને તે કૃષ્ એટલે ખેડવું ધાતુપરથી બનેલ છે. કૃષિની મહત્તા જેટલી ગણીએ તેટલી ઓછીજ છે. કારણ કહેવત છે કેઃ—"ઉત્તમ ખેતી મધ્યમ વેપાર ને કનિષ્ઠ ચાકરી." શાસ્ત્રમાં પણ તેની તેવીજ મહત્તા જણાવેલી છે.

**उद्योगेषु कृषिः श्रेष्ठा न परमेष्यतां गताः ।**
**सुखदा सस्यसंपत्तिः सर्वेषां प्राणिनां यतः ॥**

અર્થ—સર્વ ધંધાઓમાં ખેતી ઉત્તમ છે. તેમાં કોઇની તાબેદારી કરવાની નથી. સુખને દેવાવાળી અને ધાન્ય વગેરે સંપતિને ઉત્પન્ન કરી બધા પ્રાણીઓનું પોષણ કરે છે.

ગૃહસ્થાશ્રમનો આધાર પણ ખેતી ઉપર છે. જેમ દેશમાં ઉત્તમ પ્રકારની ખેતી હોય, તેમ દેશ આબાદ હોય છે અને લેકો સુખી હોય છે, દ્રારિદ્રનું નામ પણ રહેતું નથી લોકોનાં મન પણ ધર્મ અને દાન કરવા તરફ વળેલાં હોય છે, તેથી ઉત્તમ ખેતી કરવાની ખાસ જરૂર છે. કારણ કહ્યું છે કેઃ—" ખેડ, ખાતર ને પાણી ભાગ્ય લાવે તાણી, " સારી ખેતી કરેલી હોય તો પુષ્કળ અનાજ પાકયા વગર રહેતું નથી. અને મહેનતનો બદલો જરૂર ઇશ્વર આપે છે.

ઉત્તમ ખેતી એટલે ઉત્તમ પ્રકારની એટલે કે ઉંડી અને ઝાઝી થવી જોઇએ, જમીનમાં ઢેફાં વગેરે ભાંગીને છુટા છુટા થઇ જવા જોઇએ, સારૂં કસદાર ખાતર જમીનની અંદર પુરવું જોઇએ; અને પાણી મોકલને તેની જરૂરીઆત પ્રમાણે પવું જોઇએ.

ઉંડી ખેડથી જમીનમાં રોપાંઓનાં મુળીઆંઓને ઉંડા જવાનું મળે છે, ને જમીનમાં રહેલો ખોરાક પણ સારી રીતે મળી શકે છે. સારાં ખાતરથી જમીનનું બંધારણ સુધરે છે. ને જે ખેરાક જમીનમાંથી ઓછો થયો હોય તે પુરાય છે. પાણીથી જમીનમાંથી ખોરાક ગળતીઓ બનીને રોપાઓને મળે છે, અને તેનાં દરેક અંગે ફરે છે.

ઉત્તમ ખેતી માટે સારાં પ્રકારનાં બીજની પણ જરૂર છે. સારૂં બી વાવ્યું હોય તો પેદાશ પણ સારી થાય છે, કહ્યું છે કે, " જેવું વાવીએ તેવું લણીએ. " એટલે બીની પસંદગી કરવામાં કાળજી રાખવી.

આપણા દેશની જમીન ઉત્તમ છતાં હાલમાં ખેતી નબળી હોવાથી ઉત્પન્ન ઓછું થાય છે: અમેરિકા, જાપાન, યુરોપ, આસ્ટ્રેલીઆ આદિ દેશો હાલમાં ખેતીમાં આગળ પડતા છે; અને નવી નવી શોધો અને અખતરાઓ કરીને જમીનની જાત સુધારી, બીમાં પણ સુધારો કરી, નવા નવા ખાતરો વાપરી, પાણી વિગેરેનાં સાધનો સુધારી ઉત્પન્નમાં વધારો કરી દેશને આબાદ કર્યા છે, અને કર્યે જાય છે.

હાલમાં અંગ્રેજ સરકારે પણ આંહીની ખેતી તેવી રીતે આબાદ કરવાને જુદા જુદા પ્રાંતોમાં કૃષિ પાઠશાળાઓ, અને ગ્રામ્ય શાળાઓ સ્થાપન કરી છે. જેનો ખેડુતવર્ગનાં વિદ્યાર્થીઓએ, લાભ લેવાની ખાસ જરૂર છે કે તેઓ પોતાની ખેતીમાં સુધારો થઇ શકે દેશી રજવાડાઓમાં તેવી એકે શાળા નથી; અને દીલગીર થવા જેવું છે, કે રાજ્યની આવકનો મુખ્ય આધાર ખેતી ઉપર છે, છતાં રાજાઓનું લક્ષ તે બાજુંં તરફ બીલકુલ દોરાતું નથી.

ઉત્તમ ખેતી કરવાને દેશમાં કૃષિ શાળાઓ, સુધરેલી ઢબ પર ખેતી કરવાનાં નમુનાનાં ખેતર, સારાં બી વેચવાની દુકાનો વિગેરે વિગેરે સાધનો દેશમાં થવાં જોઇએ; અને તેમ કરવામાં રાજાઓએ અને શ્રીમંતોએ ખાસ મદદ આપવી જોઇએ. કારણ કે રાજ્યની આવદાની અને શ્રીમંતની શ્રીમંતાઇનો આધાર ખાસ ખેતી ઉપરજ છે. કહ્યું છે કે " કણબી પાછળ કરોડ, કણબી કોઇ પાછળ નહિ; હળથી બાંધે હોડ, પેટ ભરે પાદશાહ તણાં. "

ખેતી કરવામાં કણબી લોક બહુજ મહેનતુ હોય છે. તેથી શ્રીમંત લોકોએ અને રાજ્યોએ તેવી પ્રજાને ઉત્તેજન આપવું જોઇએ; અને દેશની ખેતી આબાદ કરાવવી; અને મહીસુર રાજ્યનો દાખલો

લેવો. મહીસુર રાજ્યે પોતાની જમીન કોફી ( બુંદ ) વગેરે ઉત્તમ પ્રકારનાં વાવેતર કરવાને પ્રથમ યુરોપી વાવનારાઓને આપી, અને તેમની સાથે સરત કરી કે મજુરો મહીસુર રાજ્યનાંજ રાખવાં. બહારથી લાવવા નહી. પાછળથી જ્યારે મહીસુર રાજ્યનાં મજુરો તેવા વાવેતરો કરવામાં હુશિઆર થઇ ગયા ત્યારે તેઓને રાજ્ય તરફથી વાવેતર કરવા જમીન મળી, અને તે લોકો જાતમહેનતુ હોવાથી તેમની મુનીપજારેલી બીજો યુરોપી વાવનારાઓ આગળ સસ્તી પડવાથી યુરોપી વાવનારાઓ બંધ પડયા; અને દેશના લોકો ખેતી કરતા થયા.

ખેતીનાં ધંધાથી અનેક ફાયદાઓ મળે છે. દિવસે તે ધંધો કરતાં મન પણ આનંદમાં રહે છે; અને શરીર તંદુરસ્ત રહે છે. નવું નવું કુદરતી જ્ઞાન પણ મળે છે. જેથી ગરીબ તેમજ શ્રીમંતે તે ધંધો કરવામાં શરમાવા જેવું નથી.

## નિદ્રા.

નિદ્રા એ માણસની ઇંદ્રિઓને આખા દિવસનાં કામમાંથી આરામ આપવાનો વખત છે. નિદ્રાનું સ્થાન મગજમાં રહેલું છે. મગજમાં જ્યારે કાર્યને માટે જોઇતું લોહી જતું બંધ પડે છે, અને તે સંકોચાય છે ત્યારે નિદ્રા આવે છે. કોઇ કોઇ પુરૂષોને ગાઢ નિદ્રા સ્વપ્ન વગરની આવે છે, અને કોઇ કોઇને અવાર નવાર સ્વપ્નાઓ આવે છે, અને અચાનક જાગી જાવું પડે છે; આવા પુરૂષોની તંદુરસ્તી સારી હોતી નથી, સાદો ખોરાક, સાધારણ કામ અને અને ચિંતાના અભાવથી સારી નિદ્રા આવે છે. શ્રીમંત લોકોને પોતાનાં એશ આરામને લઇને અને અતિશય ચિંતાને અંગે તેવી નિદ્રા આવતી

નથી. કુદરતનો નિયમ છે કે આખા દિવસના કામ પછી પ્રાણી માત્રને આરામ આપવો અને તેથીજ ઇશ્વરે કામ કરવા માટે દિવસ અને આરામને માટે રાત્રિ રાખેલી છે. એ નિયમનું જરા પણ ઉલ્લંઘન થાય છે કે માણુસની તંદુરસ્તી ઉપર અસર જણાય છે. માણુસ બીલકુલ આરામ ન લે તો જીવવું પણ કઠણુ થઇ પડે છે.

જેવી રીતે દિવસ પછી રાત્રી આવે છે, તેવીજ રીતે સખ્ત કામ વાળાને નિદ્રા આવે છે. આળસુ, ચિંતાતુર માણુસ કરતાં દિવસ ભર સખ્ત કામ કરનાર મજુરને સારી નિદ્રા આવે છે.

ઘણા લોકો દિવસે જમ્યા પછી સુવાની આદત વાળા હોય છે. પણ આથી તે લોકોમાં બપોર પછી સુસ્તી અને આળસ રહ્યાં કરે છે, અને કોઇપણ ઉતાવળનું કામ થઇ શકતું નથી. જેથી તે ટેવ સારી નથી.

માણુસોને નિદ્રા લેવા માટે જુદી જુદી રીતે સુવાની ટેવ હોય છે; કોઇ ચત્તા સુવે છે, તો કોઇ પડખાભર અથવા તો કોઇ ઉંધો સુવે છે. કોઈ લાંબા તો કોઇ ધુંચળું વળીને પડે છે. કોઇને ગમે એટલો શોર થતો હોય તો પણ નિદ્રા આવી જાય છે, ને કોઇને જરા પણ ગણુગણાટ ગમતો નથી.

કેટલો વખત સુવું તે વિષે જુદા જુદા મત છે. પણ વિદ્વાન પુરૂષોએ ૬ થી ૮ કલાક નિદ્રા લેવા કહેલું છે. તે પ્રમાણે રાત્રિના ૧૦ થી ૫ વાગતા સુધીમાં નિદ્રાનો ઉત્તમ વખત છે, સવારે વહેલા ઉઠનારાઓનું શરીર જાગૃતિ વાળું રહે છે. દિવસમાં જરા પણ સુસ્તી તેમનામાં રહેતી નથી.

નિદ્રા માણુસને તાજો બનાવે છે, અને બધા દુઃખો અને ચિંતાઓને વિસારે પાડી દે છે. તેથી બીજે દીવસે માણુસમાં તાજી શક્તી આણી હોસીલો બનાવે છે.

નિદ્રામાં સ્વપ્નાઓ આવવાં એ ભારે ખોરાક અને અતિશય કંટાળા ભરેલા કામનાં પરિણામો છે; તેથી તેવી બાબતોથી સાવધ રહેવાથી સારો નિદ્રા આવી તંદુરસ્તી જળવાશે. સ્વપ્નમાં મગજની તેમજ મનની નબળાઇ જણાવે છે. માટે સ્વપ્નાંઓ ન આવે તેવા ઉપાયો યોજવા.

એક જોન્સ નામનાં અંગ્રેજ કવિએ કહ્યું છે કેઃ—

" કાયદા પ્રમાણે નિદ્રા ૭ કલાક લેવી અને કામ ૧૦ કલાક કરવું, અને બાકીનો વખત ઇશ્વર આરાધનામાં ગાળવો. "

તે પ્રમાણે વર્તવાથી શરીરની તંદુરસ્તી સારી જળવાઈ દેહનું અને આત્માનું કલ્યાણ કરી શકાય છે.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

## રિપોર્ટ તથા અરજીઓ કરવા વિષે.

રિપોર્ટ એ અંગ્રેજી ભાષાનો શબ્દ છે, એનો અર્થ સામાન્ય રીતે " અરજી " એજ છે. છતાં હાલ વહીવટમાં સાધારણ રીતે સરકારી નોકર જે કાંઇ લખાણ કરે તેને રિપોર્ટ કહે છે, અને રૈયત ( લોકો ) સરકારી નોકરને પોતાની જે કાંઈ દાદ લખાણથી રજુ કરે તે ' અરજી ' કહેવાય છે.

રિપોર્ટને મથાળે ' ગરીબપરવર સલામત ' એવું કાંઇ લખવા

માં આવતું નથી. જે અધિકારી તરફ રિપોર્ટ કરવામાં આવે છે, તેનો હોદ્દો ફક્ત લખાય છે; અને અરજીમાં માજી રાજ્યના વહીવટ મુજબ કેટલાક લખનારા હજુ 'ગરીબપરવર સલામત' એમ લખે છે, બીજી લીટીના આરંભમાં રિપોર્ટની માફક જે અધિકારી તરફ અરજી કરીએ તેનો દરજ્જો પુરી રીતે સ્થળ સાથે લખવો. કેટલાક અરજદાર તેવો દરજ્જો શીરનામામાંજ ફક્ત લખે છે, પછી આરંભથી 'સાહેબની જનાબમાં અગર સાહેબની ખીજમતમાં' હું નીચે સહી કરનારની સલામ સાથે અરજ એ છે કે ઇ.—લખી પોતાની હકીકત લખવી શરૂ કરે છે.

રિપોર્ટ તથા અરજીમાં જે અધિકારી તરફ તે લખીએ તેનો દરજ્જો લખતાં ઘણી વખત ભૂલ થાય છે, તેમ માહીતગાર માણસથીજ તે લખી શકાય છે, માટે નીચે ઘણાખરા ખાતાના અધિકારી સાહેબોનો દરજ્જો જણાવ્યો છે; દરજ્જાની જોડે બનતાં સુધી તે અધિકારી સાહેબનો ઇલ્કાબ જોડવો જોઇએ. હલકા સરકારી નોકરો જેવા કે નિશાળનો મહેતાજી, ગામનો તલાટી, પોસ્ટ માસ્તર, ગેટ અમલદાર, કારકુન, તથા આબકારી ખાતાનો સબઇન્સ્પેકટર વગેરે નોકરોને 'ઇજતે આસારે' એ ઇલ્કાબ છે. ઇલ્કાબ વગરનું લખાણ તોછડું છે; માટે વિવેકસર લખનારે બનતાં સુધી તે લખવુંજ જોઇએ. ઇજતે આસારથી ચઢતા દરજ્જાનો ઇલ્કાબ 'આઝમ' શબ્દનો છે, આઝમ ને ઇજતે આસાર એ બંને ફારસી ભાષાના શબ્દો છે, 'આઝમ' એટલે 'મોટો' અર્થ થાય છે, પણ અમુક દરજ્જાના અધિકારી સાહેબોનેજ લખાય છે, તાલુકા માસ્તર, સર કારકુન, અવલકારકુન, અને થર્ડ ક્લાસ માજીસ્ટ્રેટ, તાલુકાનો પોસ્ટ માસ્તર,

ઓવરશીઅર, વગેરે અધિકારી સાહેબોને 'આજમ' નો ઇલ્કાબ છે. તેમને ' આજમ મહેરબાન સાહેબ ' એમ લખવું.

દેશી અધિકારી સાહેબો માટે ઇજતે આસાર અને આજમથી ચઢતા દરજ્જાનો ઇલ્કાબ રાવસાહેબ કે ખાનસાહેબ છે. હિંદુ અમલદાર હોય, ત્યારે તેમને રાવસાહેબનો ને પારસી, મુસલમાન કે દેશી ખ્રીસ્તી હોય, ત્યારે તેમના નામ જોડે ખાનસાહેબનો ઇલ્કાબ લખાય છે. રેવન્યુખાતામાં તાલુકાના અમલદારો, પોલિસ ખાતામાં પોલિસ ઇન્સ્પેકટરો, મોટા, સરકારકુનો, ઇનસાફી ખાતામાં હલકી પાયરીના સબજડજો ( મુન્સફો ), સરકારી વકીલ, મોટાં શહેરની મ્યુનીસીપાલ કોરપોરેશનના મેમ્બરો આબકારીખાતાના ચઢતા દરજ્જાના ઇન્સ્પેકટરો, નિશાળખાતાના ડેપ્યુટી ઇન્સ્પેકટરો વગેરે સરકારી નોકરો કે જેમનો પગાર રૂ. ૧૫૦) થી જાદે અને લગભગ રૂ. ૩૦૦ ૩૨૫ સુધી દર માસે હોય, તેમનો ઇલ્કાબ રાવસાહેબ કે ખાનસાહેબ છે.

રાવસાહેબ કે ખાનસાહેબથી ચઢતા દરજ્જાનો ઇલ્કાબ દેશીઓ માટે રાવબહાદુર કે ખાનબહાદુર છે. ૩૦૦)થી રૂ. ૧૦૦૦–૧૨૦૦ સુધી દરમાસે જે દેશી અધિકારી સાહેબોને પગાર મળતો હોય તેવા સઘળાઓ રાવબહાદુર કે ખાનબહાદુર કહેવાય છે. તેમજ મ્યુનીસીપાલીટી વગેરે સરકાર જોડે સંબંધ રાખતાં ખાતાંના મુખ્ય અધિકારીઓને પણ એ ઇલ્કાબ લખાય છે. વળી સરકાર તરફથી જેમને એવા ઇલ્કાબ આપવામાં આવે છે, તેઓને પણ રાવબહાદુર, ખાનસાહેબ, કે ખાનબહાદુર લખાય છે. સરકારી ખાતાના મુખ્ય દેશી અધિકારી સાહેબોનો ઇલ્કાબ રાવબહાદુર કે ખાનબહાદુરનો છે, તે

દરેક અરજદારે પોતાની અરજીમાં લખવોજ જોઇએ. પણ હાલમાં સરકારે રાવસાહેબ, રાવબહાદુર ઇલ્કાબો સરકારી નોકરોને લખવાનું બંધ પાડયું છે.

હવે દરેક ખાતામાં ચઢતા ઉતરતા અધિકારી સાહેબો આ રાજ્યમાં શી રીતે છે, તે ખાતાવાર પૃથક પૃથક નીચે લખ્યા છે, તે પરથી દરેક ખાતામાં જે કોઈ અમલદાર સાહેબ તરફ અરજી કરવી હોય. તેનું શીરનામું વગેરે બરાબર રીતે જાણવામાં આવે છે; અને તે જાણવાથીજ અરજી યોગ્ય અધિકારી સાહેબ તરફ લખી શકાય છે, અને મોકલી શકાય છે.

રેવન્યુખાતામાં ગામડાની ઉપજ ઉઘરાવનાર હલકામાં હલકા સરકારી નોકર છે, તે નામના ઇજતે આસાર પટેલ તલાટી છે, તેનો ઉપરી અમલદાર તે તાલુકાનો આજમ મહાલકારી અને રાવસાહેબ કે ખાનસાહેબ મામલતદાર છે. મામલતદારની કચેરીમાં એક અવલ કારકુન, એક જમાબંધી કારકુન, એક માજીસ્ટ્રેટી કારકુન, એક તુમારી કામો લખનાર ચીટનીસ કારકુન, અને તાલુકામાં ફરનાર એકાદ બે જનરલડયુટી કારકુનો, તેમજ બીજા સાધારણ કારકુનો, ને એક (ટ્રેઝરર (ત્રીજોરી કારકુન) કે સરાફ હોય છે. મામલતદારનો ઉપરી ડિવિઝનમાં આસિસ્ટંટ કલેકટર કે ડિસ્ટિકટ ડેપ્યુટી કલેકટર સાહેબ છે; અને ત્રીજોરીના સંબંધમાં હજુર ડેપ્યુટી કલેકટર સાહેબ છે. ડિવિઝનના કલેકટર સાહેબો કે ડિસ્ટ્રીકટ કલેકટર સાહેબ એ સઘળા ફર્સ્ટક્લાસ માજીસ્ટ્રેટ હોય છે; તાલુકાનો મામલતદાર જે ઘણું કરી સાધારણ રીતે સેકન્ડ ક્લાસ પાવરવાળો હોય છે, તે તથા અવલકારકુન, જે થર્ડ ક્લાસ પાવરવાળો હોય છે તેમના ફેંસલા પર જીલ્લાના

કલેક્ટર સાહેબ (ફર્સ્ટ ક્લાસ ડિસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબ) ને આપલ થઇ શકે છે. તેમજ રેવન્યુ કામની પણ સઘળી અપીલ જીલ્લાના કલેક્ટર સાહેબનેજ થાય છે. રેવન્યુખાતામાં હલકામાં હલકી રૂ ૪) ના પગારની ગામેગામ હવાલદારની જગ્યા જે ઘણીખરી રૂ. ૧૦ થી રૂ. ૨૦) સુધીની હોય છે તે ડિવીઝનનો આસિસ્ટંટ કે ડિસ્ટ્રીક્ટ કલેક્ટર સાહેબ આપી શકે છે, પટેલ નીમવાનું કામ પણ તેજ અધિકારી કરે છે, પણ તે પર કલેક્ટર સાહેબ તરફથી બહાલી મળવી જોઇએ, કલેક્ટર સાહેબ દરેક મામલતદારની કચેરીના કારકુન, તેમજ ફોજદારના તાબાના કારકુન, તથા આબકારી ખાતાના હલકા દરજ્જાના ઇન્સ્પેક્ટર, લોકલફંડ ખાતાના કારકુન પટેલોની. તેમજ આસિસ્ટંટ, ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી કે હજુર ડેપ્યુટી કલેક્ટરની ઓફિસના તમામ કારકુનો, ને પોતાની ઓફિસના કારકુનો રૂ. ૧૨ થી રૂ. ૫૦ સુધીનાને નીમી શકે છે. કલેક્ટર સાહેબના ઉપરી તે રેવન્યુ કમીશનર સાહેબ છે. ને મામલતદારની, અવલ કારકુનની ને ડેપ્યુટી કલેક્ટરની જગ્યા આપી શકે છે, પણ ડેપ્યુટી કલેક્ટર જેવી મોટી જગ્યા માટે ગવર્નર ઇન કૌન્સિલની મંજુરી લેવી પડે છે, રેવન્યુ કમિશનર સાહેબના કરેલા ફેંસલાથી નારાજ થઇ અપીલ કરવી હોય, તે ગવર્નર ઇન કૌન્સિલનેજ થાય છે.

પોલિસખાતામાં હલકામાં હલકા નોકરો તે ગામડાનાં પોલિસપટેલો તેમજ છેલ્લા વર્ગના કોન્સ્ટેબલો (સીપાઇ) છે. કોન્સ્ટેબલનો ઉપરી ગેટ અમલદાર હવાલદાર હોય છે. પોલિસ હવાલદારો રૂ. ૧૦ થી ૨૦ સુધીના લગભગ પગારદાર છે. તેના ઉપર જમાદારો જેને ગાયકવાડી રાજ્યમાં નાયકફોજદાર કહે છે તે હોય છે,

તેના ઉપરી તરીકે તાલુકાનો ફોજદાર એટલે ચીફ કોન્સ્ટેબલ છે, ચીફ કોન્સ્ટેબલના ઉપરી પોલીસ ઇન્સ્પેક્ટર હોય છે, અને તેમના ઉપરી આસિસ્ટંટ પોલીસ સુપરિટેન્ડેન્ટ કે જીલ્લા પોલીસ સુપરિન્ટેન્ડેન્ટ હોય છે. હલકા પગારના તમામ કોન્સ્ટેબલ ( સીપાઇ ) નીમવાનું કામ પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ સાહેબનું છે, તમામ ફોજદારી ગુન્હેગારોને પકડી લાવવાનું, સમન કે વારંટ બજાવવાનું, ત્રિજોરી સંભાળવાનું ને એક જગ્યાથી બીજી જગ્યાએ તે પહોંચાડવાનું તેમજ કેદીઓને લઇ જવા વગેરે કામ પોલિસનુંજ છે. પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબનો ઉપરી તે પોલીસ કમીશનર સાહેબ છે ફોજદારની જગ્યા તેજ આપે છે. પોલીસ કમિશનરના કામથી નારાજ થઇ અપીલ કરવી હોય તો તે પણ ગવર્નર ઇન કૌન્સિલનેજ થઇ શકે.

જ્યુડિશીયલ એટલે ઇન્સાફી ખાતાનો સૌથી મોટામાં મોટો અમલદાર જીલ્લામાં સેશનજડજ સાહેબ છે, જડજ સાહેબનાં તાબામાં તે જીલ્લાના સઘળા માજીસ્ટ્રેટ સાહેબો અને સબજડજ સાહેબો છે. માજીસ્ટ્રેટ સાહેબના ત્રણ વર્ગ છે. ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટને જુજ સજા ( એક માસ સુધીની કેદની કરવાનો અધિકાર હોય છે. બીજા વર્ગના માજીસ્ટ્રેટને છ માસ સુધી કેદ અને રૂ. ૨૦૦ સુધી દંડ કરવાનો અધિકાર છે, અને પહેલા વર્ગના માજીસ્ટ્રેટને બે વર્ષ સુધીની કેદની અને રૂ. ૧૦૦૦ સુધી દંડ કરવાની સત્તા છે. તેમના ફેંસલા પર અપીલ કરવી હોય તે ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ ને થાય છે, ડિસ્ટ્રીકટ માજીસ્ટ્રેટો ઘણું કરી જાતે ઈન્સાફ કરતા નથી, પણ તાબાના બીજા માજીસ્ટ્રેટને તે કામ સોંપે છે. બે વર્ષ ઉપરાંત કેદની, સમુદ્રપારના કે ફાંસીની સજા સેશન જડજ સાહેબ કરે છે. સેશનજડજ સાહેબનાં તાબામાં આસિ-

સ્ટંટ સેશનજડજ કે જોઇન્ટ સેશનજડજ સાહેબ પણ હોય છે ફાંસીની સજા માટે હાઇકોર્ટના નામદાર જડજ સાહેબની મંજુરી સેશનજડજ સાહેબને લેવી પડે છે. ફોજદારી હલકા ગુન્હાઓનો ઇનસાફ જેમ માજીસ્ટ્રેટ સાહેબો કરે છે, તેમ પાંચ હજાર રૂપીયા સુધીના દિવાની દાવાના ચુકાદા બીજા વર્ગના સબ જડજ ( મુન્સફ ) સાહેબ કરે છે, અને તેમના કરેલા ફેંસલાપર જડજ સાહેબને ત્યાં અપિલ થઇ શકે. પાંચ હજાર ઉપરાંત ભારે દાવાઓની ફરિઆદ પહેલા વર્ગના સબોર્ડિનેટ જડજ સાહેબ ( પ્રિન્સિપલ સદર અમીનને ) ત્યાં થાય છે; અને તેમના ફેંસલાપર અપિલ ઘણું કરી બારોબાર હાઇકોર્ટ માંજ થાય છે. સ્મોલકોઝ કોર્ટના જડજ સાહેબ ફક્ત નાની નાની લેણુ દેણુની રકમના દાવાઓ ચુકવે છે. પણ તેમના કરેલા ફેંસલાપર અપિલ થઇ શકતી નથી.

દસ્તાવેજ નોંધાવવા સારૂ દરેક તાલુકામાં સબરજીસ્ટ્રારની એક નાની કચેરી હોય છે. તેઓ યોગ્ય ફી લઇ તમામ દસ્તાવેજ નોંધે છે, અને યોગ્ય સ્ટાંપ પર થયો છે કે નહિ, અવેજ પુરેપુરો અપાયો છે કે નહિ વગેરેની ચોકસી રાખે છે. વકીલ બારિસ્ટરોના ખર્ચથી ડરી પોતાની પંચાત પંચને ( લવાદને ) સોંપે છે, અને લવાદે કરેલો ફેંસલો કોર્ટ નોંધી લે છે તેથી કોર્ટના જેવોજ તે ફેંસલો ગણાય છે. આવા ફેંસલા સિવાય બીજા ખાનગી રીતે કરારના જે લેખો થાય તે સઘળા સબરજીસ્ટ્રાર સાહેબને ત્યાં નોંધાવવા પડે છે. સબરજીસ્ટ્રારના ઉપરી રજીસ્ટ્રાર જનરલ સાહેબ હોય છે.

જીલ્લાના દરેક શહેરમાં કેદીઓને રાખવા જેલ હોય છે; તેમાં બે ત્રણ માસના કેદીઓને રાખે છે, જેલના ઉપરીને જેલર કહે છે.

લાંબી મુદતના કેદીઓને માટે અમદાવાદમાં એક સેન્ટ્રલ જેલ બાંધી છે. બધા જેલરોના ઉપરી જેલનો સુપરિન્ટેન્ડેન્ટ છે.

આબકારી ખાતામાં એક્સ્ટ્રા તલાટી, સબઇન્સપેકટર ને ઇન્સ્પેક્ટર નામે અધિકારી હોય છે; ત્રણ ચાર તાલુકા ભેગા કરી તેના ઉપર એકેકો ડિવિઝનનો મોટો ઇન્સ્પેકટર રાખે છે, કે જેની નીમણુક કસ્ટમ કમિશનર સાહેબ તરફથી થાય છે. જકાત ઘણું કરી કરીઆ કાંઠાની હોય છે; મોટા બંદરે પુરજા કચેરી હોય છે. તેમાં સરકારકુન નામે અધિકારી હોય છે. તેમના ઉપરી તે ખાતાના આસિસ્ટંટ કલેક્ટર સાહેબ હોય છે; અને તેમના ઉપરી કસ્ટમ ખાતાના કલેક્ટર સાહેબ હોય છે, અને તેમના ઉપરી કસ્ટમ કમિશનર સાહેબ હોય છે; અને તેમનાથી આગળ વધી અરજી કરવી હોય ત્યારે ગવર્નર ઇન કૌન્સિલનેજ થાય છે. મીઠું પકવવાના બંદરે પણ સરકારકુન નામેજ અધિકારી હોય છે. તેના તાબામાં કેટલાક કારકુન તોલાટ વગેરે હોય છે; તેમ બંદરના નાકાપર તપાસ રાખવા પ્રિવેન્ટિવ ઇન્સપેકટર નામે અધિકારી હોય છે, તેમના ઉપરીઓ પણ કસ્ટમ ખાતાના આસિસ્ટંટ કલેકટર, કમિશનર વગેરે સાહેબો છે.

અફીણની ચોરીઓ અટકાવવા સરહદપર ફ્રન્ટિયર ઇન્સપેકટર સાહેબ નામે અધિકારીઓ હોય છે. તેઓ કસ્ટમ કમિશનર સાહેબના તાબામાંજ હોય છે. રેવન્યુ ખાતાની પેઠે આ ખાતું પણ હાલ વિશાળ થઇ પડ્યું છે, અને સરકારને એક મોટી રકમ ઉપરાવી આપે છે

જમીનની માપણી કરનાર સર્વે ખાતું છે. સર્વેખાતામાં મોજણીદારો હોય છે; અને જમીનનો કસ જોઇ દર મુકરર કરનાર કલા-

સર નામે અધિકારીઓ હોય છે.

મોજણીદાર અને કલાસરોનો ઉપરી આસિસ્ટંટ સુપરિન્ટેન્ડેન્ટ રેવન્યુ સર્વે ગુજરાત પ્રાંત નામે અધિકારી છે; અને તેનો ઉપરી સર્વે સુપરિન્ટેન્ડેન્ટ નામે સાહેબ છે.

સરકારી મકાનો બાંધવાં, સડકો, કરવી, પુલો બાંધવા વગેરે કામો પબ્લિક વર્કસ ખાતું કરે છે. તે ખાતાના હલકા નોકરોને ઓવરશી-યર કહે છે; અને તેમના ઉપરીઓ એક્ઝિક્યુટિવ ઇન્જીનિયર નામે અધિકારી હોય છે. તેમના હાથ તળે આસિસ્ટંટ ઇન્જીનીઅરો પણ હોય છે. મકાનો બાંધવા વગેરે કામો કરવા કોન્ટ્રાકટરોનો સંબંધ પણ તેમની સાથે હોય છે, એક્ઝિક્યુટિવ ઇન્જીનીઅર સાહેબોના ઉપરી આખા ઇલાકામાં ઇન્જીનીઅર જનરલ સાહેબ છે.

માંદાને દવા આપવા સારૂ ઇસ્પીતાલો હોય છે. તેમાં દવા આપનારને એપ્રેન્ટિસ કે કમ્પાઉન્ડર કહે છે. મોટા ડોકટરને આસિ-સ્ટંટ સર્જન કહે છે; અને ઇંગ્લાંડ પાસ થઇ આવેલા હોય તેને સિવિલ સર્જન કહે છે.

શીતળા કાઢવા સારૂ દરેક તાલુકામાં અને શહેરોમાં નાના પગારના જે નોકરો રાખે, તેને "વેક્સિનેટર" કહે છે. વેક્સિનેટરના ઉપરી તે ખાતાના ઇન્સ્પેક્ટરો હોય છે, અને તેમનો ઉપરી આખા ખાતાના ઇન્સ્પેક્ટર હોય છે; અને તેમનો ઉપરી આખા ગુજરાતમાં એક છે, તે 'સેનિટરી શુપરિન્ટેન્ડેન્ટ' કહેવાય છે. મોટા શહેરોની મ્યુનીસીપાલીટી ગંદકી સાફ કરાવવા ભંગીઆ વગેરે હલકા નોકરો

રાખે, તેમનો ઉપરી હેલ્થ ઓફિસર કહેવાય છે. વેક્સિનેટરની જગ્યા લેરી હોય, ત્યારે શેનિટરી શુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર, પ્રાંત ગુજરાત એ મથાળે અરજી થાય છે.

ગામડાનો મહેતાજી લોકલ બોર્ડ નિશાળનો મહેતાજી કહેવાય છે; અને શહેરનો કે કસ્બાનો મહેતાજી મ્યુનિસિપાલ નિશાળનો મહેતાજી કહેવાય છે. મહેતાજીના હાથ તળે જે શિક્ષક હોય તે આસિસ્ટંટ કહેવાય છે. લોકલ બોર્ડ નિશાળોના મહેતાજીઓને આસિસ્ટંટો સઘળા તે જીલ્લાના રાવસાહેબ ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરના તાબામાં છે, અને શહેરના મહેતાજીઓ ત્યાંની મ્યુનિસિપાલ સ્કુલ બોર્ડના તાબામાં હોય છે.

ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબોને મદદ કરવા તેમના તાબામાં દરેકની જોડે આસિસ્ટંટ ડેપ્યુટિ એજ્યુકેશનલ ઇન્સ્પેકટર નામે અધિકારી હોય છે. તાલુકાની નિશાળના મહેતાજીને આજમ તાલુકા સ્કૂલ માસ્તર કહે છે, અગ્રેજી હલકા ધોરણ શીખવનારી નિશાળના માસ્તરને આજમ મિડલ સ્કૂલના હેડમાસ્તર કહે છે; ઉપલાં ધોરણોની નિશાળનાં માસ્તરને આજના હાઇસ્કૂલના હેડમાસ્તર સાહેબ એમ લખવું. દરેક જીલ્લામાં એકેકી હાઇસ્કૂલ હોય છે. મહેતાજી તૈયાર કરનારી જે કોલેજ છે તેના ઉપરીને ટ્રેનિંગ કોલેજના "મહેરબાન રાવ સાહેબ પ્રિન્સિપાલ સાહેબ" કહે છે. સ્ત્રી શિક્ષક તૈયાર કરનારી કોલેજના ઉપરી મડમ સાહેબને "મહેરબાન ફિમેલ ટ્રેનિંગ કોલેજનાં લેડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ" એમ લખવામાં આવે છે. સરકારી ગુજરાતી શાળોપયોગી ચોપડીઓ સુધારવાનું કામ ટ્રેનિંગ કોલેજના વાઇસ પ્રિન્સિપાલ સાહેબને

સોંપેલું છે, તેઓ "ટ્રાન્સલેટર" કહેવાય છે, અગ્રેજી મોટી આર્ટસ કોલેજના ઉપરીઓને પણ પ્રિન્સિપાલ સાહેબજ કહે છે અને તેમના હાથ તળે કોલેજમાં જે શિક્ષાગુરૂઓ હોય છે, તેઓ પ્રોફેસરો કહેવાય છે. નિશાળ ખાતામાં લગભગ ૫૦ ) સુધીના પગારના નોકરો નીમવાનું કામ મહેરબાન એજ્યુકેશનલ ઇન્સપેક્ટર સાહેબ બહાદુરનું છે, અને વધારે પગારની ઊંચી તમામ નીમણુંકો મહેરબાન ડીરેક્ટર સાહેબ બહાદુર કરે છે.

ટપાલના કાગળો દોડતા લઇ જનારા કાયદો "રનસ" કહેવાય છે, અને સ્ટેશનથી પોસ્ટ ઓફિસમાં ટપાલ લાવનાર સિપાઈ હોય, તે "મેલ પીઓન" કહેવાય છે. ગામડામાં કાગળો વહેંચનાર સિપાઇને 'વિલેજ પોસ્ટમેન' કે 'પોસ્ટમેન' કહે છે; ગામડાની નાની પોસ્ટ ઓફિસના તથા બ્રાન્ચના માસ્તરને "ઇજ્તે આસર બ્રાન્ચ પોસ્ટ માસ્તર" કહે છે. બ્રાન્ચ પોસ્ટ ઓફિસ જોડે હિસાબનો સંબંધ રાખનારી કસ્બાની મોટી પોસ્ટ ઓફિસ હોય, તે "એકાઉન્ટ ઓફિસ" કહેવાય છે, તેના માસ્તરો 'અજમ' કહેવાય છે શહેરમાં મોટામાં મોટી પોસ્ટ ઓફિસ હોય તેના માસ્તર "રાવ સાહેબ કે ખાનસાહેબ" લખાય છે. નાની પોસ્ટ ઓફીસો તપાસનાર અમલદાર "પોસ્ટલ ઇન્સ્પેક્ટર" નામે છે, અને તેમના ઉપરી તેમજ મોટી પોસ્ટ ઓફિસો તપાસનાર અમલદાર સાહેબ તે "પોસ્ટલ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર પ્રાંત ગુજરાત" નામે છે. પોસ્ટલ શુપરિન્ટેન્ડેન્ટ સાહેબ "પોસ્ટ માસ્તર જનરલ સાહેબના" તાબામાં હોય છે.

મોટા શહેરમાં સરકારી એકેકી મોટી તાર ઓફિસ પણ હોય છે. તેના ઉપરીને ટેલિગ્રાફિક શુપરિન્ટેન્ડેન્ટ કહે છે.

દેશી રાજ્યોમાં તાલુકાનો ઉપરી થાણાદાર હોય છે, અને તેમના ઉપરી આસિસ્ટંટ પોલિટીકલ એજન્ટો હોય છે. મોટું રાજ્ય હોય ત્યાં રેસિડેન્ટ હોય છે: નાની એજન્સિ હોય ત્યાં તે જીલ્લાનો કલેકટર હોય તેજ તે એજન્સિનો એજન્ટ હોય છે, ગાયકવાડી રાજ્ય મોટું છે, અને તેના હોદ્દેદારો અંગ્રેજી ઢબનાજ હોય છે પણ નામમાં ફેર હોય છે. હાઇકોર્ટને વડોદરામાં વરિષ્ઠકોર્ટ કહે છે, મામલતદારને વહીવટદાર કહે છે, આસિસ્ટંટ કલેકટરને નાયબસુબા કહે છે, અને કલેકટરને સુબાસાહેબ કહે છે. રેવન્યુખાતાનો મોટામાં મોટો અમલદાર હોય તે સરસુબો કહેવાય છે. પોલિસ કમિશનર સાહેબના તાબામાં પોલિસ સુપરિન્ટેન્ડેન્ટના પદવાળા અધિકારી સાહેબને પોલિસ નાયબસુબો કહે છે. આ અધિકારી દીવાન સાહેબના તાબામાં છે વગેરે.

રેલવેમાં સ્ટેશનના ઉપરીને સ્ટેશન માસ્તર કહે છે. મોટા સ્ટેશનપર ટિકીટો કરનાર, માલ ચઢાવનાર વગેરે બીજા નોકરો રાખેલા હોય છે. ટિકીટો લેનારને ટિકીટ કલેકટર કહે છે. અને માલ ચઢાવનારને ગુડસ કલાર્ક કહે છે; સડકો તપાસનાર લાઇન ઇન્સ્પેકટર હોય છે; અને પૂલો તપાસનાર બ્રિજ ઇન્સ્પેકટર હોય છે. સૌથી મોટો નોકર તે કંપનીનો એજન્ટ કહેવાય છે, અને તે સંબંધી બાબતમાં કામકાજ કરનારો ટ્રાફિક મેનેજર સાહેબ કહેવાય છે.

કોઇ પણ મિલ ( કાપડ વણવાના સંચા ) માં કામકાજ સારૂ કાગળ લખવો હોય, ત્યારે તે મિલનું નામ લખી તેના મેનેજર સાહેબ આગળ તે મિલના સેક્રેટરી સાહેબ એ શીરનામાથી લખવું.

મિલનો અરંભાર સઘળો ડાયરેક્ટરના હુકમથી ચાલે છે, પણ સઘળો વહીવટ સેક્રેટરીના નામથી ચાલે છે.

છાપખાનામાં કાગળ લખવો હોય ત્યારે તે પ્રેસનું નામ લખી મેનેજર નામ લખવું.

ન્યુસપેપર ( વર્ત્તમાન પત્ર ) સંબંધી કામકાજમાં પત્ર લખવો હોય ત્યારે પેપરનું નામ લખી તેનો મેનેજર અગર એડિટર સાહેબ એ શીરનામે લખવું પૈસા સંબંધી હિસાબનું અને તે પત્ર મોકલવા વગેરે કામકાજ મેનેજર કરે છે; અને તેમાં અમુક વિષય છાપવો કે, નહિ તે સંબંધી કામકાજ એડિટર કરે છે.

મ્યુનિસિપાલીટીમાં અરજી કરવી હોય; ત્યારે તે શહેર કે કસ્બાનું નામ લખી મ્યુનિસિપાલીટીના “ મહેરબાન સેક્રેટરી સાહેબ ” એ શીરનામે લખવું; તેનું સઘળું કામકાજ કમિટીઓ કરે છે; પણ પત્ર-વ્યવહાર સેક્રેટરી મારફતજ ચાલે છે. સેક્રેટરી દરેક પત્ર કમીટી આગળ રજુ કરે છે, અને સબકમીટીમાં થયેલો ઠરાવ તે ખાયના નોકર કે અરજદારને જણાવે છે, કોઇ સબકમીટીના કામથી નારાજ થઇ સાહેબ તરફ અરજ ગુજારવી.

દિવાની કોર્ટની અરજીઓમાં ફલાણા સબજડજની કોર્ટમાં
દિવાની ફરિઆદી નંબર સન ૧૯૧
અમુક ભાગ લખી તે નીચે વાદી પ્રતિવાદીઓનાં નામ તથા દાવાના રૂપીઆનો આંકડો લખી અરજદારની અરજીઓના મુદ્દા તે તળે વિગતવાર જણાવવામાં આવે છે.

અરજીની તપસીલ કાયદેસર લખાવી જોઈએ, માટે કાયદા જાણનાર વકીલ–મુખત્યારની પ્રથમ સલાહ લઇ અરજી લખવી. તેમ વાંચનાર અધિકારી સાહેબને વાંચતાંજ તે અરજી વિવેકસર લખેલી છે, અને તેમાંના મુદ્દા કાયદેસર છે, અરજદારની ફરીઆદ વાસ્તવિક છે. એમ પ્રતીતિ થાય ત્યારે અરજી લખેલી સાર્થક સમજવી. રિપોર્ટને માટે પણ એમજ સમજવું.

અરજી તથા રિપોર્ટ તળે તારીખ, માસ, સન, લખવાં; મુકામ છેલ્લે ડાબે હાથે લખવો, અને જમણે હાથે નીચે છેવટ કંઈલાયદી લીટીથી અરજદારની સહી તથા દસ્કત જણાવવા જોઇએ.

કેટલીક કોર્ટમાં અરજદારની અરજી વિષે નીચે એકરાર લખવામાં આવે છે. માટે એકરાર લખી, નીચે પાછી સહી કરીને તારીખ નાખવી જોઇએ.

નમુનામાં નામ ઠામ આપ્યાં છે, તે ઠેકાણે નવાં નામ ઠામ શીખનારનાં જાણીતાં આપી જુદા જુદા અધીકારી સાહેબો તરફ એકવાર નમુના મુજબ અરજી શીખ્યા પછી પોતાની જાતે શીખનાર સરસ અરજી લખતાં શીખશે થર્ડ ગ્રેડ ૫૦ સ૦ પરીક્ષા આપનાર ઘણા ખરા ગામડાના રહેવાશી હોય છે, તેમ તેઓ તલાટીની હલકી નોકરીમાં રહે છે, માટે તેમના ઉપયોગનાજ ઘણા નમુના આપ્યા છે.

---

# પ્રકરણ ૭ મું.

## રીપોર્ટ તથા અરજીઓના થોડા નમુના.

( મજુરીના પૈસા અગાઉથી લીધા છતાં કામ પુરૂ કરી આપ્યું નહિ તે વિષે તહોમતદાર જે શહેરમાં રહેતો હોય, ત્યાંના માજીસ્ટ્રેટ સાહેબપર કરેલી અરજી. )

મહેરબાન સૂરત સિટીના ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ સાહેબની જીનાબમાં, સુરત સલાબતપરાના રહેનાર ખાત્રી મગન ગોકળની અરજ એ છે, જે હું વણવાનો રોજગાર કરૂ છું, એ રોજગારમાં અગાઉથી નાણાં આપવાનો વહીવટ છે; તે મુજબ નીચે લખેલા તહોમતદારને રૂ. ૧૫૦) અંકે એકસોપચાસ સંવત ૧૯૪૪ ના જેઠ સુદ ૧ ને શુક્રવારને દિવસે મેં આપ્યા, ને તોહમતદારે એવી શરત કરેલી કે રેશમ લઇ જઇ મશતુલ તૈયાર કરીને આપીશ, અને લીધેલા તમારા ઉપર લખેલા રૂપીઆ મજુરી કરીને વાળીશ; એ પ્રમાણે શરત કર્યાં છતાં રૂપીઆ લઇ તોહમતદાર તુર્તજ કોઇ દેશાવર ચાલ્યો ગયો, તેની તજવીજ કરી, પણ પત્તો લાગ્યો નહિ, હાલમાં તોહમતદાર બહાર ગામથી આવ્યો છે. એ તોહમતદારે રૂપીઆ લેતાં મારી સાથે સરત કરેલી તે મુજબ અગાઉથી નાણાં લીધા છતાં મજુરી બીલકુલ કીધી નથી, અને કપટ કરી નાશી ગયો, હાલમાં આવ્યો છે, માટે તોહમતદાર ઉપર સન ૧૮૭૯ ના ૧૫ મા એક્ટની કલમ ૨ મુજબ ફરિઆદ કરી ઉમેદવાર છું કે તોહમતદારને હજુરમાં પકડી મંગાવી સાક્ષીની તપાસ કરી કાયદેસર વાજબી દાદ આપો, અને તોહમતદાર મારૂં કામ કરી આપી પૈસા વસુલ કરે એવો ઘટતો બદોબસ્ત કરી

આપશો; વળી કામ કરી આપે તેની ખાત્રી બાબત જામીન લેવાની મહેરબાની કરશો કે સાહેબના હકમાં દુવા માગીશ.

તહોમતદારનું નામ.

૧ પટેલ વજેરામ હરજીવન. રહેવાશી સુરત. બેગમપરા, દુખારા શેરી.

સાક્ષીનાં નામ.

૧ દલાલ તુળજારામ હરગોવનદાસ. રહેવાશી હરીપરામાં; ચીકાંટા આગળ

૨ ભાઈચંદ જેચંદ. રહેવાશી નવાપુરામાં ભાત ની પીઠ.

તારીખ ૧ લી માહે અકટોબર સને ૧૮૫૪

મગન ગોકળ સહી દા૦ પોતે.

---

( મજુરી કરવા આપેલો માલ તૈયાર કરી આપ્યો નહિ પણ તે પૈકી કેટલાક માલ માટે ઇનકાર કર્યો તે વિષે માજીસ્ટ્રેટને અરજી )

મહેરબાન સુરતસિટીના ફર્સ્ટકલાસ માજીસ્ટ્રેટ સાહેબ:-

સાહેબની જીનાબમાં, સુરતવાડી ફળીઆના રહેનાર પટેલ નાથજી નરસિંહની અરજ એ છે જે હું રેશમી કાપડ વણવાનો ધંધો કરૂં છું: નીચે લખેલો તોહમતવાળો રેશમ કાંતવાનો ધંધો કરે છે. તહોમતવાળાને મેં સંવત ૧૯૪૯ ના કારતક સુદ ૩ ને દિવસે રેશમ શેર ૪૫ાા છાા ભાર મશતુલ કરવાને સારૂ આપેલુ અને ત્રણ મહીનામાં તૈયાર કરીને આપવું એવો વાયદો કરેલો; બાદ તોહમતવાળો છેક સંવત ૧૯૪૯ ના મહા વદ ૯ તે રોજ મશતુલ શેર ૪ાા છાા ભાર આપી ગયો, ફાગણ વદ ૬ ને વાર રવેઉને રોજ મશતુલ શેર પાા ૪ાા ભાર આપી ગયો તથા ચૈત્ર સુદ ૬ ને વાર બુધે મશતુલ

શેર ૭ા ૯ ભાર આપી ગયો, એકંદર શેર ૧૭ાાા મારે ઘેર આવ્યું અને બાકીનું શેર ૭૨) ૭ા ભાર રહ્યું કે જેની કિંમતે આશરે રૂ. ૧૮૨ાા=ની છે. તેની ઘણી ઉઘરાણી કર્યા છતાં વાયદા કરેલા, જેથી હું બેસી રહ્યો, હાલમાં તારીખ ૧૫ મી ડીસેમ્બર સન ૧૮૯૪ ને રોજ સવારના કલાક ૮ને શુમારે તોહમતદારને ઘેર ગયો, ને ઉઘરાણી કરી કે બાકી રહેલું રેશમ રૂ. ૧૮૨ાા=નું છે, તેનો નિકાલ કર, ત્યારે તેણે સાફ ઇનકારનો જવાબ દીધો. ગરીબનિવાજ આવી રીતે બદદાનત કરી મારૂ રેશમ રૂ. ૧૮૨ાા=નું તોહમતદાર ખાઈ જાય છે. માટે તોહમતદાર ઉપર ઠગાઇના ગુન્હાની ફરિઆદ કરી દાદ માગું છું કે તોહમતદારને હજુરમાં પકડી મંગાવી સાક્ષીથી તપાસ કરી કાએદેસર વાજબી દાદ આપો કે સાહેબના હકમાં દુવા માગીશ. એજ અરજ.

### તહોમતદારનું નામ.

૧ મકન માવજી રહેવાશી. સુરત મહીધરપરામાં, લીંબુ શેરી.

### સાક્ષીનાં નામ.

૧ દલાલ ગોરધન તુળજારામ. હરિપરામાં, ચારખાનાના ચકલા આગળ.
૨ ઝવેરી અમથાલાલ વાડીફળીઆની પગથીઆ શેરી.

તારીખ ૨ જી ફેબરૂઆરી. સન ૧૮૯૫

પટેલ નાથજી નરસિંહ સહી દા. પોતે

---

( માર પડયાની માજીસ્ટ્રેટ સાહેબ તરફ અરજી )

### મહેરબાન સુરત સિટિના ફર્સ્ટ કલાસ મેજીસ્ટ્રેટ સાહેબ.

સાહેબની જીનાબમાં, સુરત નાનપરાની રહેનાર માછણ બાઇ

બળીઆં, ઉકલા કીડીઆની દીકરીની અરજ છે જે ગઇ તારીખ ૧લી આગષ્ટ સન ૧૮૯૨ ને રોજ સવારના આશરે કલાક ૭ ને શુમારે હું તથા મારી મા, મસીદ આગળ માગી ભાગી બેઠેલી હતી, તેને મળવા ગયાં તે વખતે નીચે લખેલા તહોમતદારોએ એકદમ હુમલો કરી, મારી માને ડાકેણ કહી, દંડુકા તથા લાત મુકીઓથી ઘણો માર માર્યો. હું મુકાવવા ગઇ. તેમાં મને પણ દંડુકા તથા લાત મુક્કાઓ-થી ઘણો માર માર્યો. એ મારનાં નિશાન મારા માથામાં તથા શરી-રના કેટલાએક ભાગ ઉપર મોજુદ છે. એ મારથી ઘણું દુઃખ થયું. ગરીબ નિવાજ, મારી માને પરમે દિવસે રાત્રે સખ્ત માર માર્યાની મારી મા જુદી ફરિયાદ કરશે, મને માર માર્યો તે બાબત પોલીસમાં જાહેર કરેલું, તેઓ સાહેબે આપ સાહેબને ત્યાં ફરિઆદ કરવા સમજુતી આપી, માટે આ ફરિઆદ તહોમતદારો ઉપર મને માર માર્યો તેની કરૂં છુંઃ ને ઉમેદવાર છું કે તહોમતદારોને હજુરમાં પ-કડી મંગાવી સાક્ષીઓથી તપાસ કરી કાયદેસર વાજબી દાદ આપો કે સાહેબના હકમાં ઘણી દુવા માગીશ. એજ અરજ. હું બોઢાણામાં મારા વર સાથે રહું છું, અને છડી નામનો મેળો જોવા સુરતમાં આવેલી તે જાહેર થાય.

| તહોમતદારોનાં નામ, | રહેવાનું ઠેકાણું. |
|---|---|
| ૧ રતના નરોત્તમ. | સુરત પાનપરે. |
| ૨ બાઇ રતન તે રતનાની બૈરી | ,, ,, |
| ૩ બાઇ ગીશીઆ રતનાની છોકરી. | ,, ,, |

## સાક્ષીઓનાં નામ.

| | |
|---|---|
| ૧ ઝીણું ગુલામમહમદ. | રહેવાસી બડેખાંને ચકલે. |

| | | |
|---|---|---|
| ૨ | મહમદ હુસેન જાનમહમદ. | „ આસુરબેગને " |
| ૩ | બાઇ શુકલી ઉકડા કરીઆ. ની એ'રત. | „ નાનપરે |

તા૦ ૧૮ મી અગસ્ટ સન ૧૮૯૨

+ બાઇ. ભળીઆં ઉકલા કીડીઆની દીકરીનું નિશાન,

દા. મનસુખરામ સુર્યરામના છે,

---

( ગાળ દીધાની માર માર્યા વિષેની માજીસ્ટ્રેટ સાહેબને અરજી. )

મહેરબાન ઓરપાડ તાલુકાના સેકન્ડ કલાસ

માજીસ્ટ્રેટ સાહેબ—

સાહેબની જીનાબામાં, કસ્બે ઓરપાડના રહેનાર મહમદખાં મી. આખાંની અરજ એ છે જે સાહેબજી, આજરોજ સવારના સાત કલા-કના શુમારે નીચે લખેલાં તહોમતદારો એકઠા થઇ મારા ઘર આગળ ચઢી આવ્યા, અને મને કહેવા લાગ્યા કે છોકરાઓને શું કરવા ગાળો દીધી, મેં કહ્યું કે મેં ગાળો દીધી નથી; છતાં અદાવતથી એ તહોમતદારોએ મને મા, બેન, દીકરો સામી નાલાયક ગાળો દઇ લાત, મુક્કીઓથી સખ્ત માર માર્યો, તથા નંબર ૧ ના તહોમતદારે મારો જમણો હાથ હથેલી આગળથી કરડી ખધો. જેથી લોહી ઘણું નીકળ્યું, અને તે બાબત પોલિસમાં જાહેર કરવાથી ઇસ્પિતાલની દવા કરૂં છું, તથા મારા ધણીઆણીને પણ ઇટ વગેરેથી માર મારેલો, પણ ઇસ્પિતાલની દવા કરે છે. ગરીબ નિવાજ, તહોમતદારોનો જુલમ પાંચ સાત દિવસ થયાં અમારા પર ઘણો ગુજરે છે. ગેરનો

હવાલદાર મીરજાં નંબર ૨ ના તહોમતદારનો સગો થાય છે, માટે નીચે લખેલા તહોમતદારો ઉપર તિરસ્કાર તથા આવાના ગુન્હાની ફરિઆદ કરી દાદ માગું છું કે તહોમતદારોને હજુરમાં પકડી મંગાવી મારા સાક્ષીથી તપાસ કરી કાયદેસર વાજબી ઇનસાફ કરશો કે સાહેબના હકમાં દુઆ માગીશ, મારી માને પણ માર મારેલો છે, તે જાહેર થાય.

## તહોમતદારનાં નામ.

| | | |
|---|---|---|
| ૧ દાઉદખાં અલીખાં, | રહેવાશી ઓરપાડ, તાબેવાડ. | |
| ૨ ગણુ અબદુલ રહીમ, | ,, | ,, |
| ૩ નુરખાં સરદારખાં. | ,, | ,, |
| ૪ લાલમીઆ હબીબખાંની ઓરત નામે નુરબીબી. | | ,, |

## સાક્ષીઓનાં નામ.

| | | | |
|---|---|---|---|
| ૧ સુલતાનખાં ઉસ્માનખાં. | ,, | ,, | ,, |
| ૨ બાઇ શક્કરબીબી હુસનખાંની ઓરત | ,, | ,, | ,, |
| ૩ છેબનબીબી ફતેહમહમદની દીકરી. | ,, | ,, | ,, |

તારીખ ૪ થી અકટોબર સન ૧૮૯૪

મહમદખાં મીઆખાં સહી દા. પોતે.

---

( જંગલપાસ મેળવવા મામલતદારને આપવાની અરજી. )

## ગરીબ પરવર સલામત.

મહેરબાન વલસાડ તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની ખીજમતમાં તાલુકે મજકુરનું ગામ મોજે દાંતીના

રહેનાર ઢેડેર રાયવા કલીઆની સલામ સાથે અરજ કે સાહેબજી, વલસાડ બંદરથી ભરી દીવ બંદરે વાંસ નંગ ૧૦૦૦) મારે લઇ જવા છે, માટે મહેરબાની કરી સરકાર ધારા મુજબ ફી લઇ જંગલખાતુ મને કરી આપાવશો કે પુરબામાં કોઇ હરકત કરે નહિ. એજ અરજ તારીખ ૬ ઠી માહે એપ્રીલ સન ૧૮૯૨.

અરજદાર રાયવા કલીઆ સહી દા. ચુનીલાલ મોતીભાઇના છે.

---

( ઘર બાંધવા સારૂ છો પકવવાના કાંકરા કાઢવા પરવાનગીની અરજી )

## ગરીબ પરવર સલામત.

મહેરબાન ભરૂચ તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની જીનાબમાં તાલુકે મજકુરનું ગામ મોજે હીંગલોટના વહોરા પટેલ ઉમ્મર ઇસપની સલામ સાથે અરજ કે સાહેબજી, મારે ઘર બાંધવા સારૂ છો પકવવાના કાંકરા લગભગ ૧૦૦ ગાડી મજકુર ગામના તળાવ નામે આશાહપુરીના ઉગમણે પાસેથી કાઢવા છે, તેની પરવાનગી આપશો. હું ગામ મજકુરમાં ખાતેદાર છું. ખાતેદાર પાસે પણ ફી લેવાનો ધારો હોય તો સરકાર દસ્તુર મુજબ ફી આપવા હું રાજી છું.

તા. ૧ લી માર્ચ સન ૧૮૯૪.

પટેલ ઉમ્મર ઇસપ સહી દા. દાદા ઉમ્મરના છે.

---

(ઉપરી અધીકારી, તાબાના મામલતદારને લખે તેનો નમુનો.)

સલામ દીગર, તાલુકે મજકુરનું ગામ મોજે સરખેજમાં આજ-રોજ અમારૂં જવું થએલું, તે વખતે સાપ ભરાઇ રહે, એવી કાંટા વગેરેની ઝાડી અમારા જોવામાં આવી. સબબ લખવાનું કે સદરહુ ઝાડી જાળી વગેરે હોય, તે તાકીદે સાફ કરાવવા તજવીજ કરવી.

તા. ૨૪-૧૧-૯૨.

( ઈંગ્રેજી સહી, )
ફર્સ્ટ આસિસ્ટંટ કલેકટર,
અમદાવાદ ડીસ્ટ્રિકટ.

---

( મટોડી મફત લેવા કુંભારની અરજી.

## ગરીબ પરવર સલામત.

મહેરબાન જંબુસર તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની જીનાબમાં તાલુકે મજકુરનું ગામ મોજે કાવીના નીચે સહી કરનાર રતનજી માધવની સલામ સાથે અરજ એ છે જે સાહેબજી, હું જાતનો કુંભાર છું, મજકુર ગામનો ઘણાં વર્ષ થયાં રહેવાશી છું, સાહેબજી, ધંધામાં કામ સારૂ મજકુર ગામના સર્વે નંબર ૧૦૦ના તળાવમાંથી ઇંટ નળીઆં પકવવા સારૂ મજકુર નંબરની ઉગમણી બાજુએ ટેકરો આવેલો છે, તે ટેકરાપરથી માટીથી મટોડી કાઢી ઇંટો નળીયાં કરૂં તે સારૂ મજકુર ગામના પટેલ તલાટી ઉપર હુકમ આપવાની મહેરબાની કરશો; કેમકે હું મજકુર ગામમાં ઘણાં વર્ષથી રહી, મારા રોજગારના કામ સારૂ મટોડી કાઢી ઇંટ નળીઆં

ફરી ભઠ્ઠી પકવી મારા ગરીબને ગુજારો કરૂં છું. માટે મારા ગરીબ પર દયા લાવી માફીથી મટોડું કાઢી ભઠ્ઠી કરવાની રજા આપશો કે હું સાહેબના હકમાં દુવા કરૂં. એજ અરજ છે. તા. ૯–૩–૨૧.

× રતનજી માધવની સહીનું નિશાન.

દા. મનસુખરામ સુરજરામના છે.

---

( ડેપ્યુટિ સેનિટરી કમિશનર મામલતદારને લખે તેનો નમુનો. )

રાવસાહેબ મામલતદાર, તાલુકે ધંધુકા.

અર્જ તરફે ગુજરાત ડિવિઝનના ડેપ્યુટિ સેનિટરી કમિશનરની સલામ દીગર લખવાનું કે ગયા માર્ચ માસનું માસિક પત્રક અમને આજ દિન સુધી આપના તરફથી મળ્યું નથી, માટે હવે તે પત્રક વળતી ટપાલે અત્રે મોકલી આપશો; તથા હવેથી દર માસે એ પત્રકો તારીખ ૧૦ મી ની અંદર અમને મળે એવી ગોઠવણ રાખવી આપના કારકુનને સમજુત આપશો. તા. ૨૦–૪–૯૨.

ઇંગ્રેજી સહી.

ડેપ્યુટિ સેનિટરી કમીશનર.

ગુજરાત ડિવિઝન.

---

( મામલતદારપર વાર કરવા બાવળના કાંટા લેવા અરજી. )

## ગરીબ પરવર સલામત.

મહેરબાન જલાલપોર તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની જીનાબમાં તાલુકે મજકુરના રહેનાર ખાતેદાર લલ્લુભાઇ વસનજીની સલામ દીગર અરજ એ છે કે સાહેબજી, મારા ઘર પાછ-

જના વાડાને વાડ કરવા સારૂ બાવળના કાંટાની જરૂર છે. માટે ઉપરવાડે આવેલા ગામ જુથાના ખરાબાની જમીન પરના બાવળાના ઝાડો પરથી બાવળનો શેર આશરે ૮ આઠ લેવા પરવાનગી આપશો. દસ્તુર મુજબ ફી લઇ મજકુર ગામના પટેલ તલાટી હરકત કરે નહિ, તેવો હુકમ આપશોજી. એજ અરજ, તા. ૧–૪–૯૫.

લલ્લુભાઇ વસનજી સહી દા. પોતે.

(પરબ માંડવા બદલ જમીન રોકવા પરવાનગી લેવા વિષેની અરજી.)

## ગરીબ પરવર સલામત.

### મહેરબાન ચોર્યાશી તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની જનાબમાં હું નીચે સહી કરનાર પરસોતમ ખુશાલ રહેવાશી અડાજણનાની સલામ સાથે અરજ એ છે જે સાહેબજી, અડાજણ જવાના રસ્તા પર રાંદેરના પૂલની પાસે મારે ધર્માદા પરબ માંડવી છે માટે પરબ માંડવાની જગ્યાએ માંડવો નાંખી પરબ માંડવા પરવાનગી આપશો. જેઠ માસ સુધી પરબ રહેશે, ત્યાં સુધી માંડવો રહેશે; બાદ તેડી જમીન હતી તેવી અસલ સ્થિતિમાં ખુલ્લી કરી આપીશ. એજ અરજ. તા. ૨૬–૩–૯૧.

+ પરસોતમ ખુશાલનું નિશાન
દા. જગજીવનદાસ મોરારદાસના છે.

---

( રજા માગવાનો તલાટીનો પોતાના ઉપરી ઉપર રીપોર્ટ. )

### મહેરબાન મામલતદાર સાહેબ તાલુકે ચોર્યાશી.

સાહેબની જનાબમાં કરણે રાંદેરના તલાટી ગણપતરામ અંબા-

રાજની સલામ સાથે અરજ એ છે કે સાહેબજી, વાદી રંગીલદાસ ભુખણદાસ વિરૂદ્ધ પ્રતિવાદી કેશવરામ હરિશંકરના કામમાં ઓરપાડના મહેરબાન રાવસાહેબ સેકન્ડ ક્લાસ સબજડજ સાહેબની કોર્ટમાં તારીખ ૧૬-૨-૯૪ ને રોજ સાક્ષી પુરવા જવાનો સમન મને પહોંચ્યો છે. માટે નજીકના ગામ જંગીપરાના તલાટી સેવકરામ જમનાદાસને દફતર સોંપી કામનો બંદોબસ્ત કરી હું ગયો છું. તે સાહેબને વિદિત થાય. તા. ૧૩-૨-૯૪.

ગણપતરામ અંબારામ સહી. દ. પોતે.
તલાટી કસબે રાંદેર.

---

(સરકારી નંબરનું ઝાડ પાડોશીએ કાપી જવાથી તલાટીનો રીપોર્ટ.)

મહેરબાન મામલતદાર સાહેબ

તાલુકે આનંદ.

જીનાબમાં કસબે ઉમરેઠના પટેલ તલાટીની સલામ સાથે અરજ એ છે કે કસ્બા મજકુરના ખાતેદાર પ્રેમાલાલને નામે સર્વે નંબર ૨૧ ની એકર ૨-૮, આકાર ૧૪-૬ ની જમીન ચાલે છે. એ સબબના એ નંબરની લગોલગની દક્ષિણ બાજુએ સર્વે નંબર ૨૪ ની સરકારી જમીન છે. એ બંને નંબરોની વચ્ચે બાવળ નંગ ૧ એક, લાકડાં મણ ૨૫ ના આશરેનો આવેલો હતો; તે બાવળ સરકારી હતો, છતાં પ્રેમાલાલ મજકુર પોતાની માલીકીનો સમજી કાપી લઈ ગયો છે, કેમકે હદ નજીકના બાણની કોરણ નજીકમાં આવેલો હતો, એ ઝાડની કિમ્મત આશરે રૂ, ૨-૮ થાય છે; માટે સદહુ

બાવળની ઉપજ લેવા વિશે ઘટારત થવા અરજ ગુજારી છે. તારીખ ૨૪ મી એપ્રિલ સન ૧૮૯૪.

પટેલ રામદાસ શિવલાલ સહી દા. પોતે.
તલાટી મુળજી શિવલાલ સહી દા. પોતે.
કસ્બે ઉમરેઠ પ્રગણે આનંદ.

---

( ગામનો હવાડો રિપેર થવા પટેલ તલાટીનો રિપોર્ટ. )

મહેરબાન આમલતદાર સાહેબ.

તાલુકે ચોર્યાશી.

સાહેબની જીનાબમાં ગામ મગદલ્લાના પટેલ તલાટીની સલામ સાથે અરજ છે મજકુર ગામ પાસે ડુમસ જવાની સીધી સડક પર બ્રાહ્મણીઆ કુવો આવેલો ત્યાં ઢોરને પાણી પીવાને હવાડો છે; તે હવાડાની આસપાસની જમીન ખોદાઇ જવાથી હવાડાનું તળીઉં ઉપર નાકળી આવેલું છે. જેથી ઢોરને પાણી પીવાને હરક્ત નડે છે. હાલમાં સદરહુ કુવાની નજીક ધર્મશાળા છે તે રિપેર થાય છે; માટે તે સાથે હવાડો પણ રીપેર થવો જોઇએ, અને તેની આસપાસની ત્રણે બાજુની જમીનમાં પુરણ થવું જોઇએ. હવાડો રીપેર કરતાં તથા જમીન પુરાણ કરતાં રૂ. ૨૦ ) ની લગભગ ખરચ થશે; અને ઢોરની દયા ખાતર તે કરવું ઘણું જરૂરનું છે. લોકલ ફંડ ખાતાના ઓવરશીઅર સાહેબ ગામમાં પધાર્યા હતા, તેમને સદરહુ હવાડો ને

ફરતી જમીન રૂબરૂ બતાવ્યા છે. માટે એ બાબત આપ સાહેબ ઘટતો બંદોબસ્ત કરશો. તારીખ ૧ લી ડીસેમ્બર સન ૧૮૯૪.

પટેલ ભીમભાઇ ગોપાળજી સહી દા. પોતે.
તલાટી ભીમભાઇ ગોવંદજી સહી દા. પોતે.
ગામ મગદલ્લા તાલુકે—ચોર્યાશી.

---

( પાડોશીએ જમીન દબાવવાથી માપણી કરાવવા કરેલી અરજી )

## ગરીબ પરવર સલામત.

**મહેરબાન મામલતદાર સાહેબ, તાલુકે વાગરા.**

સાહેબની જીનાબમાં ગામ કેરવાડાની રહેનાર બાઇ ફાતમા, હુસેન આદમની વિધવાની અરજ એ છે જે વાગરા તાલુકાનું ગામ મોજે ટંકારીઆમાં મારી ખેડ ખાતાની જમીન છે, તે જમીન મારા છોકરા સગીર ઇસ્માઇલ હુસેનને નામે ચાલે છે. અમારી જમીન પેકી સર્વે નંબર ૨૬૧ ની લગોલગ બ્રાહ્મણ કરૂણાશંકર વિશ્વનાથની જમીન છે. એ શખ્સે મારી જમીનમાંથી વીઘું ૧ એક આશરે પોતાની જમીનમાં ભેળી દીધી છે. માટે આ અરજી આપી અરજ ગુજારૂં છું કે મારી જમીનની હદ બરાબર મને ઠરાવી આપો, કે પાછળથી હું ત્યાં વાડ કરાવી મજબુત કબજે કરી લઉં. માપણીનો ખરચ થશે, તે ભરવા કબુલ કરૂં છું આ બાબત તાકીદે માપણી કરનાર કારકુનને મોકલશો. એજ અરજ. તા. ૩૧ માર્ચ સન ૧૮૯૫.

અરજદાર બાઇ ફાતમા હુસેન આદમની
વિધવા ને સગીર ઇસ્લામ હુસેનની વાલીની
સહી દા. સલેમાનજીના છે.

---

( હરકત કરતું ઝાડ કાપવાની અરજી. )

**મહેરબાન કાલોલ તાલુકાના મામલતદાર સાહેબ.**

સાહેબની જીનાબમાં ગામ જેત્રાલના રહેનાર વ્યાસ નાથજી પુરૂષોત્તમની સલામ સાથે અરજ એ છે જે મારૂં મકાન સોકાસાલ ગામમાં આવેલું છે કે, જ્યાં ઘણીવાર મારૂં રહેવું થાય છે; સાહેબજી, સદરહુ મારા મકાનની પાસે આમલીનું ઝાડ આવેલું છે, તે આમલીના ઝાડની ડાળી મારા ઘરનાં છાપરાંના ઉપલા ભાગે મોતીઆપર આવેલી છે, ને જ્યારે પવન આવે છે, ત્યારે સદરહુ ડાળી અમારાં સેંકડો નળીઆં ભાંગી નાંખે છે; તેમ વખતે ઘણાજ જોરથી પવન ફુંકાય તો તેવે પ્રસંગે ડાળી તૂટી પડવાથી અમારાં ઘરનાં છાપરાંને મોટું નુકશાન પહોંચવાનો સંભવ માટે આપ સાહેબને અરજ ગુજારવાની કે સદરહુ સરકારી આમલીનું ડાળું જે મારા છાપરાપર આવેલું છે, તે મજકુર ગામના પટેલ તલાટીને, લખી કાપી નંખાવવા હુકમ ફરમાવશો કે સાહેબ મહેરબાનના હકમાં દુવા માગું. એજ. તારીખ ૨૧ મી માર્ચ સન ૧૮૯૨.

અરજદાર વ્યાસ નાથજી પુરૂષોત્તમ સહી

દા. પોતે.

---

( તાડીનો પાસ કરાવવાની અરજી. )

## ગરીબ પરવર સલામત.

**સાહેબ મહેરબાનની** ખીજમતમાં મોજે બુડીઆ તાલુકે ચોર્યાશીના રહેનાર કાલીઆ કોયાનાં સલામ સાથે અરજ એ છે જે, સાહેબજી, મારે મારા છોકરાના લગ્નના કામમાં તારીખ ૫ મી મે સને ૧૮૯૨ ને રોજ તાડી મણ ૫ (પાંચ) નો ખપ છે; તે સુરત

નવસારી ભાગળ આગળના લાઇસેન્સદાર પરસોતમ ફકીરની દુકાનપ-રથી લઇ જવી છે; સુરતથી બુડીએ જતાં રસ્તામાં ગોવાળી, બમ-નોલી, વડોદ, જીઆવ ગામની હદ આવેલી છે, માટે મહેરબાની કરી પાસ મળવાનો હુકમ ફરમાવશો. તારીખ ૧ લી મે સન ૧૮૯૨.

કલીઆ કોલા સહી દા. બાળમુકુંદરાય જીવનલાલ.



( પટેલ તલાટી પગાર મળવા મામલતદારને રિપોર્ટ કરે તેનો નમુનો. )

સરકાર મહેરબાન રાવસાહેબ મામલતદાર.

તાલુકે ચીખલી જીલ્લે સુરત.

સાહેબની જીનાબમાં તાલુકા મજકુરનું ગામ મોજે ઘેકટાના પટેલ તલાટીની અરજ છે જે મજકુર ગામના નોકરોના નીચેના માસોના પગાર મળવા મહેરબાનોની રાહે બંદોબસ્ત કરશો,

રૂ. ૧૪—૧૪—૦ માહે ફેબ્રુઆરી માસનો પગાર.

રૂ, ૧૦–૧૪–૦ તલાટી હરજીવન શીવદાસના.

૧૦—૦—૦ પગાર,

૦—૧૪—૦ કંટીજંટ,

રૂ. ૪–૦–૦ હવાલદાર હામેદ રસુલનો પગાર.

રૂ. ૩–૯–૫ માહે માર્ચ સન ૧૮૯૨ ના માસનો પગાર.

રૂ ૧–૧૨–૧ તારીખ ૧ લી થી તે તા. ૫ મી માર્ચ સુધીનો તલાટી હરજીવન શીવદાસનો પગાર કંટીજંટ સાથે.

રૂ, ૧–૧૩–૪ હવાલદાર હામેદ રસુલનો પગાર.

રૂ, ૧૮–૭ –૫

અંકે અઢાર રૂપીઆ સાત આના પાંચ પાઇ. તારીખ ૧૮ મી માર્ચ સને ૧૮૯૨.

તલાટી હરજીવનદાસ શીવદાસ સહી દા. પોતે.

પટેલ રામજી ઉકા સહી દા. પોતે,

---

એક મામલતદાર એટલે સરખી પંક્તિના નોકરો એક બીજાને શી રીતે લખે તેનો નમુનો. )

યાદી મહેરબાન ચોર્યાશી તાલુકાના રાવસાહેબ મામલતદાર તરફ, પારડીના મામલતદાર તરફથી સલામ સાથે એવી જે.

આ તાલુકે ઇન્કમટેક્ષનાં વર્ષવારી હિસાબનાં ફારમો બીલકુલ નથી; અને તેથી વાર્ષિક હિસાબ મોકલવાને અટકાવ થયો છે. માટે દરેક જાતનાં ફારમોની બબ્બે નકલો મહેરબાની કરી વેળાસર મોકલી આપવા બંદોબસ્ત કરશો. તારીખ ૧-૫-૯૩.

અંગ્રેજી સહી.

મામલતદાર—પારડી.

---

( ડિસ્ટ્રીક્ટ ફોરેસ્ટ ઓફીસર મામલતદારને લખે તેનો નમુનો, )

મહેરબાન મામલતદાર સાહેબ તાલુકે લેણું.

અર્જ તરફ ડિસ્ટ્રિક્ટ ઓફિસર જીલ્લે થાણા તરફથી સલામ દીગર—લખવાનું કે આ સાથે જાહેરનામાની ૨૦ પ્રતો મોકલી તે લાકડાંના વેપારી વગેરે વર્ગોમાં પ્રસિદ્ધ કરાવવાની તજવીજ કરશો. એજ. તારીખ ૧૯ ઓપ્રલ સને ૧૮૯૨,

અંગ્રેજી સહી.

મુકામ વાંસદા, ડિસ્ટ્રીક્ટ ફોરેસ્ટ ઓફિસર થાણા.

---

( સ્ટામ્પ રદ પડવાથી તેના પૈસા પાછા મેળવવા વિષે કરેલી અરજી. )

## મહેરબાન ચોર્યાસી તાલુકાના મામલતદાર સાહેબ.

સાહેબની જુનામમાં કસ્બે પાટણ તાલુકે પાટણ પ્રાંત કડી તે ગાયકવાડી રાજ્યના રહેનાર લલ્લુ ફતેહચંદની સલામ સાથે અરજ કે સાહેબજી, સુરત મહીધરપરાના છાપરી શેરીના રહેનાર મોતીલાલ ગીરધરલાલ પાસે મારૂં લેણું હતું. તેની ફરીઆદ-અરજી તૈયાર કરવા સારૂ સુરત બહાનપુરી ભાગળની પેટીના સ્ટાંપવેન્ડર જગજીવનદાસ ગોપાળદાસ પાસે કોર્ટ ફી સ્ટામ્પ રૂ. ૧૫ ) પંદરનો ખરીદ કરી તે પર ફરિઆદ અરજી તૈયાર કરાવી. બાદ એજ મોતીલાલ ગીરધરલાલ પાસેના લેણા વિષે બે ભલા માણસોએ વચ્ચે પડી રૂ. ૧૬૦) રોકડા કલદાર અપાવી ફૈંસલો કીધો, કે જે અમો બંને જણે કબુલ રાખ્યો. તેથી તૈયાર કરાવેલી ફરિઆદ-અરજી રદ પડી માટે સદરહુ સ્ટામ્પ રજુ કર્યો છે. તેમાંથી ધારા પ્રમાણે કપાત થઇ બાકીના રૂપીઆ મળવા મહેરબાન કલેકટર સાહેબને ભલામણ કરવા વિષે આ મારી અરજ છે તારીખ ૧ લી સને ૧૮૯૪.

શા. લલ્લુ ફતેહચંદ સહી દા. પોતે.

( છ મહિનાની અંદરનો કબજો ગેરવાજબી રીતે કર્યો હોય, તે લેવાની અરજી. )

## મહેરબાન તાલુકાના મામલતદાર સાહેબની કોર્ટમાં.

કબજાની ફરિયાદીનો નંબર સન ૧૮૯૪

૧. ૧ વાદી
ઉમ્મર આશરે વર્ષ ધંધો રહેવાનું } વાદી
ધર્મ જૈન.
વિરૂદ્ધ.

| | |
|---|---|
| જાતના બ્રાહ્મણ.<br>ઉમ્મર આશરે વર્ષ ની ધંધો રહેવાશી<br>જાતના બ્રાહ્મણ.<br>ઉમ્મર આશરે વર્ષ ની ધંધો રહેવાશી<br>૩ જાતના<br>ઉમ્મર આશરે વર્ષ ની ધંધો રહેવાશી | પ્રતિવાદી |

૩. દાવો કબજા સંબંધીનો કિમત આશરે રૂ. ૧૨૫ ની.

ડિસ્ટિક્ટ સબડિસ્ટિક્ટ મધ્યે તાલુકે નું ગામ કરમે મધ્યે અમારા શ્રાવક લોકોનું મોટું દેરૂં છે; અને તેને લગતી ખુલી જમીન દેરાને લગતી અમારી માલીકોની છે; જેની અંદર ઘણાં વરસનાં જુનાં ચાર થાંભલાઓ દાટેલા છે, તે પણ અમારી માલીકીના છે. અમારી ખુલ્લી જમીન પૂર્વ પશ્ચિમ લાંબી ગજ ૧૪ તથા ઉત્તર દક્ષિણ પહોળી આશરે ગજ ૭ છે. એની પૂર્વે અમારી માલીકીના દેરાની પાકી દીવાલ છે, તથા બારણું મૂકેલું છે; તે બારણું હાલમાં તાજું અમે ચણાવી લીધું છે. પશ્ચિમે ગાડાં વગેરેને જવાનો સરિઆમ રસ્તો છે; ઉત્તરે નંબર ૧ ના પ્રતિવાદીનું ઘર છે, દક્ષિણે અમારી માલીકીનો દેરાના અંગનો પાકો વંડો છે, તથા એ વંડાની પાસે જુનો અસલ થાંભલો છે.

૪ દાવાનું કારણ તા. ૨૬ મી માહે માર્ચ સન ૧૮૯૪ ને રોજ ઉત્પન્ન થયું છે.

૫ ઉપર લખેલા પ્રતિવાદીઓ મધ્યેના નંબર ૧ ના પ્રતિવા- માલીકીની જમીનમાંની થોડી જમીન જે પૂર્વ પશ્ચિમ લાંબી આશરે ગજ ૬ તથા ઉત્તર દક્ષિણ પહોળી આશરે ગજ ૩ ને

જે પર અમારો જુનો થાંભલો હતો તે કાઢી નાંખી પોતે પોતાનો નવો થાંભલો નાંખી અમારા બંને બાજુના થાંભલા ઉપર અડાળી ઉતારી કબજો કર્યો છે; તથા બાકીની ખુલ્લી રહેલી જમીન ઉપર ઢોર બાંધે છે કે જેથી સરિઆમ રસ્તામાં ગાડાં જવાનો અમારો જુનો રસ્તો બંધ થાય છે. હાલમાં એ જમીનને લગતું અમારૂં દેરાસર લગભગ તમામ નવેસરથી પાછું બંધાય છે તેથી અમારી માલીકીની એ જમીનપર પડારી બાંધવાનો અમારો વિચાર હતો, કેમકે સંઘ લોકોને સંકડાશ પડવાને લીધે ખુલ્લી જમીન બાંધવી હતી. પ્રતિવાદી નંબર ૧ ના જાણવામાં એ વાત આવી, તે પરથી નંબર ૨—૩ ના પ્રતિવાદીઓને ઉશ્કેરણી કરી કબજો કર્યો છે; અમોએ એ પ્રતિવાદીને અટકાવ કર્યો, છતાં માન્યું નહિ, સદરહુ જમીન અમારી માલીકીની કબજા વહીવટની પ્રતિવાદીને કબજે છે; માટે પ્રતિવાદીઓ પાસેથી કબજે કરેલી જમીન અમારે કબજે અપાવો, તથા આ કામનો ખરચ અપાવશો.

૬. સાક્ષીઓનાં નામ તથા ઠેકાણાં.

| નામ | રહેવાનું ઠેકાણું. |
| --- | --- |
| ૧ | |
| ૨ | |
| ૩ | |
| ૪ | |
| ૫ | |

તારીખ ૪ થી મે સન ૧૮૯૪.

હું વાદી એકરાર કરૂં છું કે આ અરજીમાં

જે મજકુર લખ્યો છે તે મારી માહીતગારી તથા સમજવા પ્રમાણે તદ્દન ખરો છે. તા. સદર.

સહી દા. પોતે.

---

( મામલતદારના કરેલા હુકમથી નારાજ થઈ આસિસ્ટંટ કલેકટર સાહેબ તરફ કરેલી અપીલની અરજી. )

## ગરીબ પરવર સલામત.

### મહેરબાન ચોર્યાશી ડિવિઝનના ફર્સ્ટ આસિસ્ટંટ કલેક્ટર સાહેબ. મુ. સુરત યા સ્વારી.

સાહેબ મહેરબાનની ખીજમતમાં તાલુકે મજકુરના ગામ મોજે મગદલ્લાના રહેનાર નીચે સહી કરનારાઓની સલામ સાથે અરજ એ છે જે મજકુર ગામના સર્વે નંબર ૮૩, ૬૭, ૬૧ ની અમારી ખાતાની જમીન છે; અને નંબર ૪૫, ૪૬, ૪૮ ની જમીન ખાતેદાર શુખલા કીડીઆ, રામલા પરભુ અને ભીમભાઈ ગોવિંદજીની છે, નંબર ૩૬ના તળાવના કાંસમાંથી પાણીનો વધારો એ પાછલા નંબરો ૪૫–૪૬–૪૮ના કાંસમાં થઈને જાય છે. અસલથી પાણી જવાનો એ માર્ગ છે. નંબર ૪૮ નો ખાતેદાર ભીમભાઈ ગોવિંદજી ગામ મજકુરનો મુલ્કી પટેલ જાતે છે, તેથી મામલતદાર સાહેબ આડે રસ્તે દોરવાઈ સદરહુ પાણી જવાનો રસ્તો બંધ છે, જેથી સદરહુ પાણીનો વધારો અમારા નંબરોની જમીન તરફ ફરી વળવાથી, અને ત્યાંથી પાણી જવાનો નિકાસ ન હોવાથી પાણી ભરાઈ રહી તુલને નુકશાન કરે છે, માટે જાતે પધારી એ નંબરોની જમીન નજરે જોઈ

ઘટીત દાદ આપશો. પેસ્તર એક અરજી મામલતદાર સાહેબ મારફત આપને કરી હતી, પણ તેનો જવાબ ન મળવાથી આ બારોબાર આપ સાહેબ તરફ ગુજારી છે, માટે આપ સાહેબ વાજબી દાદ જરૂર આપશો. કે અમો ગરીબ માણુસો સાહેબના હકમાં દુવા કરીએ. તા. ૨૩ મો એપ્રીલ સન ૧૮૯૨.

૧ વલ્લભ કડવા સહી દા, પોતે.
૨ દામા મીઠા સહી દા. ફલા રાસા.
૧ દુર્લભ ભુદર સહી દા. ગોવિંદ રામજી
૧ જેરામ નરસિંહ સહી દા. પોતે.

---

( જમીન પોતાના નામેથી કમી કરવા વિષે. )

**મહેરબાન વલસાડ ડિવીઝનના આસિસ્ટંટ કલેકટર સાહેબ.**

સાહેબની જીનાબમાં હું નીચે સહી કરનાર વલસાડ તાલુકાનું ગામ મોજે છરવાડાના ખાતેદાર મકના વજીરીઆની સલામ સાથે અરજ કે સાહેબજી મજકુર ગામમાં મારૂં ખેડ ખાતુ છે, તે પૈકી સર્વે નંબર ૭૬, ૭૭, ૭૮ એ ત્રણ નંબરોની જમીન બામખાડીમાં રેલ આવવાથી ઘણે ભાગે ખોદાઇ ગઇ છે, ને થોડી રહી છે. તે ખેડાણમાં આવે એવી નથી, માટે તપાસ કરાવી મારા ખાતામાંથી કમી કરાવશો કે સરકાર હપ્તાના રૂપીઆ નાહક ભરવા ન પડે, એજ અરજ. તા, ૧ લી માહે ડીસેમ્બર સન ૧૮૯૪.

મકના વજીરીઆ સહી દા. લલ્લુભાઇ મોહનભાઇ

---

( જમીન પોતાના નામપર ચઢાવવા વિષેની અરજી. )

**સરકાર મહેરબાન નેકનામદાર સુરત જીલ્લાના કલેક્ટર સાહેબ બહાદુર. એફ. એસ. પી. લેલી.**

સાહેબની જીનાબમાં અરજદાર છાસઠીઆ છીતાબાવા ભગુબાવા તે કસ્બે જખડીઆં તાબે નાંદોદના રહેનારની સલામ સાથે અરજ એ છે જે મારા બાપ ભગુબાવા સંવત ૧૯૪૮ ની સાલમાં હું તથા મારો નાનો ભાઇ નામે ન્હારસીંગને મૂકી ગુજરી ગયા, પણ મારા બાપના ગુજરી જવા પછી પાંચ છ મહિના વિત્યા બાદ મારો ભાઇ ન્હારસીંગ ગુજરી ગયો. તેને એક છોકરો નામે તખ્તસીંગ છે. સદરહુ મારા બાપે નીચેના ગામોમાં જમીન ખરીદ કરેલી છે, તેનો પ્રથમ માલીક હું વડિલ પુત્રનો હક છે; તેથી સદરહુ જમીમ પ્રગણે ચોર્યાશીના ગામ મોજે અલથાણા તથા મોજે ભરાટ ગામમાં મળી આશરે લગભગ વીઘા ૫૦ છે, તે મારે નામે ચઢાવી આપશો, એ જમીન મારા મરનાર ભાઇ ન્હારશીંગને નામે ચાલે છે.

મારા બાપ સાથે ઘણી લાંબી મુદત થયાં મારે અણબનાવ હતો, ને મારો ભાઇ તેમની સાથે રહેતો, તેથી મારા હકને દબાવવા સારૂ મારા ભાઇએ મારા બાપને ઉંધું સમજાવી એ જમીન પોતાના નામે કરી લીધેલી; પણ તે મારા ભાઇની કે બીજી હરકોઈ રીતે તેની ખાનગી પેદાશથી ખરીદાએલી નથી. મારા ભત્રીજા તખ્તશીંગ મજકુરે પોતાને નામે જમીન ચઢાવવા વિષે અરજ કરી છે, પણ હજુ સુધી તેના નામ પર ચડાવી આપવામાં આવી નથી, માટે સદરહુ જમીન કાયદા મુજબ ને અમારા હિંદુઓના રિવાજ મુજબ હું વડિ-

બના નામ પર ચડાવી આપવા આપ ખુદાવંત સાહેબ રહેમ નજરે હુકમ ફરમાવશો કે સાહેબના હકમાં દુવા કરીશ. તારીખ ૧ લી મે સન ૧૮૯૩.

અરજદાર છાસઠીઆ છીતાબાવા ભગુબાવા
સહી દા. પોતે.

---

( આગથી લાચાર થએલાંઓએ આશ્રય મેળવવા કરેલી અરજી. )

સરકાર મહેરબાન સુરત જીલ્લાના કલેકટર સાહેબ બહાદુર
મુ. સ્વારી.

સાહેબ મહેરબાનની જનાબમાં અમે નીચે સહી કરનાર ગામ તલંગપોર તાલુકે ચોર્યાશીના રહેવાશીઓની સલામ સાથે અરજ કે સાહેબજી, ગઇ તા. ૧૯–૫–૨૩ ને રોજ સાંજના કલાક ચારને શુમારે અમારામાંના નાનીઆ કીડીઆનાં ઝુંપડામાંથી આગ શરૂ થતાં અમારૂ તમામ ફળીયું બળી ગયું છે. અમે મરદો તથા બૈરીઓ ખેતરમાં મજુરીપર ગએલાં, તેથી ફળીઆમાં કોઇ હતાં નહિ, નાનાં છોકરાં તથા અપંગ ઘરડાં માણસો હતાં, તેમનાથી કંઇજ નીકળી શકયું નહિ, ઘર અને તેમાંનું તમામ રાચરચીલું બળી ગયું. એટલુંજ નહિ પણ વાડામાં ખેતીનો પાકેલો માલ, ઘાસ, કડબ, અને જુવારનાં પાલાં હતાં તે પણ બળી ગયાં. ટુંકામાં સાહેબને અરજ કે અમે છેક લાચાર સ્થિતિમાં આવી પડયાં છીએ. ખાવાને અન્ન નથી, પહેરવાને વસ્ત્ર નથી, અને રહેવાને ઘર નથી. માટે સરકાર તરફથી ચાલુ વર્ષના સરકારી ધારાના રૂપીઆ અમારા ખાતાએ જે કાંઇ બાકી હોય તે

માફ કરશો; અને જંગલમાંથી મફત કાટ કાપી લાવવા પરવાનગી આપશો; તેમ સુરત, મુંબઇ જેવા મોટાં શહેરોમાં આગથી લાચાર થએલાં ગરીબોને આશ્રય આપવા ધર્માદા ફંડો હોય છે, તેમાંથી મદદ મળે એવો ઘટતો બંદોબસ્ત કરશો કે અમો દીન મુશ્કેલીમાં આવી પડેલાં કેવળ લાચાર, અન્ન ભેગાં થઇ સાહેબના હકમાં દુવા માગીએ. એજ અરજ. તા. ૨૧-૫ ૯૩.

નાનીઆ કીડીઆ દા. પોતે
રામલા ઉકા સહી દા. ગેમા ફકીર.
પ્રેમા ફકીર સહી દા. પોતે.
જોમલા રામલા સહી

દા. વસનજી લલ્લુના.

---

( બંદુક ફોડવાની પરવાનગી માગવા વિષેની અરજી. )

**મહેરબાન સુરત સિટિના ચીફ કૉન્સ્ટેબલ સાહેબ.**

સાહેબની જીનાબમાં હું નીચે સહી કરનાર સઇયદપરાની બોરડી શેરીના રહેનાર ઘેલાભાઇ હરિદાસની અરજ કે મારે ઘેર મારા નાના ભાઇ અમૃતલાલ હરિભાઈનાં લગન વૈશાખ શુદ ૩ સોમવારે કર્યાં છે, તેનો વરઘોડો સ્વામીનારાયણના મંદિર આગળ થઇ ચાર ખુ- ણાના ચાલાથી હરિપરામાં ધીકાંટા આગળ થઇ મોટે રસ્તે બ્રહાનપુરી ભાગળ આગળ થઇને વાડીફળીઆની પગથીઆ શેરીમાં જવાનો છે. માટે બંદુકના બાલી બ્હાર (અવાજ કરવાની રજા આપશો વર- ઘોડો સદરહુ દિવસે રાત્રે કલાક ૮ થી ૧૧ વાગતાં સુધીમાં ફરશે. એજ અરજ. મિતિ ચૈત્ર વદ ૫ સંવત ૧૯૫૦

અરજદાર ઘેલાભાઇ હરિદાસ સહી દા. પોતે,

( ગામમાં મેળો ભરવાનો હોવાથી પોલીસની મદદ માગવા વિષે પોલીસ પટેલનો રીપોર્ટ.

**મહેરબાન ઓરપાડ તાલુકાના ચીફ કોન્સ્ટેબલ સાહેબ.**

સાહેબની જીનાબમાં કરચે સરસના પોલિસપટેલની સલામ સાથે અરજ કે આવતી તારીખ ૫ મી જાન્યુઆરીએ મજકુર ગામમાં સિદ્ધનાથ મહાદેવની જાત્રા છે, ત્યાં સુમારે દશ હજાર માણસ ભેગા થશે. ને વખતે ટંટો ફિસાદ થઇ સુલેહનો ભંગ ન થાય, માટે પોલિસના ૧૫ માણુસ અત્રે આગલે દિવસે હાજર થાય એવો બંદોબસ્ત કરશો. એજ તા. ૨૪ મી ડીસેમ્બર સન ૧૮૯૩.

પોલિસ પટેલ ઉત્તમરામ શિવશંકર સહી દા. પોતે,



( કુવામાં પડવાથી થએલા મરણ વિષેની અરજી, )

**મહેરબાન વલસાડ તાલુકાના ચીફ કોન્સ્ટેબલ સાહેબ.**

સાહેબ મહેરબાનની જીનાબમાં મોજે કુંડીના પોલિસ પટેલ રઘનાથજી ફકીરભાઇની સલામ દીગર અરજ કે સાહેબજી. ગઇ તારીખ ૮—૩—૯૫ ને રોજ સવારમાં કલાક છ ને સુમારે ગામ મજકુરના રહેનાર કાળા મોરારના દીકરા ભુલાની વહુ બાઇ કાળી—ઉમ્મર આશરે વર્ષ ૧૮ ની પોતાના ઘર પાછળના કુવામાંથી પાણી કાઢતાં દોરડાની આંટીમાં પગ આવવાથી લપસી પડવાથી મરણ પામી છે. મને ખબર પડવાથી ત્યાં જઇ લાસને કાઢવી જોતાં કોઇ પણ શખ્સે દ્વેષ ભાવે ઉંચકી નાખવાથી પડેલી અગર આત્મઘાતના ઇરાદે પડેલીનાં કાંઇપણ ચિન્હ જણાયાં નહિ; અને પંચોનો પણ અભિપ્રાય

તેવો પડયો. માટે લાસને અવલ મજલ પહોંચાડવાની રજા આપી, આપ સાહેબને જાહેર થવા આ રિપોર્ટ કર્યો છે. તા. ૯—૩—૯૫ તલાટી રામપ્રસાદ ઉમેદરામ.

પા. રઘનાથજી ફકીરભાઇ સહી દા. પોતે.

પોલિસ પટેલ—ગામ કુંડી તાલુકે—વલસાડ

( ફોજદારનો પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ તરફ રિપોર્ટ )

સરકાર મહેરબાન સુરત જીલ્લાના પોલિસ
સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર.
મુ. સુરત યા સ્વારી.

સાહેબ મહેરબાનની જીતાબમાં સ્ટેટ સચીનના ફોજદાર જબ-રદસ્તખાં મુરદખાંની સલામ સાથે અરજ કે, ગઇ કાલે એટલે તા. ૩—૬—૯૩ ને રોજ સાંજની પેસેન્જર ટ્રેન કે જે સચીન સ્ટેશન પર ૩—૪૫ એ આવી પહોંચે છે, તેમાંથી ઉતરી સુરત શહેર વાડી ફળીઆં સેરીની રહેવાસી ગોવિંદપ્રસાદ રણછોડની ધણી-આણી બાઇ ગંગા પોતાના પિએર ગામ પલસાણે બળદની ગાડીમાં પોતાના ભાઇ જોડે બેસી જતી હતી. બાપ પાસે લગભગ રૂ. ૧૫૦૦ )ની કિમ્મતના દાગીના પહેરેલા હતા તે જોવાથી બે હરામખોરો તેની પાછળ પડયા. સાંજના જ કલાકને શુમારે પોપડા ગામની હદમાં જધડીઆ નામે ખાડી આવે છે, તેમાં તેઓમાંના એક પાછળથી ગાડીમાં ચડી બેસી બાઇના ભાઇને માથામાં ચાર પાંચ ડાંગના ઝપા-ટા મારી પાડી નાંખ્યો, અને તમામ દાગીના બાઇ પાસેથી પડાવી લીધા, અને બીજાએ બળદ હાંકી નાખ્યાં. મને મધરાતે ખબર પડવાથી

હું પાંચ સિપાઇઓ લઈ દોડી ગયો. જોતાંજ સદરહુ ખાડીમાં બાઇ બિચારી રડતી પોતાનો ભાઇ જે બેભાન સ્થિતિમાં પડેલો હતો તેની પાસે બેઠેલી જોઇ. સદરહુ શખ્સને ચાર વેઠીઆ પાસે ઉચકાવી સુરતની પારેખ ડિસ્પેન્સરીમાં મોકલવામાં આવ્યો છે, અને બાઇ મજકુર તેની ગાડી સાથે હાકનાર નવો મેળવી પોતાના પિએર ગામ પલસાણે રણછોડ સુંદરજીને ત્યાં ગઇ છે. હરામખોરોની તપાસ તે દવસે આખી રાત ફરતાં ગામોમાં કરી આજે સવારે આઠ વાગ્યા તોપણ પત્તો લાગ્યો નથી; માટે આ અરજ આપ સાહેબ તરફ વધારે બંદોબસ્ત થવા ગુજારી છે. એજ. તા. ૪—૧—૮૩

જબરદસ્તખાં મુરદાખાં સહી દા. પોતે.

ફોજદાર સ્ટેટ સચીન.

( મિલ્કતનો કબજો લેવા બાબત દિવાની કોર્ટમાં ).

વલસાડના મહેરબાન સેકન્ડ કલાસ સેમ જડજ
સાહેબની કોર્ટમાં દાવો.

ફરિઆદી નંબર સન ૧૮૮૦

| | |
|---|---|
| હાંસજી રૂઘનાથ પોતે તથા પોતાના મરનાર ભાઇ બ્રિજલાલ રૂઘનાથના વારસ હાંસજી મજકુર જાતના લેઉઆ કણબી, ધંધો ખેતીનો, ઉમ્મર આશરે વર્ષ ૪૫ ની રહેવાસી ગામ અડદા, તાલુકે વિરૂદ્ધ જલાલપોર. | વાદી |
| કેવળરામ ગણેશ જાતના મારવાડી કડીઆ, ધંધો નોકરીનો, ઉમ્મર આશરે વર્ષ ૪૭ ની; રહેવાસી ગામ અડદા, તાલુકે જલાલપોર. | પ્રતિવાદી |

હું હાંસજી રૂઘનાથ પોતે તથા પોતાના મરનાર ભાઇ બ્રિજ-લાલ રૂઘનાથના વારસ સદરહુ વાદી નીચે મુજબ જણાવું છું કે—

સુરત ડિસ્ટ્રિક્ટ સબડિસ્ટ્રિક્ટ જલાલપોરનું ગામ મોજે અડ-દામાં ઘર ૧ કણબી વાડામાં કે જેનો માલીક હું વાદી હતો.

સદરહુ મકાન પ્રતિવાદી મજકુરે સંવત ૧૯૪૩ના જેઠ વદ ૮ તારીખ ૮ મી માહે જુલાઇ સન ૧૮૮૭ ને રોજ ગેરકાયદે કબજે કર્યું છે.

સદરહુ મકાનનો કબજો પ્રતિવાદી મને ન આપતાં પોતે દબાવી પડયો છે, માટે મારી અરજ એ છે જે,

(૧) નીચે લખેલી વિગતનું ઘર પ્રતિવાદી પાસેથી મારે કબજે અપાવો.

(૨) હકીકતથી એ સિવાય કોર્ટને વાજબી અને યોગ્ય જણાય તેવી દાદ આપો.

દાવો કરવાનું કારણ સંવત ૧૯૪૩ ના જેઠ વદ ૮ તારીખ ૮ મી માહે જુલાઇ સન ૧૮૮૭ ને રોજ ગેરકાયદે કબજે કર્યો ત્યારથી ઉત્પન્ન થયું છે:—

## મકાનની વીગત.

ડિસ્ટ્રિક્ટ સુરત સબડિસ્ટ્રિક્ટ જલાલપોરનું ગામ મોજે અડદામાં કણબીવાડામાં છે તે, ઉત્તરે બહેચર હરિભાઇનું ઘર છે, દક્ષિણે મોતી ગગલનું ઘર છે, પૂર્વે વાડી છે, પશ્ચિમે સરિઆમ રસ્તો છે. કિમ્મત આશરે રૂ. ૭૫) એજ. તા. ૧ લી માહે માર્ચ સન ૧૮૯૦.

હાંસજી રૂઘનાથ પોતે તથા મરનાર પોતાના ભાઇ બ્રિજલાલ

રૂઘનાથના વારસ હાંસજી રઘનાથ સહી દા. પોતે.

હું હાંસજી રૂઘનાથ પોતે તથા મરનાર પોતાના ભાઈ બ્રિજલાલ રૂઘનાથના વારસ હાંસજી એકરાર કરું છું કે અરજીમાં લખેલી હકીકત સાચી છે.

હાંસજી રૂઘનાથ તથા મરનાર પોતાના ભાઈ બ્રિજલાલ
રૂઘનાથના વારસ હાંસજી રૂઘનાથ સહી દા. પોતે.

---

( ભરણ પોષણ માટે એક બાઈની નાદારીમાં દિવાની કોર્ટને અરજી )

સુરતમાં સેકન્ડ ક્લાસ સબજડ્જ સાહેબના કોર્ટમાં.

દિવાની ફરિયાદી નંબર. સન ૧૮૭૨

બાઈ ગંગા તે બીખા મકનની છોકરી, જાતનાં ઘાંચી, ઉમ્મર આશરે વર્ષ ૩૦ની, ધંધો ઘરકામનો, રહેવાસી સુરત સલાબતપુરાના. } વાદી;

વિરુદ્ધ.

ગોવિંદલાલ જાતના ઘાંચી, ઉમ્મર આશરે વર્ષ ૩૦ની, ધંધો તેલ દીવેલ વેચવાનો, રહેવાસી મોટા તાલુકે બારડોલીના. } પ્રતિવાદી.

દાવો રૂ. ૫૨૪

હું વાદી બાઈ ગંગા મજકુર નાદાર છું, ને આ દાવાની અરજીનું કમિશન ભરવાની મારામાં તાકાદ નથી. ને અરજી સાથે રજુ કરેલી યાદીમાં લખેલા માલ સિવાય મારી પાસે કાંઈ મિલકત નથી, તેથી આ મારી અરજી નાદારીમાં દાખલ કરવાની કોર્ટે પરવાનગી આપવી જોઈએ.

હું વાદી મજકુર લખી જણાવું છું કે—

૧. ઉપલો પ્રતિવાદી મારો ધણી થાય છે. તેની સાથે આશરે વર્ષ પંદર ઉપર મેં નાતરૂં કરેલું, ત્યારબાદ પ્રતિવાદીને ઘેર હું રહેતી હતી, અને મને બે ફરજંદ પણ થએલાં હતાં.

૨. પ્રતિવાદીએ મને પલ્લાનું જે ઘરેણું ચડાવેલું હતું, તે પહેરી એ પ્રતિવાદીને ત્યાં ગએલી ને રહેતી હતી, તે તમામ ઘરેણું પ્રતિવાદીએ લઇ સંવત ૧૯૧૩ કારતક માસ યા સન ૧૮૮૬ ના નવેમ્બર માસમાં મને કાઢી મૂકી; તેથી હું મારા બાપના ઘરમાં રહી છું

૩. પ્રતિવાદીએ કાઢી મૂકયા પછી ઘણીવાર કહ્યા છતાં તથા કહેવડાવ્યા છતાં તેણે મને પોતાને ત્યાં રાખી નહિ, ને રાખતો નથી, તેમ ખોરાકી પોશાકી પણ પુરી કરતો નથી.

૪. પ્રતિવાદીએ હિંદુશાસ્ત્ર તથા દેશ રિવાજ તથા અમારી ન્યાતના ધારા પ્રમાણે મને પોતાની સાથે રાખી મારો ખોરાક પોશાક પુરો કરવો જોઇએ, તે મુજબ તે કરતો નથી, તેથી ખોરાકી પોશાકી વગર હું ઘણી ઇજા પામી છું ને પામું છું.

૫. પ્રતિવાદીને તારીખ ૧૬ મી અકટોબર સન ૧૮૯૧ ના રોજ એક નોટિસ ટપાલ મારફત આપી, તે તેણે નહિ લેવાથી તેનું પાકીટ પાછું આવેલું છે.

૬. મારે પ્રતિવાદી પાસે મારી ચરેલી ખોરાકી પોશાકીના તારીખ ૧ લી જાન્યુઆરી સને ૧૮૯૧ થી તે તારીખ ૩૧ મી ડીસેમ્બર સને ૧૮૯૧ સુધી વર્ષ ૧ ના દર માસે રૂ. ૭ ) સાત લેખે રૂ. ૮૪ લેવા દાવો કરૂં છું. તારીખ ૧ લી જાન્યુઆરી સને ૧૮૯૨ થી દર વર્ષે રૂ. ૬૩ ) લેખે મારી હયાતી સુધી પ્રતિવાદી પાસેથી લે·

વા સારૂ એ રૂ. ૮૪ )ના દશ પટને હિસાબે રૂ, ૮૪૦ ) નો દાવો કરૂં છું. જુમલે રૂ. ૯૨૪ ) નો દાવો કરૂં છું.

૭. મારા દાવાનું કારણ ચડેલી ખોરાકી પોશાકીનું તા. ૩૧ મી ડીસેંબર સને ૧૮૯૧ ને રોજ તથા ત્યાર પછીની ખોરાકી પોશાકી લેવાને તારીખ ૧ લી જાન્યુઆરી સને ૧૮૯૨ થી હર દર વર્ષે ઉત્પન્ન થયું,

માટે હું વાદી નીચે મુજબ દાદ માગું છું કે—

૧; મારી ચડેલી ખોરાકી પોશાકીના ઉપર બતાવ્યા મુજબ વર્ષ ૧ ના રૂા. ૮૪ ) પ્રતિવાદી પાસે અપાવો.

૨, તારીખ ૧ લી જાન્યુઆરી સન ૧૮૯૨ થી દર વર્ષે વરસ એકના રૂા, ૮૪ ) લેખે મારી ખોરાકી પોશાકીના પ્રતિવાદી મારી હયાતી સુધી દર વર્ષ ચડયા ચડયા મને આપ્યાં કરે, એવું હુકમનામું કરી આપો,

+

૩ આ દાવાનો ખર્ચ અપાવો.

તારીખ ૫ મી જાન્યુઆરી સને ૧૮૯૨,

બાઇ ગંગા ભીખા મકનની છોકરી
સહી દા. ભીખા મકનની છે.

હું વાદી બાઈ ગંગા—ભીખા મકનની છોકરી એકરારકરૂં છું કે આ અરજીમાં લખેલો મજકુર મારા જાણ્યા પ્રમાણે સાચો છે.
તા. સદર,

૦ બાઇ ગંગા ભીખા મકનની છોકરી
સહી દા. ભીખા મકનના છે.

---

( નાદારીની અરજી જોડે પોતાની મિલ્કતની યાદી આપેલી તે )

સુરતના સેકન્ડ કલાસ સબજડજ સાહેબની કોર્ટમાં.

દિવાની ફરિઆદી નંબર                    સન ૧૮૯૨.

વાદી—નાદાર બાઇ ગંગા ભીખા મકનની છોકરી.

પ્રતિવાદી—ગેવિંદ લાલા,

દાવો રૂ, ૯૨૪ )

હું સહી કરૂ વાદી બાઇ ગંગા નાદાર છું, મારો પાસે જે માલ-મતા છે, તેની યાદી નીચે પ્રમાણે:—

રૂ, ૧—૮—૦ પહેરવાના સાડલા બે સુતરાઉ,

રૂ, ૦—૮—૦ કબજી એક સુતરાઉ,

રૂ, ૦—૮—૦ કાંચળી નંગ બે ,,

રૂ, ૧—૦—૦ ઘાઘરા નંગ બે ,,

રૂ, ૩—૮—૦

એણી વિગતે માલમતા છે; એ ઉપરાંત બીજી કાંઇજ માલ-મતા નથી,

તા, ૫ મી જાન્યુઆરી સને ૧૮૯૨

૦ બાઇ ગંગા વાદી તે ભીખા મકનની છોકરી

સહી દા, ભીખા મકનના છે,

---

( જડજ સાહેબની કોર્ટમાંથી સગીરની મીલકતનું સર્ટીફીકેટ લેવાની અરજી, )

મહેરબાન ભરૂચના ફુલ પાવર સિનિયર આસિસ્ટંટ જડજ સાહેબ બહાદુર.

સાહેબની જીનાબમાં હું અરજદાર મીર એતે શાખ અલીખાન, રહેવાસી વડોદરાના, જાતના મુસલમાન પઠાણ ઉમ્મર આશરે વર્ષ ૧૫ ની સલામ સાથે અરજ એ છે જે સાહેબજી, મારા બાપ અલીખાન ૧૮૯૦ ના જાન્યુઆરી માસની તારીખ ૧૪ મીને રોજ વડોદરામાં ગુજરી ગયા છે, તેને પેટે મારા ઉપરાંત નીચે લખેલાં સગીર છોકરા છોકરીઓ છે, તેનું સન ૧૮૯૦ ના એકટ ૮ મુજબ વાલીપણાનું તથા વહીવટનું સર્ટીફીકેટ મળવું જોઇએ, તે વિષે મારી અરજ છે, તે સગીર છોકરાં:—

| | | | | |
|---|---|---|---|---|
| | | ઉમ્મર આશરે | જન્મતિથી | જાતના |
| ૧ | મીર મુજફ્ફર અલીખાન, | વર્ષ ૧૭ | યાદ નથી | મુસલમાન, |
| ૨ | મીર નાશીર અલીખાન | ૧૫ | ” | ” |
| ૩ | મીર મહમદ અલીખાન | ૯ | ” | ” |
| ૪ | છોકરી હુરાજુલ નીશા બેગમ | ૧૨ | ” | ” |
| ૫ | સરફરા જુલનીશા બેગમ | ૮ | | |

૨ મરનાર મારા બાપના સ્થાવર મિલકત જમીન એકર ૯૯૯—૧૫ જીલ્લે ભરૂચમાં છે ને તે આ કોર્ટની હકુમતમાં છે, તેની અજમારશી કિંમત આશરે રૂ, ૮૬૭૨૫ ) છે; તેના માલીક હું તથા લખેલાં સગીર છોકરાં છે, ઉપર લખેલી જમીન આમોદ તાલુકાનાં ગામ કેરવાડા, પીપલીઆ તથા આમોદમાં છે.

૩ સદરહુ મિલકત હું અરજદારના કબજામાં હાલ છે; ને સગીર છોકરાંઓ પણ હું અરજદારના કબજામાં.

૪ સગીરનાં સગાંઓ નીચે પ્રમાણે:—

૧ સગીર છોકરાંની માની મા બાઈ રાજી બીબી તે મુનશી ગોલામ કાદરની વિધવા, રહેનાર વડોદરમાં મીર સાહેબના વાડામાં.

૨ સગીરોની બેન જમીલુન નાશાબેગમ મહમદહુસેન આતાહુસેનની ઓરત.

૩ સગીરોનો શાવકો કાકો મીર મહમદહુસેન વલદે અકબર અલીખાન, સરદારીની નોકરી.

૫ સગીરોનો વાલી તથા વહીવટ કરનાર કોઇ પણ કોર્ટથી કોઇને નીમવામાં આવેલો નથી.

૬. સગીરોની મિલકત હું અરજદારના કબજામાં છે; ને સગીરના વાલી તથા વહીવટપણાની બાબતમાં કંઇ પણ અરજી થઇ નથી.

૭. આ અરજીથી દાદ માગું છું કે સગીરોનું વાલી તથા વહીવટપણાનું સર્ટીફીકેટ મને મળવું જોઇએ.

૮. હું અરજદાર સગીરોનો વાલી તથા વહીવટદાર નીમાવાને સઘળી વાતે લાયક છું.

૯ હું અરજદાર સગીરોનો સગો ભાઇ થાઉ છું. તેથી સગીરોનો વાલી તથા વહીવટદાર નીમાવાનો મારો હક છે.

૧૦ આ અરજી થવાનું કારણ એટલુંજ છે કે મરનારનું કરજ છે, ને તેની મિલકત ઉપર કેટલાંએક હુકમનામાં થએલાં છે. કરજની વ્યવસ્થા થવા સારૂ આ સર્ટીફીકેટની જરૂર છે. તારીખ ૪ થી માહે માચ સને ૧૮૯૧

મીર એતે શાખ અલીખાંન વલદ ઇબ્રાહીમ અલીખાનના કુલ-મુખત્યાર કૃષ્ણરાવ આનંદરાવ સહી દા. પોતે.

હું અરજદાર એકરાર કરૂં છું કે ઉપર અરજીમાં લખેલો મજ-કુર મારા જાણવા પ્રમાણે સાચો છે. તા. સદર.

કૃષ્ણરાવ આનંદરાવ તે મીર એતે શાખ અલીખાન વલદ ઇબ્રાહીમ અલીખાનના કુલ મુખત્યાર સહી. દા. પોતે.

---

( ઇન્કમટેક્ષ ઓછો કરાવવા વિષેની અરજી. )

મહેરબાન ઓરપાડ ડિવિઝનના ઇન્કમટેક્ષ કલેકટર સાહેબ—

સાહેબની જીનાબમાં મોજે કોસાડના રહેનાર હું નીચે સહી કરનાર હકમા તેમાજીની અરજી નીચે મુજબઃ—

(૧) સને ૧૮૮૬ ના ૨ જા એકટ મુજબ આ સાલના કરના ૩૫) પાંત્રીસ મેં આપ્યા છે.

(૨) મારો ધંધો વ્યાજ વટંદરનો છે; અને પેદાશ આશરે ૭૦૦) ની છે. તેનો હિસાબ છે.

(૩) ઉપલી પેદાસ વરસ એકની છે.

(૪) બીજી પેદાશ નથી.

માટે અરજ કરૂં છું કે કરના રૂ. ૩૫) પાંત્રીશ આપ્યા છે, તેમાંથી કમી કરી પેદાશના ઉપર કર ઠેરવશો.

ગઈ સાલ કરના રૂ. ૨૮ અઠ્ઠાવીશ આપ્યા છે.

તારીખ ૧૦ મી આગસ્ટ સન ૧૮૯૨.

હકમા નેમાજી સહી દા. પોતે.

હું હકમા નેમાજી એકરાર કરૂં છું કે અરજીમાં જે વાત લખી છે તે ખરી છે.

હકમા નેમાજી સહી દા. પોતે.

---

( સબરજીસ્ટ્રાર ઓફિસમાંથી દસ્તાવેજની નકલ માગવાની અરજી. )

**મહેરબાન જલાલપોર તાલુકાના સબરજીસ્ટ્રાર સાહેબ—**

સાહેબની જીનાબમાં તાલુકે મજકુરનું ગામ મોજે ખરસાડના રહેનાર દેસાઇ રણછોડજી ગોપાળજીની સલામ સાથે અરજ કે સાહેબજી, મેં આપ સાહેબની ઓફિસમાં ગઈ તા. ૧૭ એપ્રિલ સને ૧૮૯૨ ને રોજ રઘા બાળુની જમીનનો વેચાણનો જે દસ્તાવેજ રજીસ્ટર કરાવેલો છે, તેની નકલ આપ સાહેબની સહી સિક્કા સાથે દિવાની કોર્ટમાં કામ ચાલે ત્યાં રજુ કરવાની છે, માટે દિ. ૮ માં મળવાનો ઘટતો બંદોબસ્ત કરશો. એજ અ. જ. તારીખ ૧૫ મી માર્ચ સન ૧૮૯૫.

અરજદાર દેસાઇ રણછોડ ગોપાળજી સહી. દા. પોતે.

---

( નોકરી માગવા બાબત વેક્સિનેશન ખાતામાં અરજી. )

**સરકાર મહેરબાન વેક્સિનેશન એન્ડ સેનિટરી ડીપાર્ટમેન્ટના સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ બહાદુર—**

**પ્રાંત ગુજરાત.**

સાહેબ મહેરબાનની જીનાબમાં હું નીચે સહી કરનાર સુરત બેગમપરામાં ભુલા મોદીની પોળના રહેનાર ઉમેદવાર મગનલાલ પ્રભુદાસની સલામ સાથે અરજ એ છે જે સાહેબજી, મારા સાંભળવામાં આવ્યું છે કે આપ સાહેબના તાબામાં સુરત પારેખ ડિસ્પેન્સરીના વેકસિનેટરના હાથ હેઠળ રૂ. ૫) પાંચના પગારની ઉમેદવારની એક જગ્યા ખાલી પડી છે, તે મહેરબાની કરીને મને આપશો કે વેકિસનેશનનું કામ સારી રીતે શીખી સરકારી નોકરી બરાબર બજાવી સાહેબ મહેરબાનના હકમાં દુવા માગીશ. હું ગરીબ માણસ છું, મારા બાપા ગુજરી ગએલા છે; અને કુટુંબનો આધાર મારા પર છે. હું થર્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફીકેટ પરીક્ષામાં ગયે વર્ષે પાસ થએલો છું; સર્ટિફિકેટની નકલ આ સાથે સામેલ છે. એજ અરજ. તારીખ ૧૪ મી માર્ચ સન ૧૮૯૫.

અરજદાર તે ઉમેદવાર મગનલાલ પ્રભુદાસ સહી દા. પોતે.

---

( મોજણીદારે લાંચ માગી તે નહિ આપવાથી તે જગાએ બાણુ નાંખવા ઠરાવ કર્યો તે રદ કરાવવા વિષે અરજી. )

**મહેરબાન ફ્રેઝર્સ સાહેબ બહાદુર આસિસ્ટંટ સુપરિન્ટેન્ડેન્ટ રેવન્યુ સર્વે—પ્રાંત ગુજરાત**

સાહેબની જીનાબમાં મેજે મોતા તાલુકે બારડોલી જિલ્લે સુરતના રહેનાર પટેલ હીરા ઠાકરની અરજ એ છે જે—મારા ગામમાં હાલમાં મોજણીદાર હરિશંકર વિશ્વનાથ માપણી કરવા આવેલા છે, તે ગઇ તારીખ ૨૬ મીને રોજ મારા ખેતર સર્વે નંબર ૨૫ માં

માપવા આવ્યા ત્યારે મારી પાસે રૂ. ૫) પાંચ માગ્યા, તે મેં નહિ આપ્યા, તેથી મારા ખેતરમાં બાણુ પાડ્યું. એ બાણુ વાવેત્તરમાં કરવું પડશે, તેથી તુકને નુકસાન થશે, માટે તે બાણુ મોજણીદાર છેડાપર કરાવે એવો હુકમ ફરમાવશો, કે મને ગરીબને નુકસાન થાય નહિ. એજ અરજ. તા. ૨૫-૫-૯૪

પટેલ હીરા કરસનદાસ સહી દા. પોતે.

---

( સર્વે ખાતામાં નોકરી મેળવવા સારૂ શરૂઆતમાં કામ શીખવાની પરવાનગી માગવાની અરજી. )

મહેરબાન ટી. આર. ફરનાન્ડીઝ સાહેબ બહાદુર. ડેપ્યુટી સુપરિન્ટેન્ડેન્ટ રેવન્યુ સર્વે—પ્રાંત ગુજરાત.

સાહેબની હજુરમાં અરજદાર નારણ પુરશોત્તમદાસની નમ્રતાપૂર્વક અરજ છે જે સાહેબજી હું સેકન્ડ ગ્રેડ પબ્લિક સર્વિસ સર્ટિફીકેટ પરીક્ષામાં માપણીના વિષય સાથે પાસ થએલો છું, તે સર્ટીફીકેટની ખરી નકલ જોડે સામેલ છે; મારા સાંભળવામાં આવ્યું છે કે આપને ત્યાં કેટલાક મોજણીદારોની જરૂર છે, માટે મને માપણીનું કામ શીખવાની પરવાનગી આપશો; કે જેથી તે કામ શીખી કાંઇ નોકરી મેળવવાને લાયક થાઉં; ને ભવિષ્યમાં તે મળવાથી શેર બાજરી પેદા કરવાથી સાહેબના હકમાં દુવા માગીશ. એજ અરજ.

તા. ૧૯—૧૧—૯૪.

તાબેદાર નારણ પુરૂશોત્તમદાસ.
ગામ હીંગલોટ તાલુકે ભરૂચ.

---

( મોજણીદાર પોતાના ઉપરી તરફ દબાવેલી જમીનનો કબજો છોડાવવા રિપોર્ટ કરે તેનો નમુનો. )

**મહેરબાન હેડ સર્વેયર જેઠાલાલ ગુલાબચંદ બી. દફતર રેવન્યુ સર્વે—પ્રાંત ગુજરાત.**

જીનાબમાં મોજણીદાર ખુશાલ કલ્યાણની સલામ દીગર અરજ એ છે જે ચોર્યાસી તાલુકાનું ગામ મોજે તંગપોર માપણી કરવા સારૂ મને નીમ્યો છે. મજકુર ગામમાં નંબર ૨૫૨ ના ખાતેદાર પીલા રૂપાએ સર્વે નંબર ૨૪૨ ની તળાવની એકર ૦—૩ ગુંઠા જમીન દબાવી વાવેતર કર્યું છે, તેમાં જુવારનું ઠુલ છે. તે નંબરમાં હિસ્સા માપવા ગયો, તો તે દબાણ માલુમ પડ્યું છે, તે જમીન છોડવાનું તેને કહ્યું, પણ તે છોડતો નથી. માટે છોડાવવા સારૂ મેહેરબાન સુપરિન્ટેન્ડેન્ટ સાહેબની મારફત તાલુકે લખશોજી. તારીખ ૧૮—૧—૯૧

ખુશાલદાસ કલ્યાણદાસ મોજણીદાર

---

( પોતાની જમીનમાંની રદ થએલી જમીન—ખરાબો બાદ કરાવવા વિશેની અરજી. )

**મહેરબાન હેડ સર્વેયર બાપાલાલ પુરૂષોતમદાસ ઈ. દફતર રેવન્યુ સર્વે-પ્રાંત ગુજરાત.**

સાહેબની જીનાબમાં અરજદાર પટેલ ગીરધર શામજી રહેવાસી મોજે બરબોધન તાલુકે ઓરપાડનાની નમ્રતા પૂર્વક અરજ એ છે જે મજકુર ગામમાં સર્વે નંબર ૧૨૦ એકર ૧—૨૫ આકાર રૂ. ૧૦—૮

ની જમીન મારે નામે ચાલુ છે. તેમાં આશરે વીઘા અર્ધાકને શુમારે પાણીનું વહેણું પડી ગયું છે. માટે તપાસ રી તે જમીનનો ખરાબો કપાઇ જાય એવો હુકમ કરશો કે તેટલી જમીનના પૈસા ભરવાના મારા ખાતામાંથી કમી થાય. મારે એ જમીન કાંઇ ઉપયોગમાં આવતી નથી. તેના નાહક પૈસા ભરવા પડે છે, એજ અરજ.
તારીખ ૨૬—૨—૨૫

પટેલ ગીરધર શામળભાઇ સહી દા, પોતે.

---

( જમીન પર ચડેલો પાણીનો દર ઓછો કરવા વિશે. )

મહેરબાન એમ. એમ. હોલન્ડ સાહેબ બહાદુર આસિ-
સ્ટંટ સુપરિન્ટેન્ડન્ટ રે. સ. પ્રાં. ગુજરાત.

સાહેબની જીનાબમાં મોજે મણુબર તાલુકે ભરૂચના રહેનાર ખાતેદાર ઇસપ આદમ વગેરે લોકોની નમ્રતા પૂર્વક અરજ એ છે જે આ ગામમાં એક તળાવ છે. તેમજ કુવા પણ ઘણા છે. આગળ પ્રતવારી થઇ તે વખતે આ તળાવ ઉંડુ હોવાથી તેમાંથી આસપાસના ખેતરવાળાઓ પાણી લેતા હતા તેમ કુવાઓમાં પણ પાણી પહોંચતું; તેથી પીત કરતા હતા; પણ હાલ તળાવ પુરાઇ ગયું છે, તેથી તેમાં પાણી રહી શકતું નથી, તેમ કુવા ઘણા ઉંડા જવાથી ખપ જોગું પાણી પુરૂં ન હોવાથી કોશે પાણી કાઢતાં મજુરનો જાદે ખરચ ગણતાં ફાયદો પડતો નથી, માટે ફકત ડાંગરનુજ તુસ કરીએ છીએ, ને કોઇ વરસ પાછલો વરસાદ સારો હોય તેજ રવિમાં વાલનું તુસ થાય છે, તેથી ખાતાના પૈસા પરાણે ભરાય છે. હાલમાં હવે નવી પ્રતવારી થવાની છે, તેમાં અમારો દર ઓછો થાય એવું કરશો.

કે જેથી અમો ગરીબ નાહક માર્યા જઇએ છીએ તેમાંથી બચીએ, એજ અરજ. તા. ૧૧ મી એપ્રિલ સન ૧૮૯૫

યુસપ આદમ ખાતેદાર સહી દા. પોતે.
ઇસ્માલ સલેમાન સહી દા. પોતે.
ગોકળ કહાના સહી દા. પોતે.
રામા કલ્યાણ સહી દા. પોતે.

---

( ખાળકુવો કઢાવવા મ્યુનિસિપાલિટીના સેક્રેટરી પર અરજી. )

મહેરબાન સુરત સિટિ મ્યુનિસિપાલિટીના સેક્રેટરી સાહેબ.

સાહેબની જનાબમાં સુરત વાડીફળીઆના વજાભાઇ મહેતની શેરીના રહેનાર જીવણભાઇ જગન્નાથની સલામ દીગર અરજ કે મજકુર શેરીમાં નં. ૩૫૯ ઘ૦ ૪ વાળું મારૂં ઘર છે, તે ઘરના ઓટલા પરના બજારનો ખાળકુવો તદન ભરાઇ ગયો છે, અને બહુ બદબો મારે છે, માટે વેળાસર કઢાવવા બતો બદોબસ્ત કરશો. એજ અરજ. તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૯૫.

જીવણભાઇ જગન્નાથ સહી
દા૦ ઠાકોરભાઇ જગન્નાથના છે.

---

( જમણવાર તથા માંડવો કરવા જમીન રોકવા બાબત
પરવાનગી મેળવવાની અરજી. )

મહેરબાન સુરત મ્યુનિસિપાલિટીના સેક્રેટરી સાહેબ.

સાહેબની જનાબમાં બહાનપુરી ભાગળ આગળ કોટશફીલના

રહેનાર શેઠ નરોત્તમદાસ નાગરદાસની સલામ સાથે અરજ કે મારે ત્યાં ફાગણ વદ ૨ નાં લગ્ન છે, તે પ્રસંગે બારણા આગળ સરિયામ રસ્તાપર માંડવો કરવામાં ૧૪ ફીટ પહોળી ને ૨૨ ફીટ લાંબી જમીન તારીખ ૮-૩-૯૫ થી તા. ૧૨-૩-૯૫ સુધી દિ. ૫ રોકવાની જરૂર છે, એક બાજુ પર ગાડીઓ જવાનો રસ્તો રહેશે, માટે અરજીમાં જણાવેલા માપની જમીન માંડવો બાંધવા માટે રોકવા પરવાનગી આપશો.

વળી સદરહુ લગ્નના કારણસર તારીખ ૧૦ મી અને ૧૧ મી ની રોજ સાંજના કલાક પાંચથી સાત સુધી ૧૨ ફીટ પહોળી ને ૮૧ ફીટ લાંબી જમીન ન્યાતના જમણવારમાં રોકાશે, તેની પણ પરવાનગી આપશો. એજ અરજ.

તારીખ ૨૧—૨—૯૫.

અરજદાર, નરોત્તમદાસ નાગરદાસ સહી
દા० ઠાકોરદાસ નરોત્તમદાસના છે.

( રેલવેમાં માલ ગેરવલ્લે પડયા વિષેની અરજી. )

**મહેરબાન બી. બી. એન્ડ સી. આઇ. રેલવેના ટ્રાફિક મેનેજર સાહેબ બહાદુર. મુ. મુંબઇ યા સ્વારી.**

સાહેબની જીનાબમાં હું નીચે સહી કરનાર અબ્રામા તાલુકે જલાલપોર જીલ્લે સુરતના દેશાઇ દયાલજી ખંડુભાઇની સલામ સાથે અરજ કે સાહેબજી ચાલતા માસની ગઇ તા. ૨ જી ને રોજ નાગપુરથી મારા આડતીઆ કહાનદાસ મંછારામે સંતરાં (ફળ)નાં પારસલ બે ત્યાંથી રેલવે તુર ભરી અત્રે અમલસાડ સ્ટેશન પર મારા

નામની રૂચીદ કરાવીને રવાને કર્યાની સદરહુ રસીદ તારીખ ૫ મી ને રોજ મને મળી હતી; ત્યારથી આજ દી. ૮ થયાં દરરોજ ભાળ કઢાવતાં સદરહુ પાર્સલ અમલસાડ સ્ટેશને આવેલાં જણાતાં નથી; માટે આપ તરફ અરજ ગુજારવાની કે એ બાબત તપાસ ચલાવી ઘટતો બંદોબસ્ત કરશો. ભરતીઆ મુજબ કીં. રૂ. ૨–૧૧–૦ છે. એજ અરજ. તા. ૧૫ જાન્યુઆરી સને ૧૮૯૫.

દયાલજી ખંડુભાઇ સહી દા. પોતે.

---

( વર્તમાન પત્રના મેનેજરને અરજી )

મહેરબાન 'પ્રજામત' ના મેનેજર સાહેબ.

અમદાવાદ.

જીનાબમાં હું નીચે સહી કરનાર રંગીલદાસ ભુખણદાસની સલામ સાથે અરજ કે ત્રણ વર્ષ થયાં આપનું ન્યુસ મારા પર આવે છે, તેના લવાજમનાં નાણાં દર વર્ષે જુન માસની પંદરમી તારીખે મારા તરફથી ચડેચડયાં મોકલવામાં આવે છે, તેની છેલ્લી રસીદ પણ નંબર ૭૮ તા. ૨૪–૬–૨૫ ની આપની સહીની આવી છે, છતાં બીલ નંબર ૧૮૧ નું રૂ. ૨—૧૪ લેણાનું મળ્યું એ નવાઇ જેવું છે, માટે તપાસ કરશો મારી પાસે આપના પેપરનું કશું પણ લેણું પાછલા વર્ષનું રહ્યું નથી તે જાણવું. એજ. તારીખ ૨૪ મી અકટો-બર સને ૧૮૯૪.

રંગીલદાસ ભૂખણદાસ

મુ. નવસારી રૂપીઆ તળાવની પોળ.

# પ્રકરણ ૮ મું.

## દસ્તાવેજો લખવાની સમજુતી.

(૧) દસ્તાવેજ જે મીતીએ લખાય, તેજ મીતી ગુજરાતી ને અંગ્રેજી બંને આરંભમાં લખવી, એટલે સંવત ને ઇસ્વીસન બંને લખવાં.

( દસ્તાવેજ લખવાનો દિવસ અને તેમાં લખ્યા મુજબ અવેજ આપવાનો દિવસ એકજ દિવસ જોઇએ, ફેર પડે દસ્તાવેજ બનાવટી ઠરાવવાનો અંદેશો રહે છે.

(૩) મીતી લખ્યા પછી જેણે લેખ કરી આપ્યો હોય તેનું નામ, ઠામ, ઉમ્મર, ધંધો અને જાતી એટલું લખાય છે.

(૪) લેખ લખાવી લેનારનું નામ લખ્યા પછી જોગ લી૦ એમ જરૂર લખવું.

(૫) જોગ લી, લખ્યા પછી દસ્તાવેજ લખી આપનારનું નામ, ઠામ, ઉમ્મર, ધંધો ને જાતી લખાય છે. છેવટ સહુ પણ એ નામનું થાય છે, તે ચોક્કસ યાદ રાખવું. ઉપરની [1]ઇબારત હરકોઇ દસ્તાવેજનો આરંભ એટલે મથાળાનો ભાગ સમજવો; વેચાણ [2]ગીરો, વ્યાજુ ચીઠી, [3]ફારગતી, અનોન કે ભાડા નામું, [4]વીલ યા બક્ષીસ નામું વગેરે હરકોઇ દસ્તાવેજમાં એક રીતે આરંભનો ભાગ લખાયછે.

---

૧ ઇબારત=ગોઠવણ. ૨ ગીરો=મીલકત બીજાને લખી આપી તે પર અવેજ લીધો હોય તે દસ્તાવેજ. ૩ ફારગતી=છુટાછેડાનો દસ્તાવેજ. ૪ વિલ=વારસનામું, વારસામાં કોઇને મિલકત આપી દઇ તેનો લેખ લખવો તે

# દસ્તાવેજનો વચલો એટલે મુદ્દાનો ભાગ.

એ ભાગમાં ઘણી ઘણી હકીકતો આવે છે; તમામ સરતો એમાં આવી જવી જોઇએ અધુરી રહેલી સરતોએ પાછળથી કોર્ટે ચઢવું પડે ત્યારે [1]બારિસ્ટરની તકરારમાં તે ખામી આડે આવી જાય છે. વાસ્તે દસ્તાવેજ પાકા હોંશીઆર યા રાત દિવસ ઘડાએલા માણસ પાસેજ લખાવવો જોઇએ. " જત લખી આપવામાં આવે છે કે " એમ લખી તેની પછી મુખ્ય સાર ને સરત નીચે મુજબ છે.

(૧) અવેજનો આંકડો સ્પષ્ટ શબ્દ સાથે લખવો જોઇએ.

(૨) અવેજના બદલામાં જે મિલકત યા જણુસ અપાઇ હોય તે જોડે લખવું.

(૩) મિલકત સ્થાવર ઘર કે વાડી હોય તો તે કઇ જગ્યાએ આવેલી છે, તે સ્પષ્ટ દર્શાવવું જોઇએ.

(૪) ઘર હોય તો તેની લંબાઇ પહોળાઇ ને ચતુરસીમાં લખવી.

(૫) જમીન ખેડવાની હોય તો તે કયા [2]સર્વે નંબરની કેટલા એકર ને આકારની છે, તે જણાવવું જોઇએ, તેમજ તેની ચતુરસીમા લખવી.

(૬) ઘર હોય તો તેનું ભાડું અને જમીન હોય તો તેનું ગણોત કેટલા રૂપીઆ ઠેરવ્યા છે, ને તે લેવાનો હક કોનો છે તે જણાવવું જોઇએ. તેમજ અવેજ હોય તો, તેના વ્યાજનો શો દર કેવી સરતે છે, તે લખવુ જોઇએ. જમીનનો આકાર એટલે સરકાર ધારાના રૂપીઆ કોણે કેટલા ભરવા, તે બરાબર લખવું જોઇએ; ને

---

૧ બારીસ્ટર–વકીલ કરતાં કાયદાનું વધારે બારીકિથી જ્ઞાન જાણનાર. ઇંગ્લાંડ જઇ પાસ થઇ આવેલ કાયદા શાસ્ત્રી. ૨ સર્વે નંબર. પાયાગીનો નંબર.

ઘર હોય તો તે ભાગ્યું તૂટ્યું કોણે સમરાવવું તે લખવું જોઇએ.

(૭) દસ્તાવેજ કેટલી મુદત [1]બંધન કર્તા છે, તે લખવું જોઇએ. છુટી મુદત હોય તો તેમ લખવું સદાને માટે આપ્યું હોય તો યાવત૰ ચંદ્રદિવાકરો એટલે જ્યાં સુધી સૂર્યને ચંદ્ર તપે ત્યાં સુધી આપ્યું એમ લખવું.

(૮) કબજો ક્યારે આપ્યો તે જણાવવું જોઇએ.

(૯) ગીરો ભાડે કે ગણોતે મિલકત આપી હોય, તેપર રાખનારનો પછી ગીરો ભાડે કે ગણોતે આપનારનો હક રહે છે કે નહિ, તે લખવું જોઇએ. તેમજ સ્થાવર મિલકત ઝાડ વગેરે હોય, તે પર કોનો હક છે તે જણાવવું જોઇએ.

(૧૦) અવેજ મુદતસર પાછો આપી મિલ્કત છુટી કરવા સરત છે કે [2]વળતરે અમુક વરસે મિલકત છુટી થાય છે કે શી રીતે તે ગીરો વગેરે દસ્તાવેજમાં આવવું જોઇએ; અવેજ ન અપાય કે મિલકત છુટી ન કરે, ફરિયાદ વગેરે વખતસર કરતાં ખરચ કોને માથે રહે છે તે જણાવવું

(૧૧ મિલકતની વિગત પછી સરતો નીચેજ જુદા પારેગ્રાફમાં જણાવવી જોઇએ, તે કયા [3]ડીસ્ટ્રીકટમાં કયા તાલુકામાં છે તે લખ્યા પછી તેની લંબાઇ, પહોળાઇ, ચતુરસીમાં, આકર, એકર વગેરે તમામ હકીકત ચોકસ આપવી જોઇએ.

(૧૨) વીલ યા બક્ષીસના લેખમાં તમામ મિલકતો વર્ણવવી જોઇએ. તેમજ વેચાણ યા ગીરો દસ્તાવેજમાં પણ જેટલી મિલકત

---

૧ બંધનકર્તા=બંધણી કરનાર ૨ વળતરે—અમુક મુદતે રૂપીઆ વળી રહે ને મિલકત આપનારને પછી મળે, તે વળતરે કહેવાય છે. ૩. ડિસ્ટ્રીકટ—જિલ્લો કે સંસ્થાન જે હોય તેનું નામ.

જે સરતે કરવામાં આવે તે બરાબર લખવી જોઇએ. કેમકે દસ્તાવેજમાં એજ ખાસ મુદ્દાનો ભાગ છે ઉપર મુજબ મુખ્ય સરતો લખી છે. તેમજ એ ઉપરાંત દસ્તાવેજ જુદી જુદી જે સરતે લખવાનો સ્થાન પ્રત્યે જે વહીવટ હોય તે મુજબ લખવું જોઇએ. લખતાં કાયદાની ખામી ન રહે, તેટલા સારૂ બનતાં સુધી [1]ખરડો તૈયાર કરી કાયદા જાણનાર સારા વકીલ કે મુખ્તિઆરની તે બાબત સલાહ લેવી.

(૧૩) દસ્તાવેજ સરકાર ધારા મુજબ યોગ્ય [2]સ્ટામ્પપર કરવો જોઇએ. તેમજ તે [3]રજીસ્ટ્રેશનની જરૂર હોય તો, તે [4]સબરજીસ્ટ્રારની કચેરીમાં નોંધાવવોજ જોઇએ. ઘણી વખત સ્ટામ્પની ખામી, રજીસ્ટર ન થયો હોય તે, ને મુદતનો બાધ, એ મુદ્દે દસ્તાવેજ ખોટા થાય છે; સબબ તેવી ભૂલ ન થવી જોઇએ. મુદતનો બાધ એટલે અમુક મુદતે દસ્તાવેજ ફેરવવાનો કાયદાનો આધાર હોય તે નિયમ મુજબ દસ્તાવેજ કરવો જોઇએ, જેમ કોઇ પાસે રૂપીઆ માગતા હોય, તેનું સામા દસ્તાવેજનું ખાતું હોય, ને ત્રણ વરસ સુધીમાં તેના સાથે કાંઇ જમા ન થયું હોય ત્યારે તેનો હિસાબ કરી ફરી ખાતુ પડાવવુંજ જોઇએ, નહીંતર મુદતનો બાધ લાગી તે દસ્તાવેજ રદ થવાનો સંભવ રહે છે.

(૧૪) ઇબારત પુરી થયા પછી છેવટે ' અક્કલ હોશિઆરીથી

---

૧. ખરડો–કાચો દસ્તાવેજ, સ્ટામ્પ વગર સાદા કાગળ પર પ્રથમ લખ્યો હોય તે. ૨. સ્ટામ્પ–સરકારી ટિકિટ યા છાપવાળો કાગળ ૩. રજીસ્ટ્રેશન–નોંધણી. ૪ સબરજીસ્ટ્રાર–દરેક તાલુકામાં મામલતદારની કચેરી લગત અકેકો નોંધણી કામદાર હોય 'તેને સબરજીસ્ટ્રાર કહે છે.'

[1]બિન કેફે તંદુરસ્તથી રાજીખુશીથી, રૂપીઆ રોકડા લઇ મિલ્કત કબજામાં આપી તે કબુલ મંજુર [2]સહી, વગેરે વાક્યો આવે છે.

(૫) દસ્તાવેજ લખનારનું નામ એટલે દસ્કત કોના છે તે છેવટ લખાય છે. બાદ મતુ સાક્ષી થાય છે.

---

## દસ્તાવેજનો છેવટનો ભાગ.

છેવટનો ભાગ તે મતા સાક્ષીનો છે, મતા સાક્ષી થયા સિવાય દસ્તાવેજ લખેલો રદ જાણવો; અને તેમાં લખ્યા મુજબ અવેજ પ્રત્યક્ષ દઇ કે આપીનેજ મતુ કરવું જોઇએ; તેમજ સાક્ષીઓએ પોતાની રૂબરૂ અવેજ અપાયો કે લેવાયો તેમ મિલ્કતનો કબજો સોપાયો હોય ત્યારેજ પોતાની સાહેદી કરવી જોઇએ. ઘણી વખત લોકો દસ્તાવેજ લખી રહેવા દે છે ને પાછળથી કોઇ ભળતા માણસની સહી લે છે, પણ ખરૂં જોતાં તેવા સઘળા શખ્સો જુદા [3]કસમને [4]પાત્ર છે. એ સઘળું એકીવખતે બનવુંજ જોઇએ. મતુ સાક્ષી કરતા પહેલાં દસ્તાવેજમાં નીચે મુજબ લીટી દોરાય છે.

[5]અત્ર  મતુ.  [6]તત્ર.  શાખ

આ લીટીમાં મતુ કરનાર જે જોગ આ જગ્યાએ નજરે દસ્તાવેજ લી૦ હેય છે; તેની સહી પોતાના લખતાં જોનાર તેમજ અવેજ જાત દસ્કતથી થવી જોઇએ, તેને તથા કબજો વગેરે અપાતા પ્રત્યક્ષ લખતાં ન આવડતું હોય તો તેની જોયો હોય એવા શખશે શાખ પાસે નિશાની કરાવવી. બાદ બીજા એટલે સાક્ષી કરવી; બને તો

---

૧ બિનકેફે–કેફ કરી તેના ઘેનમાં નહીં પણ શરીરની સારી સુખાકારીથી ૨ સહી–નક્કી. ૩ કસમ-સોગન. ૪ પાત્ર-લાયક. ૫ અત્ર અહીં. ૬ તત્ર-તહાં.

પાસે મતુ કરાવવું ધણીના કહેવા- એક સાક્ષી દસ્તાવેજ લખી આ-
થી એમ લખી દસ્કત કરવા. જોગ પનાર તરફનો જોઇએ. સાક્ષી
લી૦ એક દરતાં વધારે શખ્સો કરનાર શખ્સો ભણેલાજ હોવા
હોય તો તે દરેકનું નામવાર જોઇએ.
ઉપરની રીતે મતુ કરાવવું જોઇએ.

———×———

## પ્રકરણ ૯ મું.

### દસ્તાવેજોના નમુના.

### ( કબજા ગીરો ખત. )

સંવત ૧૯૮૪ ના વર્ષે ચૈત્ર સુદ ૩ તા૦ ૨૪ મી માર્ચ સન ૧૯૨૮ ને અંગ્રેજી દિને તાલુકે ચોર્યાશીનું ગામ મોજે દેલવાડાના રહેનાર દેશાઇ હરિભાઇ વસનજી જાતના અનાવલા બ્રાહ્મણ ઉમ્મર આશરે વર્ષ ૨૫ ની ધંધો ખેતી વગેરેનો જોગ. લી૦ તાલુકે મજ-કુરનું ગામ ડીંડોલીના રહેનાર ભાણા લાલા જાતના કોળી ઉમ્મર વરસ ૪૦ ની ધંધો ખેતીનો જત લખી આપું છું કે આજરોજે તમારી પાસેથી નગદ રોકડા રૂપીઆ ૯૯૯) અંકે નવસો નવાણું પોળીઆં મારા શાહુકાર સુરત નવાપરાના રહેનાર શા. નેમચંદ અ-મરચંદને આપવા રૂ ૫૦૦) તથા બીજા પરચુરણ શાહુકારોને આ-પવા સારૂ લીધા તે દેવા, દેશ જ્યાં તમો ધણી માગો ત્યાં દેવા, એ રૂપીઆનું વ્યાજ માસ એકે સેંકડે એકે તેરીખ ટકા ૦⌐ અંકે ૭ આના લેખે દીવાળી બાકીના વ્યાજના વ્યાજ તથા જે વર્ષમાં અધિક માસ આવે તેના વ્યાજના વ્યાજ સાથે આપવા સહી. એ ખરચના બદલામાં મારી નીચે લખેલ મિલ્કતો કબજા ગીરો આપી તમામ

કબજામાં સોંપી છે. સદરહુ મિલકત પેશ્તરથી તે હાલ સુધી મારા કબજામાં ચાલી આવેલી તે ગીરોના હકથી તમારા કબજામાં આપી છે; માટે તેમાં વસો, વસાવો, ખેડો, ખેડાવો, તમારી નજરમાં આવે તે રીતે વહીવટ કરવાને તમો ગીરોદાર મુખતીઆર છો. સદરહુ મિલકતનું જે ગણોત ભાડું ઉત્પન્ન થાય, તે તમારા ઉપર લખેલા રૂપીઆના વ્યાજમાં જમે કરવા, ને ઘટે તો મારે ઘર ઘરાઉ આપવા સહી. વ્યાજ કરતાં વધે તો મુદ્દલમાં જમે કરવા, સદરહુ રૂપીઆ તમો જ્યારે માગો ત્યારે આપવા; આપતાં દેર કરીએ તો નીચે લખેલી ગીરો વાળી મિલકતથી તથા અમારી જાતથી તથા અમારી સર્વે તરેહની માલ મિલકતોથી તથા તમારી નજર પહોચે ત્યાંથી વસુલ કરવા તમો તથા તમારા વારસો મુખતિઆર છો. સદરહુ ઘરને અસમાની સુલતાની જોખમ લાગે તો તેનો જોખમ મારે શિર છે. સદરહુ મિલકતને આબાદ રાખવાને જે જે મરામત કરાવવી પડે, તે અમારે કરાવવી; અમો નહીં કરાવીએ ને તમો કરાવો તો તેના ખરચના રૂપીઆ તમારા હિસાબ મુજબ ઉપર પ્રમાણેના વ્યાજના સાથે સદરહુ ગીરોના રૂપીઆની સાથે વસુલ કરવા તમો તથા તમારા વારસો મુખતિઆર છો.

ગીરો આપેલી મિલકતની વિગત:—જીલ્લે સુરત ડિસ્ટ્રિકટ સુરત સબડિસ્ટ્રીકટ તાલુકે ચોર્યાસીનું ગામ મોજે ડીંડોલીમાં છે તે.

ઘર ગાળા ૨ બે નાળિએરી જમીન અમલા તથા વાડા સાથે ઉત્તર દક્ષિણ લાંબુ આશરે ગજ ૭૦ તથા પૂર્વ પશ્ચિમ પહોળું આશરે ગજ ૧૨ એની ઉત્તરે જસા ઝીણાનું ઘર, દક્ષિણે હરિભાઈ મકનજીનું ઘર, પૂર્વે આગલું બારણું સરિઆમ રસ્તામાં છે, ને પશ્ચિમે ગોવીંદ ઠરસનનું ઘર.

મજકુર ગામમાં સરકારી ખેડ ખાતાની જમીન મારે નામે ચાલે છે તે.

સર્વે નંબર ૧૨૫ એકર ૫—૧૦ ગુઠા, આકાર રૂ. ૨૭—૧૨—૦
,, ૪૨૦ ,, ૩—૭ ,, ,, ,, ૩૩—૧૩—૦
,, ૭૫૦ ,, ૧—૪ ,, ,, ,, ૫—૧૦—૦

એ વિગતની મિલ્કતો સર્વે જાતના લાગતા વળગતા હક્કો તથા ઝાડો તમારા કબજામાં આપી છે. આ કબજા ગીરોનો દસ્તાવેજ મેં મારી રાજીખુશીથી તથા અક્કલ હોશિયારોથી લખી આપ્યો, તે મારે તથા મારા વારસોને કબુલ છે, દા, મોતીજાઈ માણેકચંદના છે.

અત્રે, મતુ. તત્ર. શાખ

ભાણા લાલા મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી દા. પોતે

રામજી ભીખા શાખ. દા. પોતે.
જીવણજી રતનજી શાખ, દા. પોતે.
વસનજી કલ્યાણજી શાખ, દા, પોતે.

અર્થ અને સુચના—

ચોર્યાશી તાલુકો—સુરત શહેર અને ફરતાં ગામ જે તાલુકામાં આવ્યાં છે તે તાલુકા.

જત—બીજું. પરચુરણ—નાના નાના, અધિકમાસ—એકજ વર્ષમાં એકજ નામના બે મહિના આવે ત્યારે એક અધિક ગણાય, તે વરસમાં ૧૩ મહિના ગણાય છે. ગરથ—રૂપીઆ. સદરહુ—એ દસ્તાવેજમાં લખી છે તે. પેસ્તરથી—પહેલાંથી. મુખ્તિઆર—ધણી. દેર કરીએ—વાર લગાડીએ, ના પાડીએ. અસ્માની-જોખમ=આકાશી કે ઇશ્વરી આફત, વીજળી પડે કે આગ લાગે ને ઘર બળી

જાય વગેરે સુલતાની-સરકાર તરફથી લઇ લેવામાં આવે તે. ડિસ્ટ્રીક્ટ-તાલુકો, પ્રગણું. સરીઆમ—લોકોને જવાનો ધોરી રસ્તો.

---

## વેચાણ ખત.

સંવત ૧૯૪૮ ના ચૈત્ર વદ ૧૩ ને વાર ગુરૂ તારીખ ૨૫ મી એપ્રિલ સને ૧૮૮૨ ને અંગ્રેજી દિન તાલુકે વલસાડનું ગામ ઉંટડીના રહેનાર શા. હીરાજી ભગવાનજી ઉમ્મર વરસ ૫૫ ની ધંધો વ્યાજુનો જાતના મારવાડી વાણીઆ જોગ, લી૦ તાલુકો મજકુરનું ગામ માલવણનું ફળીઉં દાતીના રહેનાર બુત્રા લીંબા જાતના માછી ઉમ્મર ૫૧ ની ધંધો ખેતી તેમજ વહાણ ફેરવવાનો જત લખી આપું છું કે આજરોજ તમારી પાસેથી નગદ રોકડા રૂ. ૭૫૧ ) અંકે સાતસે એકાવન પોતીઆં ગણી લીધા: એ ગરથના બદલામાં મારી નીચેની વિગતે મિલકત તમને યાવતચંદ્રદિવાકરો આકાશથી પાતાળ સુધી સર્વ જાતના લાગતા વળગતા હકો સાથે વેચાણ આપી આજરોજથી તમારા કબજામાં આપી છે, માટે તમારી નજરમાં આવે તે રીતે વહીવટ કરવાને તમો માલીક મુખતિઆર છો. એ મિલકત સંબંધી આજ પછી કોઈ ગીરોદાર દાવેદાર પેદા થઇ દરદાવો કરે તો તેનો જવાબ મારે તથા મારા વારસોએ દેવો સહી. એ મિલકતમાં વસો વસાવો ગીરો વેચાણ કે બક્ષીસ કરો તે સર્વ વાતે તમો માલીક મુખતિઆર છો. એ મિલકત ઉપરથી મારો તથા મારા વારસોનો હક તથા દાવો ઉઠયો છે, ને તમારો તથા તમારા વરસોનો હક તથા દાવો થયો છે. સદહું મિલકત પેસ્તરથી મારા કબજામાં ચાલી આવેલી તે વેચાણના હકથી તમારા કબજામાં આપી તેની વિગત જીલ્લે સુરત ડિસ્ટ્રીક્ટ વલસાડનું ગામ કરખે ભદેલીમાં ઘર ગાળા ૪,

ઉત્તર દક્ષિણ લાંબા આશરે ગજ ૧૦૦ વાડા સાથે, તથા પૂર્વ પશ્ચિમ પહોળા ત્રણ ગાળા મળી આશરે ગજ ૨૧, એની ઉતરે આગલું બારણું સરીઆમ સડક પર છે, દક્ષિણે વાડો મૂકી, ગોકળ કાકાની જમીન છે, પૂર્વે સ્વામીનારાયણનું મંદિર તથા ખુલ્લી જમીન છે, ને પશ્ચિમે રજપૂત જાદવ જસાનું ઘર છે.

એ વિગતની મિલકતો વેચાણ આપી તમારા કબજામાં સોંપી છે. આ વેચાણનો દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હોશિઆરીથી તથા બીનકેફ તનદુરસ્તીથી લખી આપ્યો તે મારે તથા મારા વારસોનો કબુલ મંજુર છે.

અત્ર મતુ. તત્ર. શાખ.

માછી બુધ્ધા લીંબા મતુ ઉપર ભાયાભાઇ ગુલાબભાઇ શાખ દા, પો.
લખ્યા પ્રમાણે સહી દા, પોતે, લલ્લુભાઇ મોહનભાઇ શાખ દા, પો.
ભીખા જામલ શાખ દા. પોતે.

---

## ફારગતી.

સંવત ૧૯૪૯ ના પોષ સુદ ૨ અંગ્રેજી તારીખ ૨૧ ડીસેમ્બર સન ૧૮૯૨ ને વાર બુધને દીને સુરત નવાપરાના રહેનાર હરજીવન માણેકચંદ ગોલા, ઉમ્મર આશરે વર્ષ ૩૦ ધંધો રેશમનો જોગ. લી. સુરત ગોપીપરાના રહેનાર જગજીવન માણેકચંદ ઉમ્મર આશરે વર્ષ ૨૭ ની ધંધો વેપારનો, જત લખી આપું છું કે તમો તથા અમો સગા ભાઇઓ છીએ. આજ ૭ સાત વર્ષ થયાં તમો તથા હું જુદા રહી ધંધો રોજગાર કરતા આવ્યા છીએ; અને આપણી કેટલીક જંગમ મિલકત હતી, તે આપણે વહેંચી લીધી હતી: પણ આપણું

આપીકું ઘર નીચે જણાવેલી વીગતનું છે, તેમાં તમો રહેતા આવ્યા છો, તેમાં મારો નીચે હિસ્સાનો હક રૂ. ૩૦૦ ) અંકે ત્રણસે લઇ ઉઠાવી આ ફારગતી લખી આપી છે, કારણ કે તમો મારા મોટાભાઇ થાઓ છો, ને બચ્ચરવાળા છો; તેમ તમોએ મને કેટલીક મદદ કરેલી છે, તે ઉપરથી વિચાર કરી નીચે લખેલી મિલકત ઉપરથી મેં મારો માલીકપણાનો હક્ક ઉઠાવી તમને સ્વતંત્ર માલીક કર્યા છે; માટે તમારી નજરમાં આવે તે રીતે કરવાને તમે તથા તમારા વારસો મુખતિયાર છો. તેમાં મારી તથા મારા વારસોની તકરાર ચાલે નહિ; આજ પછી એ મિલકત બાબત કોઇ ગીરોદાર, હીસ્સેદાર, વ-ગેરે પેદા થઇ દાવો કરે તેનો જવાબ મારે તથા મારા વારસોએ દેવો. સહી. મિલકતની વિગત–સુરત ડિસ્ટ્રિક્ટ સુરત શહેરના નવાપ-રાના ભાતની પીઠમાંનું ઘર એક ગાળા ૨ સર્વેનો નં. ૪૫ ની સં-નંદ નં. ૧૯૫ માં લખ્યા મુજબ સમચોરસ વાર ૧૪૫ એની પૂર્વે બેહેચર નાગરનું ઘર, પશ્ચિમે ગાંડા કેસુરનું ઘર, ઉત્તરે સરીઆમ સડક દક્ષિણે ગલીનો રસ્તો.

એ વિગતનું ઘર આ ફારગતીનો દસ્તાવેજ ઉપર લખેલા રૂા. લઈ મેં મારી રાજી ખુશી ને બિનકેફ તનદુરસ્તીથી લખી આપ્યો તે મારે તથા મારા વારસોને કબુલ મંજુર સહી.

| અત્ર. | મતુ. | તત્ર. | શાખ. |
|---|---|---|---|
| જગજીવન માણેકચંદ મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી દા. પોતે. | | ફકીરચંદ માણેકચંદ શા. દા. પોતે. અબદુલ મહંમદ સાલે મહમંદ શાખ. દા. પોતે ધણી બે હજુર. અમથા લાલચંદ શાખ. દા. પોતે. | |

# ગણોતપટો.

સંવત ૧૯૪૯ ના વૈશાખ શુદ ૩ વાર શુક્ર તા. ૫ મી મે સને ૧૮૯૩ અંગ્રેજી દિન તાલુકે ધંધુકાનું ગામ રાણુપોરના રહેનાર શામળ બેહેચર જાતના અમદાવાદી કડવા કણબી ઉમ્મર આશરે વર્ષ ૨૫ ની ધંધો વ્યાજનો જોગ, લી.: મજકુર ગામના રહેવાશી પુંજા આશારામ જાતના ભાળીઆ કોળી, ઉમ્મર આશરે વર્ષ ૪૫ ની જત લખી આપું છું કે, તમોએ ગામ મજકુરના વનમાળી લાધા પાસેથી ગીરો રાખેલી જમીન, નીચેની વીગતે તમારી પાસેથી વર્ષ ૧૦ ને કરારે ગણોતે રાખી છે: તેના ગણોતના વર્ષ ૧ એકના રૂ. ૧૩૦ ) એકે એકસોને ત્રીશ પોળીઆ કર્યા છે તે સરકારની ઠરાવેલી બંને કિસ્તે નીમો નીમ આપવા; સરકાર ધારાના રૂપીઆ વનમાળી લાધાએ દર વર્ષે ભરવાના છે, એ જમીનનાં બાણ પાળીની સંભાળ અમારે રાખવી, નવાં કરાવવાં પડે તો તે અમારા ખરચથી તમારે કરાવવાં એ જમીનમાં પાકે ન પાકે, ખેડીએ કે નખેડીએ તો પણ તમારા ગણોતના રૂ. ઉપરની મુદતે આપવા; આપતાં કસુર કરીએ તો અધુરી મુદતે એ જમીનનો કબજો લઇ બીજાને ગણોતે આપવાને મુખતિયાર છો. તેમાં ઉપલી મુદત સુધી જે કમી ગણોત ઉપજે તે મારાથી વસુલ કરી લ્યો સહી, ઉપર બતાવેલી મુદત દરમ્યાન ગીરો દાર સદરહું જમીન તમારી પાસેથી ગીરોમાંથી છોડવે તો મારે કબજો સોંપી દેવો, મુદતની તકરાર કરવી નહિ ઉપર લખેલા ગણોતના રૂા. હું ન આપું, ને તમારે ફરિઆદ કરવી પડે તો તેના ખરચ સહિત મારી જાતથી તથા મારી માલમીલકતથી તથા મારા વાલી વારસોથી વસુલ કરી લેવા મુખતિયાર છો.

ગણોતે રાખેલી જમીન અમદાવાદ ડિસ્ટ્રીક્ટ—સબડિસ્ટ્રીક્ટ તાલુકે ધંધુકાનું ગામ મોજે રાણપોરમાં વનમાળી લાધાના નામની ચાલે છે, તેની વિગત.

જમીન કિત્તે ૧ સર્વે નં. ૪૪ એકર ૧૦—૪ આકાર રૂ. ૩૦—૮—૦
,, ,, ,, ,, ,, ૫૬ ,, ૪—૧૦ ,, રૂ. ૨૦—૮—૦

એણી વિગતનો ગણોત પટો મારી રાજી ખુશીથી, અક્કલ હોંશિઆરીથી તથા બીન કેફ ને તંદુરસ્તીથી લખી આપ્યો તે મારે તથા મારા વંશ વારસોને કબુલ મંજુર છે સહી દા. જેયરામ રતનજીના છે.

અત્ર. મતુ. તત્ર. શાખ.

+પુંજા આશારામ મતુ ઉપર લી. ખુશાલ માધવ શાખ. દા. પોતે,
ખ્યાલ પ્રમાણે સહી દા. ગંગારામ
કેવળના. ધણી બે હજુર ધણીના નરભેરામ નરસિંહદાસ શાખ દા.
કહેવાથી ધણીએ નિશાન પોતાને પોતે
હાથે કર્યું છે,

---

## ભાડાચીઠ્ઠી.

સંવત ૧૯૪૬ ના પોષ સુદ ૨ ને વાર ગુરૂ તારીખ ૧ લી જાન્યુઆરી સને ૧૮૯૦ ના અંગ્રેજી દીને તાલુકે સાવલીનું ગામ મોજે જરોદના રહેનાર મણીભાઇ ભોળાનાથ ઉમ્મર વર્ષ ૫૦ ની ધંધો નોકરીનો જ્ઞાતે નાગર બ્રાહ્મણ જોગ, લી૦ નરહરીપંથ વિષ્ણુપંથ જ્ઞાતે દક્ષિણી દેહસ્થ બ્રાહ્મણ ધંધો નોકરીનો મૂળ રહેવાશી ગામ જાયબોરડી તાલુકે રેણું જીલ્લે થાણાના તે હાલ નોકરી અર્થે કરબે સાવ-

લીતા જત લખી આપું છું કે નીચેની વીગતનું ઘર તમારી પાસેથી વર્ષ પાંચને કરારે રાખ્યું છે, તેની સરત એ જે વર્ષ ૧ એકના રૂ. ૨૪) અંકે ચોવીશ બાબાશાહી દર સાલના ચૈત્ર સુદ ૨ ને રોજ આપવા; મુદતસર નહિ આપું તો કબજો મારી પાસેથી લઇ બીજાને ભાડે આપવા મુખતિયાર છો, તેમાં સદરહુ મુદત દરમ્યાન મારી બદલી થાય એટલે ઘર અધુરી મુદતે અડેલું ભાડું આપી છોડી જવા મને કશો પ્રતિબંધ નથી. ભાડાના રૂ. આપવામાં કસુર કરૂં ને ફરીઆદ કરવી પડે તો મારી જાતથી, મારી મિલકતથી કે મારા વંશ વારસોથી તમો કે તમારા વારસો ખરચ સહિત લેવા મુખતિયાર છો એ ઘરમાં રૂપીઆ એક ઉપરાંતનો સમરાવવાનો ખરચ તમો ઘરધણીને માથે છે, ને તેથી કમી ખરચ કામ ચલાઉ હોય તે મારે કરી લેવો. ચળામણી તથા દર વર્ષે ચુનો દેવડાવવાનો ખરચ તમો ઘરધણીને માથે છે; ને તેથી કમી ખરચ કામ ચલાઉ હોય તે મારે કરી લેવો. ચળામણી તથા દર વર્ષે ચુનો દેવડાવવાનો ખરચ તમો ઘરધણીને શીર છે. ભાડે રાખેલા ઘરની વીગતઃ—

સ્ટેટ વડોદરા પ્રાંત વડોદરા તાલુકે સાવલીનું ગામ કસ્બે સાવલીમાં ઘર ગાળો ૨, એક ઉત્તર દક્ષિણ લાંબો આશરે ગજ ૧૦ વાડા સાથ, અને પૂર્વ પશ્ચિમ પહોળો આશરે ગજ ૭, એની પૂર્વે લાલા લખાનું ગર, પશ્ચિમે ઝવેર હીરાનું ઘર; ઉત્તરે આગલું બારણું સરિઆમ રસ્તામાં, દક્ષિણે વાડો મુકી દેશાઇ બહેચર અંબાઇદાસના વાડાની જમીન છે.

એ વીગતનું ઘર વાડા સાથે ભાડે રાખ્યું, તેની આ ભાડાચીઠ્ઠી મેં મારી રાજી ખુશીથી અક્કલ હોશિઆરી ને બીનકેફ તનદુરસ્તીથી લખી આપી તે કબુલ મંજુર સહી દા. આતમારામ શીવલાલના છે.

અત્ર મતુ. તત્ર. શાખ.

નરહરીપંથ વિષ્ણુપંથ મતુ. માધવપ્રસાદ હરપ્રસાદ શાખ દા.
ઉપર લખ્યા પ્રમાણે સહી; દા. પોતે.

પોતે. વિનાયક જનાર્દન શાખ દા. પોતે.

---

## વીલ ( વસીયત નામું. )

હું મોહનલાલ પરભુદાસ જાતે દશા પોરવાડ વાણીઓ છું, મારી ઉમ્મર આશરે વર્ષ ૬૦ ની છે, મારૂં રહેવાનું ઠેકાણું તાલુકે ભરૂચનું ગામ મોજે ઝાડેશ્વર છે, ધંધો વ્યાજ વગેરેનો છે. હું આ લેખથી વીલ યા વસીયતનામાનો દસ્તાવેજ કરૂં છું કારણ કે મારી જૈફ ઉમ્મર થઇને મરવું જીવવું એ તો પરમેશ્વરના હાથમાં છે, પણ માણસની ક્ષણભંગુર દેહનો ભરોસો નથી તેમ મારી તબીયત સારી રહેતી નથી; માટે મારી પાછળ મારી માલ મિલકત બાબત ટંટો ફિસાદ ન થાય તે માટે આ વીલપત્ર કરૂં છું. તે પ્રમાણે વહીવટ કરવાને માલીક મુખ્તિયાર છું.

મારે પેટે કંઇજ ફરજન્દ નથી; મારા પિત્રાઇઓ છે, તેઓની સાથે ઘણી લાંબી મુદત થયાં માલ મિલકતની વહેંચણ થઇ વિભાગ પાડેલા છે તેથી તેઓ જો મારી મિલકત પર કાંઇ હક યા દાવો કરે, તે રદ થાય સહી.

મારી સગી બેનનો છોકરો નામે પ્રાગજીભગવાન લાલદાસ મોજે

કેરવાડા તાલુકે આમોદનો તે મારી સાથે રહી મારી ચાકરી બરદાસ સારી રીતે કરે છે, તથા હવે પછી પણ કરશે, તથા ખરચ પુરો કરશે, એવો મને સંપૂર્ણ ભરોસો છે, માટે મારા ગુજર્યા બાદ સદરહુ પ્રાણજીવનદાસે મારી સ્થાવર જંગમ માલ મિલકતો પોતાના કબજા- માં લઇ માલીકપણાના હકથી પોતાની મરજી મુજબ વહીવટ કરવો. તેમાં કોઇએ હરકત થાય નહિ.

મારા ગુજર્યા બાદ મને અવલમજલ પહોચાડી મારી ઉત્તર ક્રિયાનો ખર્ચ રૂ. ૪૦૦) સુધી કરવો.

મારી ધણીઆણી લાડકોર હાલ હયાત છે, તે જીવતાં સુધી તેની ચાકરી બરદાસ કરી ગુજરેથી અવલમજલ પહોંચાડી ઉત્તર ક્રિ- યાનો ખર્ચ રૂ. ૩૦૦) સુધી કરવો.

અમારા બંનેનું વર્ષ દહાડા સુધી નાતના રિવાજ મુજબ શ્રાદ્ધ વગેરે માશીઆ, છમાશી, વર્ષી વગેરે કરવું, અને દર વર્ષ સંવત્સરી તથા શ્રાદ્ધ કરવું

બીજું મારે નામે ગામને પાદરે પરબ મંડાય છે. તે હમેશાં ચાલુ રાખવી; તેમાં હરકત કરવી નહી, સદહું પરબ મંડાવવામાં હરકત થાય તો મારી નીચે લખેલી સર્વે નંબર ૪૦ ની જમીનની ઉપજ જે આવે, તેમાંથી તેનો ખરચ ગામ મજકુરના ગોવિંદજી દરજી તથા પ્રતાપ જેસિંગે ચલાવવો તેમાં પ્રાણજીવન મજકુરથી હ- રકત થાય નહિ. સદરહુ બંનેની નજરમાં આવે તો બાથુનો ઠરાવ કરી એમની નજરમાં આવે તે માણસને પરબને નામે-વહીવટદાર તરીકે તે જમીન ચઢાવી આપે.

મારી ધણીઆણી લાડકોરને હરસાલ વાપરવા સારૂ તેની હયાતી સુધી રૂ. ૧૦૦) સો આપવા, તથા જાત્રા વગેરે જવાની મરજી થાય તો યથાશક્તિ ખરચ કરી લઇ જવી.

મારી મિલકતો છે, તે ડિસ્ટ્રીકટ ભરૂચ, સબડિસ્ટ્રીકટ ભરૂચમાં છે.

ઘરગાળા ત્રણ રહેણીના તથા ઘરગાળા બે કોઢારૂ. મારે નામે ચાલતી સરકારી ખેડખાતાની જમીન સર્વે નંબર ૪૦, ૫૬, ૬૪, ૯૩ ૫૦૫, ગરાસની જમીન સર્વે નંબર ૧૨, ૧૭, ૧૯, વજીફાની જમીન સર્વે નંબર ૭૭.

મારે નામે ચાલતો દેશાઇગીરીનો હક રૂ. ૨૮–૧૨–૬ ભરૂચને થાણેથી રોકડ મળે છે, તે સર્વ મારા ગુજર્યા બાદ પ્રાણજીવનને નામે થાય.

ઉપરની સ્થાવર મિલકત તેમજ જંગમ મિલકત–ચીઠ્ઠી તેમજ ખાતાની રૂઇથી જે કાંઇ ચોપડા મુજબ લેણું દેણું છે તે સર્વેના વારસ મારા ભાણેજ પ્રાણજીવનદાસ લાલદાસને ઠરાવ્યા છે, અને તે વિષેનો આ વસિયતનામાનો દસ્તાવેજ મેં મારી રાજી ખુશીથી, તથા અક્કલ હોશિઆરીથી તંદુરસ્તીમાં લખી આપ્યો છે, તે મારે તથા મારા વારસોને કબુલ છે. સંવત ૧૯૪૮ ચૈત્ર શુદ ૫ ને વાર શનિ તા. ૨૭ એપ્રિલ સન ૧૮૯૨ દા. રામલાલ કરશનદાસ મુખત્યાર છે.

મોહનલાલ પરભુદાસ મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી દા. પોતે, પ્રતાપ જેશીંગ સાખ દા. પોતે મહેરવાનજી શાપુરજી સાખ દા. પોતે

# બક્ષીસનામું.

સંવત ૧૯૪૯ના ચૈત્ર શુદ ૪ ને વાર શુક્રે તા. ૧ લી એપ્રિલ સન ૧૮૯૩ ને અંગ્રેજી દિને તાલુકે આણંદનું ગામ મોજે કરમસદ ના રહેનાર જીભાઇ ઝવેર જાતના લેઉઆ કણુબી ઉમ્મર આશરે વર્ષ ૨૧ની તથા નાથાભાઇ ઝવેર આશરે વર્ષ ૧૯ની જાતના લેઉઆ કણબી–ધંધો ખેતીનો—શી. એક ગામવાશી વાઘજી લખાભાઇ જાતના લેઉઆ કણુબી ઉમ્મર આશરે વર્ષ ૬૦ ની ધંધો ખેતીનો–જત લખી આપું છું કે તમો મારા સગા ભાણેજ થાઓ છો; અને આજ ઘણાં વરસ થયાં તમે મારી સાથે રહી મારી ચાકરી બરદાસ કરો છો અને હવે પછી પણ કરશો, માટે નીચે લખેલી મિલકત તમોને બક્ષીસ આપી તમારા કબજામાં આપી તમોને સ્વતંત્ર માલીક કર્યા છે માટે તમારી નજરમાં આવે તે રીતે વહીવટ કરવાને તમો માલીક મુખતિયાર છો.

મિલકતની વીગતઃ—જીલ્લે ખેડા ડિસ્ટ્રીક્ટ સબડિસ્ટ્રીક્ટ આણંદનું ગામ મોજે કરમસદમાં ઘરગાળો ૧ રહેઠાણીનું, કીમ્મત આશરે રૂ. ૭૦૦૦)નું તથા મારા નામે સરકારી ખેડખાતાની તથા જાત ઇનામની જમીન ચાલે છે એ જમીન ઉપર તમારે નામે મોં બદલો કરી આપેલો છે તેની વિગતઃ—

જાત ઇનામની સર્વે નંબર ૪૦ ના એકર ૨–૧ આકાર રૂ. ૧૦–૨ સલામી રૂ. ૨-૮–૬, સરકારી ખાતાની જમીન સર્વે નંબર ૩૦૯૦ એકર ૫–૨ આકાર રૂ. ૨૦–૮–૮ મળી કીમ્મત આશરે ૭૦૦૦ ).

ઉપર મુજબની મિલ્કતો તમને બક્ષીસ આપી આ બક્ષીસનામાનો દસ્તાવેજ મારી રાજી ખુશીથી અક્કલ હોશિયારીથી તનદુરસ્ત સ્થિતિમાં લખી આપ્યો; તે મારે તથા મારા વારસોને કબુલ મંજુર છે સહી.

સદહું બધી મિલ્કતની કીમ્મત રૂ. ૧૯૦૦૦ ) તે હાલ પણ કીંમત કરાવતાં એજ થાય છે. દા. કહાનદાસ કુંવરદાસના છે.

અત્ર. મતુ. તત્ર. શાખ.

વાલજી બખાભાઇ મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી દા. પોતે.

શંકર પીતાંબર શાખ દા. પોતે.
પ્રેમાનંદ મહાશંકર શાખ દા. પોતે.
બાઇ સરસ્વતિ તે જીવણલાલ અમથાની વિધવા શાખ દા. પોતે.

---

# પાવતી ( પહોંચ. )

હું નીચે સહી કરનાર ગાડાવાળા ઉકડ લલ્લુ મારી રાજી ખુશીથી લખી આપું છું કે ટંકારીઆના સરકારની ઓફિસનો સામાન વગેરે જંબુસરથી દેહેજ સુધી માઇલ ૧૫ લઇ જતાં મારી બે ગાડીનો ખરચ સરકાર દસ્તુર મુજબ રૂ. ૧–૬–૬ થયા તે મને રોકડે રોકડા તે ખાતાના હવાલદાર જમાલસીંગ મારફતે મળ્યા તે લઈ આ પહોંચ લખી આપી છે તે કબુલ મંજુર સહી. તા. ૪–૧–૧૪.

ગાડાવાળા ઉકડ લલ્લુ સહી દા. પોતે.

# કરજાઉ ખત.

સંવત ૧૮૪૮ ના મહા શુદ ૨ તારીખ ૨૪ મી ડીસેમ્બર સન ૧૮૯૨ ને શુક્રવાર અંગ્રેજી દિને સુરત વાડીઆના રહેનાર શેઠ છોટુભાઇ ચકુભાઇ ગ્નાતે મોઢે વાણીઆ ઉમ્મર વર્ષ ૪૫ ની ધંધો વ્યાજુનો જોગ, લી. શહેર મજકુરની કોન્સ્ટીબ્નના રહેનાર જમાદાર નશીરૂદીન અલાઉદીન ઉમ્મર વર્ષ ૨૫ ધંધો સરકારી નોકરીના પેનશનનો, જત અમોએ આજરોજ તમારી પાસેથી નગદ રોકડા રૂ. ૫૦૦) અંકે પાંચસે ઘર બધાવવું શરૂ કર્યું તે કામમાં વાપરવા સારૂ લીધા તે દેવા, એ જ્યાં તમો ધણી માગો ત્યાં દેવા. એ રૂપીઆનું વ્યાજ માસ સેંકડા ૧ તેરીખ ટકા રૂ. ૦॥। આના બાર લેખે ચડે તેના વ્યાજ સાથે તેમજ જે વર્ષમાં અધિક માસ આવે તેના વ્યાજ સાથે ફેરવણી સહિત દેવા. આ રૂપીઆ મુદલ વ્યાજ સાથે તમો માગો તે વખતે આપતાં હરકત કરીએ, ને તમારે ફરિઆદ કરવી પડે તેના ખરચ સાથે આપવા સહી. આ કરજાઉ ચિઠ્ઠી રૂપીઆ રોકડા લઇ મારી રાજીખુશીથી પૂર્ણ તંદુરસ્તીમાં લખી આપી છે, તે મને મારી જાતને તથા તમામ મારી મિલ્કતને તેમજ મારા વંશ વારસોથી ખરચ સાથે ચુકવી લો ત્યાં સુધી બંધન કર્તા છે. દા. કહાનદાસ મંછારામના છે.

| | | | |
|---|---|---|---|
| અત્ર. | મતુ. | તત્ર. | શાખ. |

જમાદાર નશીરૂદીન અલાઉદીન
મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી

જીવરાજ દયાળ શાખ દા. પોતે
જાનમહમદભાઇ હુસેનભાઇ શાખ.
દા. પોતે.

# ટીકીટવાળુ ખાતું.

ગામ કુંભોલા તાલુકે માત્રલીના રહેનાર શામળભાઇ જીભાઇ તથા શંકરભાઇ શામળભાઇનું ખાતુ. સંવત ૧૯૪૮ ના પોસ વદ ૩ અંગ્રેજી તારીખ ૨ જી જાનેવારી સન ૧૮૯૨.

| જમે | ઉ |
|---|---|
| | ૧૫૧) નગદ રોકડા રૂ. ૧૫૧) અંકે એકસો એકાવન કલદાર પોળીઆ દેવા સહી. મીતિ પોસ વદ ૩ સંવત ૧૯૪૮. |
| | ટીકીટ. શામળભાઇ જીભાઇ સહી<br>દા. પોતે.<br>શંકરભાઇ શામળભાઇ સહી<br>દા. પોતે. |

નોટ—(નગદ રોકડા નહિ હોય, ને હિસાબ સમજી ખાતું પાડયું હોય, તો બાકી ઉપલા ખાતાનો હિસાબ સમજી કાઢયા તે દેવા, એમ લખી એવા ખાતા નીચે એકાદ જણાની સાક્ષી જોડે કરાવવી.

## કાંધા ખત.

સંવત ૧૯૪૯ ના પોસ સુદ ૨ અંગ્રેજી તારીખ ૨૧ મી ડીસેમ્બર સન ૧૮૯૨ ને વાર ભોમે તાલુકે વલસાડના રહેનાર દેસાઇ લલ્લુભાઇ મોહનભાઇ જાતે અનાવલા બ્રાહ્મણ ઉમ્મર આશરે વર્ષ

૪૮ ની ધંધો વ્યાજુનો જોગ. લી૦ તાલુકે મજકુરનું ગામ મોજે ચીખલીનું ફળીઉં કાંપરીના રહેનાર ડોડીઆ નાણીઆ જગલા ઉમ્મર આશરે વર્ષ ૩૫ ની ધંધો ખેડુતનો, જત તમો મારી પાસે સામા દસ્કતના ખાતાની રૂએ ઘણી મુદત થયા રૂપીઆ માગો છો તે ખાતાનો હિસાબ કરી મારી ખુશીથી નીચે મુજબનો આંકડો રૂ. ૨૬૧) નો કર્યો તેનાં પાંચ કાંધાં બાંધી આપ્યાં છે.

૫૨) સંવત ૧૯૪૯ ના ચૈત્ર સુદ ૨ ને દિને ભરવા.
૫૨) ,, ૧૯૫૦ ,, ,,
૫૨) ,, ૧૯૫૧ ,, ,,
૫૨) ,, ૧૯૫૨ ,, ,,
૫૩) ,, ૧૯૫૩ ,, ,,

ઉપરની મુદતસર કાંધા મુજબ રૂપીઆ ભરવા સહી, ને મુદત ચુકું તો ચઢતા મુદલનું માસ ૧ રૂત ૧ તેરીખ ટકા ૧ાા દોઢ મુજબ વ્યાજ સાથે ભરવા સહી. ફરિઆદ કરવી પડે તો ફરિઆદીના ખરચ સાથે ભરવા સહી તેમ ત્યાર પછીનાં જે કાંધાં કર્યાં હોય તે રદ થાય, ને સામટા રૂપીઆ તમે એક વખત ચુકવી લેવાને માલીક મુખતિયાર છો, આ કાંધાખત મેં મારી રાજી ખુશીથી અક્કલ હોંશિઆરી ને બિનકેફ તનદુરસ્તીથી લખી આપ્યું તે કબુલ મંજુર.સહી દા. ડીકાભાઇ લલુના છે,

અત્ર મતુ. તત્ર શાખ.

+ડોડીઆ નાણીઆ જગલાનું નિશાન—ધણી રજુ મતુ ઉપર પ્રમાણે સહી દા. રઘુનાથજી નથુભાઇના છે.

દેશાઇ લાલદાસ હરજી શાખ દા. પોતે.

પટેલ મકલા વજીરીઆ શાખ દા. પોતે.

# નિરૂદ્યમીને ઉદ્યમ અને નિર્ધનને ધન આપનાર

# હુન્નર પ્રકાશ.

પ્રિય વાંચકવર્ગ આ પુસ્તકની અંદર ૨૦૦૦) હુન્નરોનો મોટો સંગ્રહ આપ્યો છે. આપણો દેશ હુન્નરમાં સાંપ્રતકાળમાં પછાત પડવાથી અધમાવસ્થા ભોગવે છે. આપણા દેશમાં હુન્નરોનો પ્રચાર થાય અને પરદેશી મોહક વસ્તુઓ પરથી મન ઉતરી જાય તે હેતુથી ઘણો શ્રમ વેઠી આ પુસ્તક છપાવવામાં આવ્યું છે. આધુનિક સમયમાં ઘણાજનો નોકરી માટે ફાંફાં મારે છે. તેવાં જનોએ તેમજ ધંધાદારીઓએ પોત પોતાના ધંધાને ઉત્તમ રીતે કેળવવા સારૂ આ પુસ્તકનો ખંતથી અભ્યાસ કરી ઉપયોગી હુન્નર ગ્રહણ કરવો. આ પુસ્તક દરેક સ્વદેશાભિમાની દેશીએ દેશની આબાદી ઇચ્છવા સારૂં ખરીદવું એ ઘણુંજ સારૂં છે. તેનો બહોળો ફેલાવો થાય ને દરેક જણ લાભ લઇ શકે તેટલા માટે હાલ કીં. ૨-૮-૦ રાખી છે.

લખોઃ—

**જયંતી નારણલાલ મોતીલાલ શાહ.**

બુકસેલર પબ્લીશર,

રીચીરોડ—અમદાવાદ.

---